# પ્રસ્તાવના

**कराग्रे वसति लक्ष्मीः करमध्ये सरस्वती ।**
**करमूले तु गोविन्दो प्रभाते करदर्शनम् ॥**

ભાગ્યરેખામાં સમાયેલા ભેદોના સ્પષ્ટીકરણ માટે ભારતના ભૃગુ, પારાશર, અંગી આદિ મહાજ્ઞાની ઋષિમુનિઓ પોતાના જે વિચારદોહન આપણી સમક્ષ મૂકી ગયા છે, તે જ્યોતિષવિદ્યાના ગ્રંથોમાં આજે મોજૂદ છે; કિન્તુ ભાવિની એ રેખાઓ કેવળ મનુષ્યના લલાટ જ નથી લખાતી ! એની જન્મકુંડળીમાં જ એના આદિ-અંત નથી આવી જતા.

પ્રત્યેક હિંદુ કુટુંબમાં જમાનાજૂની એક પ્રથા ચાલતી આવેલી છે. પુત્ર કે પુત્રીના જન્મ પછી છઠ્ઠે દિવસે ભાગ્યદેવી પધારી એના ભાવિની રેખાઓ લખી જાય છે. એ રેખાઓ તે લલાટની અને હાથની બંને !

ભાગ્યરેખાનો ભેદ જાણવાનો અર્થ આજકાલ જ્યોતિષવિદ્યામાં જન્મપત્રિકા જોવાનો કે કપાળ રેખાઓ જોવામાં જ પર્યાપ્ત થઈ જાય છે. પરંતુ હસ્તરેખાના ભેદ ખુલ્લા કરવાની પરવા ઘણા ઓછા કરે છે. અને એનું કારણ આજકાલના મોટા ભાગના જ્યોતિષીઓને હસ્તરેખાનું જ્ઞાન ઉપરચોટિયું. પોપટિયું યા અપૂર્ણ જ હોય છે !

જ્યોતિષવિદ્યા-નસીબના લેખ જાણવાની કળામાં હસ્તરેખા પણ મોટો ભાગ ભજવે છે. અને કેટલીક સુંદર, રંગીન ને સચોટ માહિતીઓ એ રેખાનું જ્ઞાન પૂરું પાડે છે. આજકાલ ગામેગામ શહેરેશહેર ને ગલીએ-ગલીએ ટીપણાં લઈને પાઘડી પહેરી જ્યોતિષી બની રખડતા મોટા ભાગના બનાવટી ગપ્પીદાસ આમજનતા બબ્બે પાંચ-પાંચ પૈસામાં હાથ જોઈને ફાવે એમ ભવિષ્ય ભાખતા બહોળા પ્રમાણમાં નજરે ચડે છે. હતાશ, નિરાશ, દુઃખી ને દયાપાત્ર માણસો આશા અને પ્રેરણાનાં પિયુષ પીવાની ઈચ્છાએ એમની પાસે આતુર નયને જાય છે અને આવે છે !

એ હતાશ દુઃખીઓને માટે **હસ્તરેખાનું** આ પુસ્તક એક આશા-દીપક સમાન છે, ધનલાભ, યશલાભ, સંતાનપ્રાપ્તિ, આયુષ્ય, સુખ, શાંતિ, પરદેશગમન, તંદુરસ્તી, વગેરે જિંદગીની સેંકડો નાનીમોટી ગડમથલ-

તેના ખુલાસા, માનવીની હથેળીને રેખાઓ ને ચક્રોમાં સમાયેલા છે. એની માહિતી મેળવવા, એનો ભેદ ઉકેલવા મગજને થોડું કસવાની જરૂર છે. સૌ કોઈ આપમેળે અત્યંત સહેલાઈથી એ માર્ગે જઈ શકે એ આ પુસ્તકનો હેતુ છે. જન્મકુંડળી તથા ગ્રહોના લાભાલાભ જેની સાથે સંકળાયેલા છે, એવાં હસ્તનાં આ રેખાચિહ્નોમાં છુપાયેલાં ભવિષ્યફળ એકવાર જાણ્યા પછી માનવ પોતાના જીવનને સરળ બનાવી શકે છે. આ પુસ્તકનો બીજો વિભાગ (Numerology) અંકશાસ્ત્રનો છે. આ અંકશાસ્ત્રની પદ્ધતિ યુરોપ અને અમેરિકામાં ઘણી જ પ્રચલિત છે. અને એને અંગે ત્યાં સેંકડો પુસ્તકો લખાયાં છે, પરંતુ આપણી ગુજરાતી ભાષામાં આ પ્રથમ જ છે. આ અંકશાસ્ત્રની મદદથી અને પોતાની જન્મ તારીખ પરથી પોતાના ક્યાં ક્યા વર્ષો ફળદાયી છે તે દાખલા તથા દલીલથી સમજાવ્યાં છે. વાંચકો આ ભાગ જરૂર વાંચે અને અનુભવે.

ત્રીજો વિભાગ **જ્યોતિષશાસ્ત્રનો ફળાદેશ વિભાગ** છે. જેમાં નક્ષત્રો, રાશીઓ, ચંદ્રમા વિગેરેની સમજ, જન્મકુંડળી બનાવવાની રીત, તથા જોવાની રીત, અને કેટલાક યોગોની સમજ તથા પ્રશ્નોને લગતી સમજ આપી છે, કે જેથી જ્યોતિષ શીખનારાને તે વિભાગ ઘણો જ ઉપયોગી થઈ પડશે.

આ નવી આવૃત્તિમાં વિખ્યાત જ્યોતિષી **શ્રી હરિહર પંડિત મહેસાણાવાળાએ** આદ્યંત જોઈ જઈને તેઓના ઘણા સુધારાવધારા કર્યા છે. અને અત્યંત જરૂરી એવા બીજા કેટલાક નવા વિષયો ઉમેરીને વિશેષ ઉપયોગી અને સંપૂર્ણ કર્યું છે. તેથી આ પુસ્તકનાં પાનાંમાં પણ સારો એવો વધારો થયો છે. નાના મોટા અનેક વધારા ઉપરાંત આ આવૃત્તિમાં એમણે બાર ગાદીઓ અને નવખંડ વિશેનું મહત્વનું **'અંગ પ્રકરણ'** તથા **'શ્રીજાતક'** ખાસ ઉમેર્યાં છે. એમના જ્યોતિષ જ્ઞાનનો આ પુસ્તકને સંપૂર્ણ લાભ મળ્યો છે અને પુસ્તક અદ્યતન, વિશેષ ઉપયોગિતા ધરાવતું બન્યું છે, તે પ્રત્યે વાંચકોનું ખાસ લક્ષ્ય દોરીએ છીએ.

વાંચકો આ પુસ્તકનો યથાયોગ્ય લાભ લેશે તો અમારો અને પ્રકાશકનો શ્રમ સફળ થયેલો માનીશું, એ જ.

લેખકો

## હસ્તરેખાશાસ્ત્ર, તેનો ઇતિહાસ અને તેની મહત્તા

### વિશ્વનો સાર મનુષ્ય છે.
### મનુષ્યનો સાર હાથ છે.

**સૃષ્ટિનો** નિયમ છે કે કારણ વગર કાર્ય પ્રગટ થતું નથી. વૃક્ષો જોઇને આપણને જરૂર અનુમાન થઇ શકે કે એનું કોઇક કારણ તો હોવું જ જોઇએ, અને અનુભવથી આપણે જાણી શકીએ છીએ કે વીજળી, જળ, વાયુ આદિ એના કારણ છે.

આવી જ રીતે પ્રત્યેક વ્યક્તિના હાથમાં ચિહ્ન તથા રેખાઓ વગેરે જોવામાં આવે છે. આવા ચિહ્નો તથા રેખાઓનું કારણ શું? એમાં પણ કંઇ કારણ અવશ્ય હોય જ અને છે જ. એ હાથની રેખાઓ તથા ચિહ્નો મનુષ્યના ભાવિનું સૂચન કરાવે છે. એમાં માનવીનું કિસ્મત આલેખાયું છે. એમાં એનું જીવન-સુખ, એની સમૃદ્ધિ, એનું લગ્નજીવન અને એના ભાગ્યનિર્માણની વાતો સાંકેતિક લિપિમાં આલેખાયલી છે. મનુષ્યની ફરજ એ સાંકેતિક લિપિનું જ્ઞાન પ્રાપ્ત કરી તેને જાણવાની છે અને એ જાણીને કુદરતના દોર્યા દોરાવાની છે. આ ફરજ માનવી ચૂકે તો એણે કુદરતના માર્ગદર્શનની જરૂર અવગણના કરી કહેવાય.

માટે જ હાથની ભાષા જાણવાના પ્રયાસ આજ આપણા પ્રાચીન ઋષિમુનિઓ તરફથી થતા આવ્યા છે. આ વિદ્યામાં જ નહિ પરંતુ જ્યોતિષના એકેએક અંગની વિદ્યામાં આપણા પૂર્વજો પૂરા પ્રવીણ હતા. તેમણે આ વિદ્યાઓને લગતું ખૂબ સંશોધન કર્યું હતું. અને એમાં પોતાનો અનુભવ ઉમેરી તેને સો ટચના સુવર્ણ જેવી સાચી અને વ્યવહારુ બનાવી હતી.

સૃષ્ટિની રચનાની સાથે જ બ્રહ્માએ મનુષ્યો માટે ધર્માદિ વ્યવસ્થાના નિયમો પણ ઘડ્યા હતા. આ નિયમો એક ગ્રંથમાં સંઘરાયલા

જે તેને 'વેદ' નામથી ઓળખવામાં આવે છે. આ વેદમાં લખેલા નિયમો જ મનુષ્યે એક ધર્મ ગણીને પાળવાના હોય છે. વેદમાં ધર્માદિ સાધનને માટે કાળ સમય કહેવામાં આવ્યા છે અને એને જણાવવાને માટે બ્રહ્માએ વેદાંગ જ્યોતિષશાસ્ત્રસિદ્ધાન્ત, સંહિતા અને હોરા નામના ત્રણ સ્કન્ધોમાં વર્ણવેલું છે. આ જ જ્યોતિષશાસ્ત્રનું સામુદ્રિકશાસ્ત્ર એક અંગ છે. અને તેનું એક અંગ હસ્તરેખા વિજ્ઞાન છે.

નાખવાની પ્રથમ પહેલ ત્યાંના ધર્મ સમુદાયે કરી. તે વખતે પાદરીઓ જ ત્યાંના ખરા રાજકર્તા હતા તેમ કહીએ તો પણ ચાલે. આઠમો હેનરી માત્ર નામનો જ રાજા હતો. પોપે રાજાની અનુમતિ લઈને એક આજ્ઞા બહાર પાડી. આ હુકમ અનુસાર આ વિદ્યાને ત્યાં જાદુગરી, ધૂતારી, ભૂત-પ્રેત આદિ મલિન વિદ્યાઓ જેવી ગણવામાં આવી અને એનો અભ્યાસ તથા ધંધો કરનારાઓને સખ્ત શિક્ષા કરવામાં આવશે એવી ચેતવણી પણ અપાઇ.

પોપના કરતાં આઠમો હેનરી સવાયો નીકળ્યો. તેણે પોપના આ હુકમ ઉપરાંત બીજા પણ કડક હુકમો બહાર પાડ્યા. આમ ઇંગ્લેંડમાં એના પ્રચાર સામે કડક અંકુશ મૂકાયા.

આઠમા હેનરીએ આ વિદ્યાના પ્રચારથી ભય પામવા માટેનું એક ખાસ કારણ પણ હતું. એને બીક હતી કે લોકો જો ભવિષ્ય બાબત થઈ જાય તો એનું પોતાનું ભવિષ્ય પણ જતે દિવસે પ્રકટ થાય અને આમ જો થાય તો તેનાં લગ્ન પણ થતાં અટકી જાય. આથી એની સામે એ સદાય તકેદારી રાખ્યા કરતો હતો.

અને એવું બન્યું પણ ખરું. એક દિવસ હેનરીના એક મિત્રે વાતચીત દરમ્યાન હસતાં હસતાં તેનો હાથ પોતાના હાથમાં લીધો. તેણે લગ્નરેખા જોઈ અને કહ્યું, 'તમારા લગ્ન અનેક વાર થશે અને તમે તમારી સ્ત્રીઓને ખૂબ જ ઘાતકી રીતે સતાવશો.'

આ ભવિષ્ય કથનથી હેનરી ચોંકી ગયો. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એનાં લગ્ન અનેક વાર થયાં હતાં. અને તેણે પોતે પોતાની સ્ત્રીઓને રીબાવી રીબાવીને મારી પણ નાખી હતી. આ ભવિષ્યથી હેનરીને માઠું લાગ્યું અને તેણે પોતાના એ મિત્રને દગાફટકાથી મારી નંખાવ્યો. કેટલાકોનું કહેવું હતું કે હેનરીને ભય લાગ્યો હતો કે તેનો આ મિત્ર તેની આ વાત બીજાઓને કહી પણ દે અને આથી તેણે એને સદાને માટે દૂર કરી દીધો.

પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે આઠમા હેનરીની પુત્રી રાણી ઇલીઝાબેથે આ વિદ્યાને આવકારી અને તેના પ્રતિ એણે ર

લેવા માંડ્યો. એટલું જ નહિ, પરંતુ પોતે તેની યોગ્ય સલાહ લઈ શકે તે માટે તેણે જોન ડી નામના એક હસ્તરેખાશાસ્ત્રીની ભારે પગારે પોતાના દરબારમાં નિમણૂક પણ કરી. રાજ્યકારભારમાં તેમજ બીજા પ્રસંગોએ રાણી-આ ભવિષ્યવેત્તાની સલાહ લેતી અને તેની સૂચના મુજબ જ કાર્ય કરતી હતી.

કહેવાય છે કે એક દિવસે આ વૃદ્ધ જ્યોતિષીએ રાણીનો હાથ જોઈ તેને સ્પેનિશ નૌકાસૈન્યના હલ્લાની આવનારી આફત સામે ચેતવણી આપી. એ સલાહને અનુસરીને રાણીએ તરત જ અગ્નિવહાણો બાંધ્યાં અને પરિણામ એ આવ્યું કે જ્યારે સ્પેન સાથે લડાઈ જાહેર થઈ ત્યારે એ અગ્નિવહાણોએ સ્પેનના જબરજસ્ત અને શક્તિશાળી નૌકાસૈન્યનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. ઇતિહાસ આ બનાવને રાણીની દૂરદર્શિતા અને તેની બહાદુરીરૂપ ગણે છે. પરંતુ ખરી રીતે જોતાં તો તેનો યશ જ્યોતિષ વિદ્યાને જ મળવો જોઈએ.

એ પછી મામલો પલટાયો. ચોથા જ્યોર્જના શાસનકાળમાં આઠમા હેનરીએ હસ્તવિદ્યા સંબંધી જે બિલ પસાર કર્યું હતું તેની સખ્ત આલોચના કરવામાં આવી અને તેની ભલામણથી પાર્લામેન્ટ એક 'એન્ટી પામીસ્ટ્રી બિલ' પસાર કર્યું. આ બિલ અનુસાર હસ્તરેખાને ધૂર્ત અને છળકપટવાળી ગણવામાં આવી અને તેનો ઉપયોગ કરનારને એક વર્ષની સજાનો હુકમ થયો. આ આખો વ હુકમ નીચે મુજબ હતો :–

'Any Person found practising Palmistry is hereby deemed a Rogue and a Vagabond to be sentenced to one year's imprisonment and stand in the pillory'

પણ આ દુર્દશા અધિક સમય સુધી રહી નહિ. ૧૯મી શતાબ્દીની સાથે જ વૈજ્ઞાનિક યુગની શરૂઆત થઈ આ વિદ્યાને વિજ્ઞાનની કસોટીએ કસવામાં આવી અને તેમાં તે અણીશુદ્ધ પાર ઊતરી. સને ૧૯૫૩મા પ્રાચ્ય વિદ્વાન મેસીનરે સિદ્ધ કરી બતાવ્યું કે, હાથમાં એવી જાતના પરમાણુઓ થાય છે કે જે હથેળીની લાલ રેખાએ. નોંધે સ્પષ્ટ રૂપમાં

એટલે કે ઈશ્વરે મનુષ્યના હાથ પર એવા ચિહ્નો બનાવ્યા છે કે જેથી તે પોતાના કામોને બરાબર સ્પષ્ટ રીતે સમજી શકે.

મશહૂર હસ્તરેખાશાસ્ત્રી 'કીરો' (Cheiro) એ કબૂલ્યું છે કે તેને હસ્તરેખા વિષેની વધુ નક્કર માહિતીઓ હિન્દના જ્યોતિષીઓ પાસેથી જ મળી હતી. 'કીરો'ના મત મુજબ હસ્તરેખા એ હિન્દની જ પ્રાચીન વિદ્યા છે અને તે બાદ તેનો પ્રચાર બીજા દેશોમાં થયો છે. બીજા પ્રસિદ્ધ જ્યોતિષીઓનું પણ આ જ કથન છે

શરીરશાસ્ત્રનું કથન છે કે મસ્તક તથા હાથની આંગળીઓ એક પ્રકારના જ્ઞાનસ્નાયુઓ દ્વારા સંબંધ ધરાવે છે, અને આ સંબંધ એટલો તો ગાઢ છે કે હાથને મસ્તકના ગુલામ જેવો બનાવી રાખવામાં આવ્યો છે વિચારકેન્દ્રમાંથી જેવી કોઈ આજ્ઞા થઈ કે તરત જ હાથને એનું પાલન કરવું પડે છે પછી એ હાથની એ શક્તિ હોય કે ન હોય તેને તો હુકમ ઉઠાવવો જ પડે છે મસ્તકની ક્રિયાનો ઊંડો પ્રભાવ હાથ ઉપર પડે છે શુભ અશુભ વિચારો કે જે આપણા મનમાં વારંવાર ઊઠે છે તેની પ્રતિકૃતિ અવશ્ય હાથ ઉપર અંકાઈ જાય છે હાથ અને મગજશક્તિનો આવો ગાઢ સંબંધ છે

હાથની રેખાઓનું જ્ઞાન એટલું તો ઉપયોગી છે કે જો માનવી તે જાણી શકે તો તે સદાય પોતાના જીવનવ્યવહારથી સાવચેત રહી શકે છે રેખાઓનું જ્ઞાન તેને શારીરિક, આર્થિક અને ધાર્મિક એમ ત્રણે રીતે માર્ગદર્શન કરાવે છે હાથની રેખાઓમાં જળ–અગ્નિ કે વાહનનો ભય જણાતો હોય તો તેનાથી સાવચેત રહેવાની માનવીની ફરજ છે અમુક રોગ થવાના લક્ષણોનો આરોગ્ય–રેખામાં સંકેત હોય તો માનવીએ તે રોગને મૂળમાંથી જ અટકાવી દઈ તેની સામે ચાંપતા ઇલાજ લેવા જોઈએ હાથની રેખાઓ અમુક જ હુન્નરઉદ્યોગનો સંકેત કરતી હોય તો માનવીની ફરજ છે કે તેણે તે જ ઉદ્યોગમાં ચિત્ત લગાવી પોતાની પ્રગતિ સાધવી હાથની રેખાઓમાં, તેના સામુદ્રિક ચિહ્નોમાં કુદરતનો ગૂઢ સંકેત છુપાયેલો હોય છે એ સંકેત

એટલે કે ઈશ્વરે મનુષ્યના હાથ પર એવાં ચિહ્નો બનાવ્યાં છે કે જેથી તે પોતાના કામોને બરાબર સ્પષ્ટ રીતે સમજી શકે.

મશહૂર હસ્તરેખાશાસ્ત્રી 'કીરો' (Cheiro) એ કબૂલ્યું છે કે તેને હસ્તરેખા વિષેની વધુ નક્કર માહિતીઓ હિન્દના જ્યોતિષીઓ દ્વારા જ મળી હતી. 'કીરો'ના મત મુજબ હસ્તરેખા એ હિન્દની જ પ્રાચીન વિદ્યા છે. અને તે બાદ તેનો પ્રચાર બીજા દેશોમાં થયો છે. બીજા પ્રસિદ્ધ જ્યોતિષીઓનું પણ આ જ કથન છે.

શરીરશાસ્ત્રનું કથન છે કે મસ્તક તથા હાથની આંગળીઓ એક પ્રકારના જ્ઞાનસ્નાયુઓ દ્વારા સંબંધ ધરાવે છે, અને આ સંબંધ એટલો તો ગાઢ છે કે હાથને મસ્તકના ગુલામ જેવો બનાવી રાખવામાં આવ્યો છે. વિચારકેન્દ્રમાંથી જેવી કોઈ આજ્ઞા થઈ કે તરત જ હાથને એનું પાલન કરવું પડે છે. પછી એ હાથની એ શક્તિ હોય કે ન હોય તેને તો હુકમ ઉઠાવવો જ પડે છે. મસ્તકની ક્રિયાનો ઊંડો પ્રભાવ હાથ ઉપર પડે છે. શુભ અશુભ વિચાર કે જે આપણા મનમાં વારઘડીએ ઊઠે છે તેની ય તત્કાળ અસર હાથ ઉપર અંકાઈ જાય છે. હાથ અને મગજશક્તિનો આવો ગાઢ સંબંધ છે.

હાથની રેખાઓનું જ્ઞાન એટલું તો ઉપયોગી છે કે જો માનવી તે જાણી શકે તો તે સદાય પોતાના જીવનવ્યવહારથી સાવચેત રહી શકે છે. રેખાઓનું જ્ઞાન તને શારીરિક, આર્થિક અને ધાર્મિક એમ ત્રણ રીતે માર્ગદર્શન કરાવે છે. હાથની રેખાઓમાં જળ-અગ્નિ કે વાહનનો ભય જણાતો હોય તો તેનાથી સાવચેત રહેવાની માનવીની ફરજ છે. અમુક રોગ થવાનાં લક્ષણોનો આરોગ્ય-રેખામાં સંકેત હોય તો માનવીએ તે રોગને મૂળમાંથી જ અટકાવી દઈ તેની સામે ચાંપતા ઈલાજ લેવા જોઈએ. હાથની રેખાઓ અમુક જ હુન્નરઉદ્યોગનો સંકેત કરતી હોય તો માનવીની ફરજ છે કે તેણે તે જ ઉદ્યોગમાં ચિત્ત લગાવી પોતાની પ્રગતિ સાધવી. હાથની રેખાઓમાં, તેનાં સામુદ્રિક ચિહ્નોમાં કુદરતનો ગૂઢ સંકેત છુપાયેલો હોય છે એ સંકેતને

જાણવાનું કામ માનવીનું છે. માનવી હાથની ભાષા શીખે તો એ સંકેત જાણી શકે અને કુદરતને ચીલે ચાલી શકે.

હાથની રેખાઓ પરથી માનવી ચોર, ડાકુ, સદ્‌ગૃહસ્થ કે કેવો છે તે પણ જાણી શકાય છે. હાથની રેખાઓ તેના સમસ્ત ગુણ–અવગુણ પ્રકટ કરે છે. આ વિદ્યાનો લાભ હાલમાં સ્કોટલેન્ડ યાર્ડ ( Scotland yard )ના ગુપ્તચર વિભાગે પણ છૂટથી લેવા માંડ્યો છે. હાથની રેખાઓનું અવલોકન કરી માનવી કયા ગુનામાં સંડોવાયેલો છે તે તેઓ શોધી કાઢે છે અને આવી રીતે ગુનેગારોને પકડી પાડે છે. આ કાર્યમાં Finger Print–અંગૂઠાની છાપનો ઉપયોગ પણ કરવામાં આવે છે. આ અંગૂઠાની છાપ લેવાની પ્રથા તો આજે બધા જ દેશમાં પ્રચલિત છે. આપણા હિંદમાં પણ તેનો પ્રચાર ગામેગામ–શહેરેશહેરમાં છે. અંગૂઠાની છાપ ખરા ગુનેગારોને અચૂક પકડી પાડે છે, એમાં હવે જરા પણ શંકા રહી નથી.

હાથની ચામડીને બાળી નાખવામાં આવે કે પછી હાથની રેખાઓને એસિડથી નષ્ટ કરી દેવામા આવે તો પણ થોડાક સમય બાદ એ રેખાઓ પાછી પહેલાંની જેમ જ હાથ પર પ્રકટી ઊઠે છે. આ જ પ્રકારે આંગળીઓ ને અંગૂઠાનાં ચિહ્નોને પણ સમજવું.

**ખંડ ત્રીજો જ્યોતિષશાસ્ત્ર**

# ૧. સામુદ્રિક શાસ્ત્ર અને સામુદ્રિક

यद्भावि तद्भवतु । [जोशी] Let fate rule

मरणं प्रकृतिः, विकृतिर्जीवनमुच्यते ।

મરણ એ પ્રકૃતિ છે, જીવન અકસ્માત છે.

ભાગ્યમાં લખ્યું જ ભોગવાય છે.

**સર્જનહારનાં સર્જન કલાવિધાનની કલા.**
**ભાગ્યના લેખ સૌ ભાખે. સામુદ્રિક. રૂડા જગે.**

સર્જનહારે સૃષ્ટિનું સર્જન સુંદર કલાવિધાનથી કર્યું છે. સામાન્ય દૃષ્ટિએ સૃષ્ટિસર્જનના બે વિભાગ પાડી શકાય : જડ અને ચેતન અથવા પ્રકૃતિ અને આત્મા. આત્મા જડ અથવા પ્રકૃતિનો સંચાલક હોઈ, તેની સ્થિતિ અથવા ગતિનો અધિષ્ઠાતા છે. ચેતન અથવા આત્માની પ્રેરણાથી જ જડ અથવા પ્રકૃતિના તત્ત્વો સ્થિતિ અથવા ગતિ કરે છે. એ ચેતનમય આત્માના અધિષ્ઠાનથી જ પ્રકૃતિનાં તત્ત્વો સાયુજ્ય રૂપાન્તરથી વિરાજે છે. પ્રાણીમાત્રમાં ચેતનમય આત્માનું સામ્રાજ્ય ચાલે છે. માનવપ્રાણી બુદ્ધિતત્ત્વના વિશેષ યોગોથી પ્રાણીમાત્રમાં રાજ ભોગવે છે. એનામાં ચેતનમય આત્માનું સામ્રાજ્ય સુઘટિત અને સુંદર રચનાથી અલંકૃત થયેલું હોય છે. માનવશરીરમાં ય માનવમન તેના ચેતનમય આત્માનું કેન્દ્રસ્થાન હોઈ તેની પ્રભા અને પ્રભુત્વ, ઓજસ અને આધિપત્ય શરીરનાં અંગેઅંગ અને અણુએ અણુમાં પ્રસારી દે છે. માનવ-મગજ એ માનવમનનું કેન્દ્રસ્થાન છે. આત્માનું પ્રભુત્વ ઝીલતું મન મગજ મારફતે તેના સર્વ હુકમો શરીરના પ્રત્યેક અણુ-પરમાણુમાં પહોંચાડી દે છે. માનવહસ્ત એ માનવ મગજનું પ્રતિબિંબ છે. મગજની સર્વ ક્રિયા અને પ્રતિક્રિયા માનવહસ્તમાં જોનારથી જોઈ શકાય છે. સર્જનહારની સર્જનશક્તિથી સર્વ રચના માનવહસ્તમાં

ઉ. ભા.—૩

કોઈ ઠેકાણે સ્થાયી રહી શકતા નથી. આવા માણસના હાથ ઘડીકમાં ઊંચે, ઘડીકમાં નીચે, ઘડીકમાં ખિસ્સામાં અને ઘડીકમાં ઘડિયાળની સાંકળી ફેરવતા કે બટન કાઢ-ઘાલ કરવાના કાર્યમાં ગુંથાએલા હોય છે. આવા માણસનું ચારિત્ર્ય સારું હોય છે, પણ તેને સંયમની જરૂર છે.

( ૮ ) સાતમા પ્રકારનો ગ્રાહક વહેમી અને શંકાશીલ હોય છે. એવો માણસ, તેના હાથ શરીરના આગળના ભાગમાં રાખે છે. તમારી દરેક વસ્તુની તે તપાસ કરતો હોય છે. તમારી જાત, તમારાં પુસ્તકો. તમારી વસ્તુઓ તરફ વહેમ અને શંકાની નજરે તે આમથી તેમ જોતો હોય છે. આવા માણસને હસ્તપરીક્ષાનું પ્રત્યેક સ્થળ હસ્તમાં બતાવી તમે તેને છતી શકો છો અને તેનો વિશ્વાસ મેળવી શકો છો.

( ૯ ) આઠમા પ્રકારનો ગ્રાહક ધાંધલીઓ, ધમાલીઓ, તોફાની ને બદમાસ હોય છે, તેની કોણી વાળેલી, મુઠ્ઠી બંધ કરેલી અને આંખો ખાવા ધાતી હોય એવી દેખાવ છે, આવા માણસને ચોખ્ખેચોખ્ખું બાર કહીને તેનું ભાવિ-કથન કરવું.

( ૧૦ ) નવમા પ્રકારનો ગ્રાહક હાથ ઘસતો અને જાણે સાબુના પાણીથી હાથ ધોતો હોય તેવી રીતે આવે છે. આવો માણસ ધુતારો અને જુઠ્ઠો હોય છે. જાણે મૂર્તિમંત વિશ્વાસઘાત અને મિત્રદ્રોહનું પૂતળું ન હોય ! તેના કથન ઉપર સહેજ પણ વિશ્વાસ નહિ મૂકતાં તમને જે ભાવિ જણાય તે કહી નાખવું જરૂરી છે.

( ૧૧ ) દશમા પ્રકારનો ગ્રાહક અભિમાની, આત્મગૌરવમાં રહેનારો, તમારા પર પોતાનો પ્રભાવ પાડવા પ્રયાસ કરતો અને તમારા કરતાં તે જ્ઞાનમાં ચઢિયાતો હોય તેવો દેખાવ કરતો આવે છે. આવો માણસ કમર પર ડાબો હાથ મૂકીને, જમણો હાથ સીધો લાંબો કરીને, ગંભીર અને શાન્તચાલી દેખાવથી ધીમા ડગ ભરતો તમારી સમક્ષ રજૂ થાય છે. આવો માણસ તમે જે કંઈ કહો તેમ સંમતિ આપતો નથી. ઘણા લાંબા સવાલ-જવાબને અંતે તમારી

આનું સત્ય પૂરેપૂરું સમજે છે. પણ 'હું બધુંય જાણું છું' એવા અભિમાનથી તે હા પાડતો નથી.

ઉપર બતાવેલા જુદી જુદી ખાસિયતવાળા આકૃતિ ને નિયમો ખાસ લક્ષ્યમાં રાખી પછી ક્રમાનુસાર તેમની હસ્તપરીક્ષાનો ઉકેલ કરવો.

હે ભાઈ ! જો તારે સાચા સામુદ્રિક થવું હોય તો કામ કરવાની કળા શીખ. કળા આગળ શક્તિની વિસાત નથી; આપણે તેની નિપુણતા દરેક સ્થળે જોઈએ છીએ.

**The true work of art is but a shadow of the divine perfection**

**—Michel Angelo**

કે પોત હાથના પાછળના ભાગથી સારી રીતે જણાય છે. હાથની ચામડી જેમ સુંવાળી તેમ તેનામાં સદ્ગુણ, સૌંદર્ય, કળા ને વિલાસની સમૃદ્ધિ વધારે. આવી ચામડીવાળા માણસ વિવેકી, ડાહ્યો ને નમ્ર-તથા ઉદાર દિલનો અને માયાળુ સ્વભાવનો થાય છે. તેવી રીતે હાથની ચામડી જેમ બરછટ તેમ મનુષ્યની પ્રગતિ ઓછી—આવા માણસમાં પશુસ્વભાવ વિશેષ હોય છે. સુંવાળી ચામડી મનુષ્યના સદ્ગુણની વૃદ્ધિ કરી તેને માનવનાથી દેવ બનાવવાનો પ્રયાસ કરે છે; જ્યારે બરછટ ચામડી મનુષ્યના દુર્ગુણની વૃદ્ધિ કરી, તેનામાં પાશવી વૃત્તિઓ ઉત્પન્ન કરી, માનવમાંથી તેને પશુ બનાવવાનો પ્રયાસ કરે છે. ચામડીની ત્રીજી જાત સ્થિતિસ્થાપક ચામડીના નામે ઓળખાય છે. આ પ્રકારની ચામડી મધ્યમ હોય છે. તે ચામડી બહુ કુમળી કે સુંવાળી પણ હોતી નથી તેમ બહુ બરછટ પણ હોતી નથી. વ્યાપારી, વકીલ, ડૉક્ટર, વૈદ્યના હાથની ચામડી ઘણુંખરું આવી જાતની હોય છે તે મનુષ્યના સદ્ગુણ-દુર્ગુણનું સમતોલપણું જાળવી તેના ઉપર અધિષ્ઠાન ભોગવે છે. કેટલીક વખત માણસના હાથની આંગળીઓના ટેરવા પર માંસની નાની સરખી ગાદી હોય છે. આ ગાદીઓવાળા મનુષ્યો આસપાસના સંજોગો ને વાતાવરણથી ગભરાઈ જાય છે. માનભંગ કે અપમાનિત-વૃત્તિથી ઘવાઈ જાય છે ને દુઃખી થાય છે, લાગણીપ્રધાન ગાદીઓ તેના માયાળુ સ્વભાવનું દિગ્દર્શન કરાવે છે.

( ૭ ) હાથની ચામડીની કુમાશ કે પોત તપાસ્યા પછી તમારે તમારા ગ્રાહકના હાથની દૃઢતા કે સ્થિરતા તપાસવી અગત્યની થઈ પડશે હાથની દૃઢતા કે સ્થિરતા તપાસવાનું મુખ્ય કારણ તમારે ગ્રાહકના જીવનનું જેમ કે ચેતન તપાસવાનું છે. માંસલ, પોચી, નરમ કે કઠણ માંસપેશીઓ તમારા ગ્રાહકનું જીવન તરત જ કહી આપશે. જીવનનું ખમીર તપાસવા માટે નીચે જણાવેલી બે રીતો વધારે સાનુકૂળ થઈ પડશે :—( ૧ ) તમારા ગ્રાહકના હાથને મજબૂત પકડી તમારી આંગળીઓ વડે તેમને દાબો અને તમારા દબાણનો ગ્રાહકના હાથની

માંસપેશીઓ કેટલો પ્રત્યાઘાત આપે છે. તે તપાસો—જેટલો પ્રત્યાઘાત વધારે તેટલું જીવન જોમ—ચેતન કે ખમીર વિશેષ; (૨) તમારા આજુના હાથના પંજામાં જુદી જુદી જગાએ તમારી આંગળીનું દબાણ કરી માંસલપેશીઓ તરફથી કેટલો પ્રત્યાઘાત મળે છે તપાસો.

# ૩. નખ વિધાન

शांतं पापम् । प्रतिहंतं अमंगलम्

પ્રભુ આપત્તિમાંથી બચાવે.



દર્દીના દર્દની પીડા. અતિ પીડા. મહા પીડા:
નખવિધાનથી નિરખે. સામુદ્રિક દૃષ્ટિપાતથી.

જેમ વૈદિકશાસ્ત્રમાં દર્દીનાં દર્દ પારખવાને નખવિધાન અતિ ઉપયોગી વસ્તુ નીવડી છે, તેમ તે સામુદ્રિક શાસ્ત્રમાં જાતકના મનઃ પ્રકૃતિ પારખવાને અતિ ઉપયોગી વસ્તુ મનાય છે.

માટે આઠ મહિના લાગે છે. જો ચોથા ભાગની કોર ખવાઈ ગઈ હોય તો બે મહિનાથી દર્દ લાગુ પડ્યું છે એમ સમજવું. જો અર્ધા નખની કોર ખવાઇ હોય તો ચાર મહિનાથી દર્દ લાગુ પડ્યું છે એમ સમજવું. જો પોણા ભાગની કોર ખવાઈ ગઈ હોય તો છ મહિનાથી દર્દ લાગુ પડ્યું છે એમ સમજવું, અને જો આખા નખની કોર ખવાઈ ગઇ હોય તો આઠ મહિનાથી દર્દ લાગુ પડ્યું હોય છે એમ સમજવું. જ્ઞાનતંતુની નબળાઈવાળા દર્દીના નખ સાંકડા અને લાંબા હોય છે. અને તેની નીચેની ચામડી ભૂરા રંગની હોય છે. જ્યારે તંદુરસ્તી ભોગવતા માણસનો નખ પહોળો અને લાંબો હોય છે, અને તેની નીચેની ચામડીનો રંગ લાલાશ પડતો કે ગુલાબી હોય છે.

ટૂંકા નખ હૃદયની નબળાઈ સૂચવે છે. જ્યારે આવા નખ ઉપર ધોળાં ચાંદા પડવા માંડે છે, ત્યારે, આ નબળાઇ ગંભીર થાય છે અને જો બરાબર ઉપચાર કરવામાં ન આવે તો આ નબળાઈ વધતાં વધતાં વધી જાય છે. ટૂંકા નખવાળા માણસની પ્રકૃતિ બહુ વિવાદી હોય છે. તેઓ સામાની વાત માનતા જ નથી. અને તેમની પાસે પોતાનો મત ખરો ગણાવે છે ત્યારે જ જંપે છે. કેટલીક વખતે તો સામાનું દિલ બરાબર તપાસવા આવા મનુષ્યો ઉશ્કેરાઈ પ્રકારે તેમને ઉશ્કેરે છે અને તેમની બોલીમાંથી સાર કાઢી લઈ પોતાને જે અર્થ બાંધવો હોય છે તે બાંધે છે. આવા માણસની સાથે મૌન અને અનડાઇ લાભકારક થઇ પડે છે.

પહોળા અને ચપટા નખવાળાને મેલેન્કોલિયાનો વ્યાધિ લાગુ પડે છે. આવા નખવાળા માણસની પ્રકૃતિ અતિ મનોહર હોય છે. એવા નખવાળા માણસો ખુલ્લા દિલના, પ્રામાણિક અને દુનિયાદારીના કપટી અને ઠગારા લોકો તેમના ભોળપણનો લાભ લઈ તેમને છેતરી જાય છે.

બરાબર ગાદીના જેવા આકારવાળો નખ ક્ષય જેવા ભયંકર દર્દનું સૂચન કરે છે. નખની શરૂઆત થવા લાગતા જ દર્દીના ઉપચાર કરવા જરૂરી છે. અતિ મોડું થાય તો ઘણું માઠું પરિણામ આવવા પણ સંભવ છે.

સાધારણ માદીના જેવા આકારવાળા નખ ઉધરસ અને દમના વ્યાધિનું સૂચન કરે છે. આવા માણસ માટે તાત્કાલિક વૈદકીય ઉપચાર અતિ આવશ્યક છે.

સુકાઈ ગયેલા નખ અવિચારી, ઉદાસ, નિરાશાવાદીઓ અને ચીડિયા સ્વભાવ દર્શાવે છે.

કાળાશ પડતા નખ વિશ્વાસઘાતીપણું સૂચવે છે.

જે વ્યક્તિઓના નખ માંસની અંદરથી નીકળતા હોય એટલે જ્યાંથી નખની શરૂઆત થાય ત્યાં ખૂબ જ માંસ હોય છે તે સુખની ઈચ્છા ધરાવનાર બને છે અને અનુભવે છે.

જેના નખો પીળા રંગના હોય તેઓનું જીવન અવિચારીપણાના કારણે દુઃખમય અનુભવમય બને છે.

જે વ્યક્તિઓના નખ શંખના આકારના હોય, તેઓ પાંડુ રોગથી પીડાતા હોય છે.

જે વ્યક્તિઓના નખ સૂપડા આકારના હોય તેમ જ વચમાંથી દબાતા હોય, તેઓ દરિદ્રી હોય છે.

જેના નખ તાંબાના રંગ જેવા વર્ણના હોય, તેઓ ધનવાન હોય છે અથવા બને છે.

જે વ્યક્તિઓના નખ સોપારી જેવા હોય તેઓ રાજસપ્રકૃતિના હોય છે.

જે વ્યક્તિઓની ચોથી આંગળીના નખ નાનો હોય તેઓ જન સ્વભાવને જલદી સમજનારા હોય છે.

જેના નખો બગલીની માફક ગોળ હોય તેઓ વાત વ્યાધિથી પીડાતા હોય છે.

જે વ્યક્તિઓના અંગૂઠાના નખના ઉપરના ભાગમાં સફેદ ચિહ્ન હોય તેઓ સાચા પ્રેમમાં આવ્યા હોવાનું સૂચવે છે.

નખો પરના કાળા ડાઘ, ચિંતા અસાવધતા ને ઉદાસિનતાને સૂચવે છે

# ૪. હાથના રંગ

**निसर्गरमणीयं वपु चारु दृश्यते ।**

કુદરતી સુંદર શરીર મનોહર લાગે છે.

**આરોગ્ય ને અનારોગ્ય, લોહીના ફરવા થકી;**
**હાથના રંગ દેખાડે. વપુના વધવા થકી.**

**માનવ** જીવનની પ્રગતિને માટે અને માનવશરીરના અસ્તિત્વ તેમ જ ટકાવ માટે ફક્ત એક જ અતિ અગત્યની વસ્તુની જરૂર છે તે લોહીનું પરિભ્રમણ, લોહીના પરિભ્રમણ ઉપર જ માનવ શરીરની સુખાકારી ને આરોગ્યનો આધાર છે, લોહીનું પરિભ્રમણ જેમ વધારે સ્વતંત્ર અને સારું હોય છે તેમ શરીરનું આરોગ્ય સારું હોય છે. આરોગ્યશાસ્ત્રના તમામ સિદ્ધાંતો લોહીના પરિભ્રમણ ઉપર ભાર મૂકે છે. વૈદકશાસ્ત્રના તથા આરોગ્યશાસ્ત્રના તમામ સિદ્ધાંતો આ એક જ વસ્તુ લોહીના પરિભ્રમણ-ઉપર રચાયેલા છે. સામુદ્રિકશાસ્ત્ર પણ આ મહાન વિધાનથી વંચિત નથી. જે જે પ્રકારનું લોહી શરીરમાં ગતિ, ક્રિયા અને પ્રતિક્રિયા કરે છે, તે તે પ્રકારની હાથની ચામડીના રંગ બદલાય છે. આ હાથની ચામડીના રંગ ઉપરથી મનુષ્યનું આરોગ્ય અને મનુષ્યનો સ્વભાવ તેમ જ તેની પ્રકૃતિ સમજી શકાય છે. સામુદ્રિક શાસ્ત્રમાં રંગની અગત્ય આ કારણને અંગે જ આપવામાં આવી છે.

લોહીના પરિભ્રમણ પ્રમાણે હાથની ચામડીના પાંચ પ્રકારના રંગ થાય છે: (૧) સફેદ, (૨) ફૂલગુલાબી, (૩) પીળો, (૪) વાદળી અને (૫) રાતો. એ રંગ પ્રમાણે જ મનુષ્યનું આરોગ્ય અને પ્રકૃતિ સમજી શકાય છે. સામાન્ય રીતે પાંચ પ્રકારના હાથની ચામડીના રંગ પ્રમાણે પાંચ પ્રકારની પ્રકૃતિના મનુષ્યો હોય છે.

**ધોળો કે સફેદ રંગ :**—નાદુરસ્ત અને નબળી તબિયતને અંગે કેટલાક લોકોના હાથની ચામડીનો રંગ ધોળો થઈ જાય છે. આવા

કળથર જેવા પીળા હોય છે. આવા મનુષ્યમાં જીવનની ચેતના ઓછી હોય છે, શરીરમાં અશક્તિ ભરાઇ જાય છે અને મગજે પિત્ત ચડી જાય છે. તે ચીડિયા સ્વભાવવાળા, શોકગ્રસ્ત અને ગેતી ગગતવાળા હોય છે. તે હમેશાં જીવનની કાળી બાજુનો જ વિચાર કરે છે, દુનિયામાં તે દુઃખ સિવાય અન્ય કંઇ જોતો જ નથી. સમાજના સોભાગી સુખનો ત નહાએ ત્યાગ કરે છે, અને માનવજાત તરફ તિરસ્કાર અને ધિક્કાર વરસાવે છે. તેના દિલમાં ઝેર, વેર, અસંતોષ અને અતૃપ્તિ ભાનભાર ભરાઇ જાય છે અને તેથી તે દિલમાં ઉભરા કાઢવા એકાંતવાસ ખોળે છે. વખત આવ્યે તે ઉદ્ધત અને ઉચ્છૃખંલ બની જાય છે. વેરનો દાવાનળ તેના દિલમા ભડકે બળે છે અને એ દાવાનળમા દુનિયાને તે બાળવા તત્પર થાય છે.

**વાદળી રંગ-આસમાની રંગ :** લોહીની અતિ ધીમી અને અચકાતી અચકાતી, મગતી મગતી ગતિએ પરિભ્રમણ કરવાની ક્રિયાને અંગે હાથના પંજાની ચામડીના અને હાથના નખોનો ભાગ, વાદળી કે, આસમાની રંગ થાય છે. આ રંગ ભનાનકમાં ભયાનક વસ્તુ-ભાગ માંદગી કે મરણનું સૂચન કરે છે—હૃદયની નબળી ગતિ થવા માડે છે. હૃદયની નબળાઇ વધતા વધતા છેવા પાન સુધી જાય છે—અને છેવટ તેનું હૃદય કાર્ય કરતું બધ પડી જાય છે—શરીરમાંથી પ્રાણપંખેરૂં ઊડી જાય છે. ડોક્ટર લોકો આવા દર્દીઓના દર્દને Weakness of the Heart' 'Heart Disease 'Weakness of the Lungs'' નામ આળખાવે છે. આવા ગતિમાન તાત્કાલિક વૈદકીય-ડોકટરી ઉપચારની ખાસ જરૂર હોવાની દર્દીને ભલામણ કરવી યોગ્ય છે.

**રાતો રંગ :**— લોહીની અનિયંત્રિત વહેવાની ગતિને લીધે હાથની ચામડીનો હીંગળોક જેવો રાતો રંગ થઇ જાય છે. હીંગળોક જેવા રાતા રંગવાળા હાથની ચામડીવાળા માણસ હરથી વધારે આરોગ્યવાળો, પુષ્કળ બળ અને શારીરિક શક્તિવાળો હોય છે. તે ઉત્સાહ અને આનંદથી ભરપૂર ભર્યો હોય છે. આવા પરાક્રમી અને પ્રબળ પુરુષાર્થવાળા પણ

કોઈપણ કામ અધૂરું મૂકતો નથી, તેની આદત કાર્યના છેક છેડા સુધી જવાની હોય છે, તેથી તે "આ પાર કે પેલે પાર"ના સ્વભાવવાળો થઈ કાર્યમાં ઝઝૂમે છે ને વિજય મેળવે છે અથવા વિનાશ નોતરે છે. આવી પ્રકૃતિવાળો પુરુષ પ્રેમની બાબતમાં, યુદ્ધની બાબતમાં, વ્યાપારની બાબતમાં, કળાની બાબતમાં કે ધર્મની બાબતમાં પૂરેપૂરો ઝનૂની હોય છે—તે કર્તવ્ય દેવતાનો સાક્ષાત્ નમૂનો હોય છે. આવા મનુષ્યનો પ્રેમ પણ અતિ તીવ્ર હોય છે તેમ જ ક્રોધ પણ અતિ દારુણ હોઈ, તેનો લડાયક ગુસ્સો પણ અતિ દારુણ હોય છે. તેને અંગે તે મનનો સંયમ જાળવી શકતો નથી અને યુદ્ધ દેવતા જેવો યુદ્ધની નોબત વગાડી આંધળીઆં કરી યુદ્ધે ઝઝૂમે છે. અને 'એક મરણીઓ સોને ભારે' એ કહેવત સાચી પાડે છે. કીર્તિનો આ કાર્તિકેય પોતાની પ્રાપ્ય વસ્તુ માટે પ્રાણનું બલિદાન આપતાં પણ અચકાતો નથી.

રંગની માફક હાથ ઉપર ઊગેલા વાળથી પણ મનુષ્યની કુદરતી શક્તિ અને જીવનના જોમનું માપ કાઢી શકાય છે. કાળા વાળનું પુષ્કળ પ્રમાણમાં ઊગવું મનુષ્યની અસાધારણ શક્તિનું ને આરોગ્યનું દર્શન કરાવે છે. જે પ્રમાણમાં મનુષ્યના હાથ ઉપર કાળા અને બરછટ વાળ ઊગે તે પ્રમાણમાં તેની શારીરિક શક્તિ વિશેષ, અને જે પ્રમાણમાં તેના હાથ ઉપર કાળા અને સુંવાળા રેશમ જેવા વાળ ઊગે તે પ્રમાણે તેની માનસિક શક્તિ વિશેષ હોય છે. કાળા વાળવાળા આદમી વધારે ઉત્સાહી, વધારે ચંચળ, વધારે વિલાસી, અને વધારે ઝનૂની હોય છે.

**ધોળા વાળવાળા :**—આદમી કાર્ય કરવામાં શિથિલ, શાંત, વિચારશીલ અને ટાઢી પ્રકૃતિના હોય છે. તેમનામાં જીવનનું જોમ કે બળના તેજો તેટલા પ્રમાણમાં હોતા નથી અને તે અંગે ભગવાન શંકરાચાર્ય કહે છે તેમ તેમની સ્થિતિ :

**अंगं गलितं पलितं मुण्डंदशनविहीन जातं तुंडं**ના જેવી થાય છે.

કાળા વાળવાળા આદમી એકદમ ઉશ્કેરાઇ જનારા, ઝનૂની ને ગાળાગાળીમાં મારામારી પર આવી જનારા હોય છે.

ભૂરા વાળવાળા આદમી ટાઢી પ્રકૃતિના, રમતી આનંદી વિનાના, મૂંગા અને સુસ્તના સાથથી પણ જગાએ ગમ્મા નહિ વાતવાતમાં તેમ જ નરઘાન પદ્ધતિના હોય છે.

મિશ્રિત વાળવાળા પુરુષો મિશ્રિત પ્રકૃતિવાળા થાય છે.

'હે આર્ય! તું તારા પૂર્વજની સમાન આરોગ્ય કરનાર. જ્યાં આરોગ્ય નથી ત્યાં પ્રેમ, પ્રતિષ્ઠા, ધન, સત્તા કે કોઈ પણ ચીજ આનંદ આપતી નથી. જ્યાં આરોગ્ય નથી ત્યાં સૌંદર્ય નથી. સૌંદર્ય ઉત્પન્ન કરનાર ફક્ત બે જ વસ્તુઓ છે આરોગ્ય અને આનંદી સ્વભાવ.



( ૨ ) સ્થિતિસ્થાપક અક્કડ મન વિવિધ સ્થિતિને અનુરૂપ થઈ શકે છે. તેની સ્થિતિ અને ગતિ તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણ અનુસાર ફેરફાર કરી શકાય છે, અને સાથે સાથે પોતાની મૂળ સ્થિતિ અને પોતાનું મૂળ સ્વરૂપ કાયમ અને સ્થાયી રાખી શકાય છે.

( ૩ ) વળતું મન વિવિધ સ્થિતિને અનુરૂપ થઈ શકે છે. તેની સ્થિતિ અને ગતિમાં તેમજ ક્રિયા પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણ અનુસાર ફેરફાર કરી શકાય છે.

સામુદ્રિક શાસ્ત્રમાં માનવહસ્ત, માનવશાસ્ત્ર માનવ-મનની ગરજ સારે છે. (૧) અક્કડ હાથ, અક્કડ મનનું કામ કરે છે. (૨) સ્થિતિસ્થાપક હાથ, સ્થિતિસ્થાપક મનનું કામ કરે છે. અને (૩) વળતો હાથ, વળતા મનનું કામ કરે છે.

**અક્કડ હાથ :** અક્કડ હાથ બરછટ અને સખત હોઈને તેની આંગળીઓ અંદરના ભાગ તરફ વળેલી હોય છે. આવા હાથવાળો માણસ બહુ જ સાવચેત, જડ અને અચળ હોય છે. તેમજ આંકડા મનવાળો, હઠીલો ને દુરાગ્રહી હોય છે; તે પકડેલું પૂછડું મૂકતો નથી. આવા હાથવાળો મનુષ્ય નવીન સાહસથી ભડકે છે. નવીન વિચારથી ચમકે છે, નવીન કાર્યોથી આશ્ચર્ય પામી ફાટી આંખે ટગરટગર



આકૃતિ ૧

અક્કડ હાથ

( ૧ ) સાવચેત

( ૨ ) જડ, ક્રૂર

( ૩ ) હઠીલો અને દુરાગ્રહી

( ૪ ) જૂની ઘરેડ ને જૂના રિવાજમાં માનનાર.

( ૫ ) સાહસનો તિરસ્કાર કરનાર

અને આત્મશ્રદ્ધાવાળો હોય છે, જ્યાં ય અન્યની વાત સાંભળી શકે છે. ને તે પ્રમાણે શક્તિઅનુસાર કર્તવ્ય કરે છે. તે એકદમ સાહસ કે અતિસાહસ ખેડતો નથી, પણ સંજોગાનુસાર સાહસ ખેડવામાં પાછી પાની પણ કરતો નથી. તે જની ધરેડનો વ્યખનને અનુસરીને ત્યાગ કરે છે ને સમય, સત્પાત્ર તેમ જ સન્મિત્રતાના સારને સમજી દેશ તેવો વેશ ને વખત પ્રમાણે વાજાં વગાડી શકે છે. હદથી વધારે ઉચ્છૃંખલ કે ઉત્સાહી હોતો નથી, પણ વાતાવરણને અનુકૂળ થવા પૂરતો તો તે ઉચ્છૃંખલ કે ઉત્સાહી બને છે જ. પૈસાનો તે યોગ્ય રીતે ઉપયોગ કરી શકે છે. પણ ઉડાઉની માફક ઉડાડી મૂકતો નથી તેમ પૈસો એ સાધનમાત્ર છે અને પ્રભુ નથી, એમ પણ સમજે છે. અતિશય દયાળુ પણ હોતો નથી તેમ જ હદથી વધારે નામના મેળવવા માટે આંધળિયાં દાન પણ કરતો નથી. તેને મન જીવન એક સમસ્યા છે, અને એ સમસ્યાને સમજવા માટે અને તેના ઉકેલ કરવાને તે અવિરત પ્રયાસ કરે છે. તે સમય અને શક્તિ પ્રમાણે વિચારવંત, ઉદાર, ઉત્સાહી, દયાળુ અને સંયમી થઈ શકે છે, તેનું મન વિવિધ સ્થિતિ, ગતિ ક્રિયા અને પ્રતિક્રિયામાં સંજોગો પ્રમાણે પલટાતું રહે છે, અને છતાં યે પોતાનું મૂળ સ્વરૂપ કાયમ અને સ્થાયી રાખી શકે છે.

**વળતો હાથ :**



આકૃતિ ૩

( ૧ ) સંજોગવશ વર્તનાર
( ૨ ) ભૂતકાળનું વિસર્જન, વર્તમાનનું જ સર્જન
( ૩ ) નવીન સાહસમાં તદ્રૂપ
( ૪ ) સર્વ વસ્તુઓનો જાણકાર— એકેમાં પૂરો નહિ.
( ૫ ) રાજા કે ભિખારી

**વળતો હાથ :**—વળતો હાથ સહેજ દબાણથી પુષ્કળ વળી જાય છે અને કાંડાના પાછલા ભાગ સાથે એક થવા માગતો હોય તેટલે સુધી

# ૬. સામુદ્રિક ત્રિલોક

**जातस्य हि ध्रुवो मृत्यु· तथा प्राप्तव्यम् कुरु !**

નામ તેનો નાશ છે, માટે જે પ્રાપ્ત કરવાનું છે તે પ્રાપ્ત કર ]

**પહેલા વિભાગની મધ્યે ઝંખના જ મુકીર્તિની.**
**બીજા વિભાગની મધ્યે ઝંખના ધન પ્રાપ્તિની.**
**ત્રીજા વિભાગની મધ્યે ઝંખના છે વિલાસની.**
**મોજશોખ તથા સુખી જિંદગી માણવા તણી.**

**અખિલ** બ્રહ્માંડમાં ત્રિગુણાત્મક વિભૂતિનો જ વિસ્તાર ભાગેભાગ પ્રસરી રહ્યો છે. પરમાત્મા, આત્મા અને પ્રકૃતિ, આ ત્રિગુણાત્મક વિભૂતિને માટે ત્રણ લોક નિર્માણ થયેલા છે, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ. આ ત્રણ લોકની ક્રિયા ત્રણ ગુણને આધીન છે, સત્ત્વ, રજસ્ અને તમસ્. જેમ અખિલ બ્રહ્માંડમાં ત્રિગુણાત્મક વિભૂતિનો જ વિસ્તાર ભાગેભાગ પ્રસરી રહ્યો છે, તેવી જ રીતે પ્રાણીના પિંડમાં પણ એ જ ત્રિગુણાત્મક વિભૂતિનો વિસ્તાર ભાગેભાગ પ્રસરી રહ્યો છે અને તેથી જ કહ્યું છે કે, **જે પિંડે તે બ્રહ્માંડે.** માનવજાત પણ આ ત્રિગુણાત્મક વિભૂતિને જ આધીન છે. એની ક્રિયા પણ ત્રણ ગુણને આધીન છે. એ ત્રણ ગુણને આધીન થઈને તેમના ત્રણ વિભાગ પાડ્યા છે. દેવ જેવા મનુષ્ય અને પશુ જેવા મનુષ્ય અથવા ઉત્તમ મનુષ્ય, મધ્યમ મનુષ્ય અને નબળા મનુષ્ય—ઉત્તમ મનુષ્યની ક્રિયા સત્ત્વગુણને આધીન છે, મધ્યમની ક્રિયા રજોગુણને આધીન છે, અને નબળા મનુષ્યની ક્રિયા તમોગુણને આધીન છે.

માનવશરીર એ માનવક્રિયાનો અરીસો કે આયનો છે. એના પણ ત્રણ વિભાગ પડે છે; (૧) માનસિક, (૨) સાંસારિક અને પાશવિક. આંગળીનો વિભાગ એ માનસિક વિભાગ છે. મનની સ્થિતિ, ગતિ, ક્રિયા અને પ્રતિક્રિયાનું એ સૂચન કરે છે. આંગળીના મૂળથી તે ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખર સુધીનો વિભાગ એ સાંસારિક

મનુષ્યના હાથની આંગળીઓના વિભાગ જો માનસિક અને પાશવિક વિભાગ કરતા મોટો હોય તો મનુષ્ય મનથી દેગાઈ નર્મ કર્તવ્યો માનસિક દુનિયાને લગતાં જ કરે છે. આવો મનુષ્ય અભ્યાસ ને અધ્યયન કરવાને માટે જ લાયક હોય છે. તે દુનિયાદારીના ધંધા, વેપારરોજગાર, હુન્નરઉદ્યોગ, ખેતીવાડી કે મજૂરી કરવા માટે અનફિટ હોય છે. તે બિલકુલ અવ્યાવહારિક હોય છે, બહુ બહુ તો તે નોકરી કરે છે. આ પ્રકારને અંગે વિદ્વાન પુરુષો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ સદા ગરીબના ગરીબ રહે છે. કવિઓ અને લેખકો આ વર્ગમાં જ આવી જાય છે. તેઓ માન ને કીર્તિના ભૂખ્યા હોય છે. ધાન ને ધનના ભૂખ્યા હોતા નથી. તેમના જીવનની આવક નિરાંતનાનું કારણ જેથી સંસાર માનસિક શક્તિ જ હોય છે. તેઓ જર વિનાના હોય છે. પૈસા એ જ પ્રભુ એવી માન્યતાવાળી દુનિયામાં પૈસા વિના જીવન નભી નભતું નથી, અને પૈસા તો તેમને મળતા નથી. તેથી તેમનું જીવન નિર્માલ્ય થઈ જાય છે. તેમના આખા જીવનમાં તેમને દુનિયાની કદર હોય છે પણ દુનિયાને તેમના જીવનની પરવા હોતી નથી. કેટલીક વખત દેશોદ્ધાર જેવા મહાન કર્તવ્યો કરનાર મહાપુરુષના મરણ પછી દુનિયા તેમની કદર કરવા જાય છે, પણ તે કદર 'મુઠ ભેનના મોટા ખોળા' જેવી નજરે પડે છે. તે જીવતા હોય છે ત્યાં સુધી દુનિયા તેમને જંપવા પણ દેતી નથી, અને મર્યા પછી **फलं पुष्प तोयं समर्पयामि** કરવા નીકળે છે।

માનસિક દુનિયામાં રમનારા મહાપુરુષો જો ધારે તો તે દુનિયાને વશ કરી શકે છે, પોતાની બુદ્ધિના અને ચારિત્ર્યના પ્રભાવે તેને મુગ્ધ કરી શકે છે, કેમ કે તે બુદ્ધિ અને પ્રભાવને દુનિયાદારીના ધંધા, વેપારરોજગાર, હુન્નરકળા કે ઉદ્યોગ, અગર ખેતીવાડી તરફ વાળવાની જરૂર છે

મનુષ્યના હાથના આંગળીના મૂળથી તે ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખર સુધીનો વિભાગ (આસક્તિ વિભાગ) જો મોટો હોય તો મનુષ્ય

શુ તરફ શકે. તેવી જ રીતે એ જ વૃત્તિનો અમુક ભાગ જો પાશવિક દુનિયા તરફ વાળે તો તે વિકાર ને પ્રવૃત્તિને વશ કરી એક સંયમી સજ્જનનુ જીવન ગુજારી શકે.

માનવહસ્તમા ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખરથી તે હેઠ ડાબા નસીબનો કે મણિબંધ સુધીનો વિભાગ (પાશવિક વિભાગ) જો ગાઢ હોય તો મનુષ્ય સ્વછંદી ને વિકારી થાય છે, તેના જીવનની તમામ પ્રવૃત્તિ તે તેના સ્વછંદ ને વિકારને પોષવા તરફ જ વાળી એક પરન્તુ જીવન ગુજારે છે આવો પુરુષ સર્વત્ર વિકારી આંખે જુએ છે. એને મન સૌંદર્ય એ શોભાનુ સાધન નથી, પણ ભોગ-ઉપભોગ ને વિકાર પોષવા માત્રનુ જ સાધન છે. સુરા અને સુંદરી એ એના અવિભાજ્ય સાથી હોય છે આવી અધમ વૃત્તિનો મનુષ્ય કોઈપણ નસીબ કે કોઈ પણ ઉત્તમ કાર્યની પ્રશંસા કે કીર્તિ સાંભળી શકતો નથી. તે ઉચ્ચ મન ઊંચી સ્થિતિએ આવેલા મનુષ્યને નીચે ગબડાવી પાડવાની અનેક પ્રકારની શિયાળ જેવી યુક્તિ પ્રયુક્તિઓ કર્યા જ કરે છે. તેની ઝેરી આંખ ઈર્ષા અને અદેખાઈના નર્યા ઝેરના તણખા વરસાવે છે, કુડ કપટનો એ કાલીનાગ સદા ઉગાડી જ પ્રસારે છે આવા મનુષ્યનો હાથ જો ગાઢ અને સખત હોય તો તે વિકાર વૃત્તિથી દુનિયાનુ સૌંદર્ય અને શીલ એમનામાં લૂટવાને તત્પર થઈ જાય છે આ મનુષ્ય અધમતામા જ જીવે છે. ને અધમતામા જ મરે છે.

આ માણસ જો પોતાની અધમ વિકારવૃત્તિ ઉપર કાબૂ રાખી તેને દુનિયાદારીના કર્તવ્યો તરફ વાળે તો એક મહાન વેપારી કે રાજનીતિનો યોદ્ધો કે એડિટ થઈ શકે અગર તો એ જ વૃત્તિ જો તે આધ્યાત્મિક દુનિયા તરફ વાળે તો એક સંત તુલસીદાસ કે ભક્ત સુરદાસ થઈ શકે.

સમુદ્રિકની દૃષ્ટિએ માનસિક, તાત્વિક ને પાશવિક આ દુનિયાનુ સમતોલપણુ જોઈએ બીજા બેના ભાગે એકનુ આધિપત્ય

# ૭. આંગળીઓ વચ્ચેનું અંતર

अनिर्वेदः श्रियो मूलम् ।

રોતો જાય તે મૂઆની ખબર લાવે.

કલ્પના કાર્ય–શક્તિની. (ને) પ્રતિભા પુરુષાર્થની;
અંગુલી અંત દર્શે છે. કામના. કરણી કૃતિ.

આંગળીઓ વચ્ચેના અંતરથી પણ મનુષ્યના સ્વભાવ અને પ્રકૃતિ જાણી શકાય છે.

આંગળીઓ વચ્ચેનું અંતર સમાન હોવું જોઈએ. અસમાન અંતરથી મનુષ્યના સ્વભાવ પ્રકૃતિ અને કર્તવ્યમાં ફેર પડી જાય છે.

જો અંગૂઠા અને ગુરુની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય ઉદાર સ્વભાવના સ્વતંત્ર અને સ્વચ્છંદી થાય છે તે બીજાના પણ કાબૂ કે દાબ સહન કરી શકતા નથી. પરાધીન કે પરવશ થવું તે તેને મરવા બરાબર છે.

જો ગુરુની આંગળી અને શનિની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય સ્વતંત્ર વિચારનો થાય છે. બીજાના અભિપ્રાયોથી તે બંધાઈ જતો નથી, પણ પોતાના જ અભિપ્રાય ઉપર મુસ્તાક રહે છે.

જો શનિની આંગળી અને રવિની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય ભાવિને માટે બેદરકાર હોય છે, સ્વતંત્ર વિચારનો થાય છે અને રૂઢિના બંધનોને છેદનાર થાય છે.

બંને સમાન હોવી જોઈએ. એમાંથી જેને કોઈ લાંબી હોય તો તે અન્યની ઉપર અધિકાર ભોગવે છે. બુધની આંગળીઓ ચોથી ટૂંકી હોવી જોઈએ બુધની આંગળી રવિની આંગળીના પહેલા વેઢાના કાપા સુધીના માપે લાંબી હોવી જોઈએ. આથી વિશેષ લંબાઈ હોય તો બુધગિરિનું પ્રભુત્વ જામી જાય.

**ત્રીજા વેઢાની ગાઢતા :**



(૧) વાસના
(૨) વિલાસ
(૩) મોજશોખ
(૪) ખાવાપીવામાં પુષ્કળ પ્રેમ
(૫) 'આજ ભોગવો, કાલ કોણે દીઠી છે!' વૃત્તિ

આંગળીઓનો એકમેકનો ઢોળાવ પણ ધ્યાનમાં રાખવો જોઈએ.

આકૃતિ ૭

આંગળીઓ સામાન્ય રીતે છૂટી હોવી જોઈએ, એકબીજા તરફ ઢળતી ન રહેવી જોઈએ. નહિ તો જે આંગળી ઢળે તે આંગળીમાં ઢળનાર આંગળીના બળની વૃદ્ધિ થાય છે.

આંગળીઓ સ્વતંત્ર અંતર રહેથી સંસાર બહાર તો મનુષ્ય સ્વચ્છંદી અને ઉદ્ધત બની જાય છે. તે ભાગવિલાસ તરફ ઢળતો રહે છે અને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ થાય છે.

આ કાળા સોનાની નામમાં નદીએ એક હાથમાં તાપ-ગદ્દક અને બીજા હાથમાં કાળાબજારિયાઓ વાગ્યું કરીને ન કરો શિક્ષિત અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે.

# ૮. આંગળીઓનાં ટેરવાં

साहसे श्री प्रतिवसति

સાહસ વિના લક્ષ્મી પ્રાપ્ત થતી નથી.

*

સત્યની શોધની સાધ. કલ્પના કવિતવ્યની
શોધ શોધ મહાશોધ. નિત્ય નિત્ય નવી નવી.
કર્તવ્યની મહાશક્તિ. સર્જનશક્તિ આત્માની.
ભક્તની ભાવની અર્પે. ચપટાં ટેરવા રૂડાં.

# ચોરસ ટેરવાં

**सर्वात्मना तस्मिन्कर्मणि सव्यापृतः**

પોતાનાં તન-મનથી તે કાર્ય કરવા મંડી પડ્યા છે.

*

**અંતરંગ વ્યવસ્થા ને નિયમો ધનપ્રાપ્તિનાઃ**
**સદાએ સજ્જ બાંધે છે ચોરસ ટેરવાં રૂડાં.**

**આંગળીઓનાં** ચોરસ ટેરવાં નિયમિતતા, વ્યવસ્થા અને દરેક વસ્તુ માટે યોગ્ય ગોઠવણ દર્શાવે છે.



આકૃતિ ૯

**ચોરસ ટેરવાં:**
(૧) નિયમિતતા
(૨) વ્યવસ્થા
(૩) દરેક વસ્તુ માટે યોગ્ય ગોઠવણ
(૪) પદ્ધતિ અને ધ્યાનનું

આવાં ટેરવાંવાળો મનુષ્ય નિયમિતતા ને વ્યવસ્થાનો ઉપાસક કોઈ ઘરમાં, દુકાનમાં, શાળામાં કે શાખામાં, દફતરમાં કે સમાજમાં,

નથી. પણ પૂર્ણ વિચાર કરીને પદ્ધતિસર જ કરે છે. નાની કે મોટી તમામ વસ્તુમાં નિયમ જ એના ભાગ્યના તારકનું કામ કરે છે.

આ બાબતમાં એક ધનેશ્વર સ્ટીફન જીરાર્ડનું જીવન ચોકસાઈના આદર્શ રૂપ છે. સ્ટીફન જીરાર્ડ ચોકસાઈનો નમૂનો હતો. તેના લોખંડી નિયમોથી પોતાના નોકરોને તે થોડું પણ ચસકવા દેતો નહિ. તે માનતો કે દરેક બાબતમાં વધુમાં વધુ ચોકસાઈ રાખ્યા સિવાય કોઈપણ પ્રકારની મહાન સફળતા મળવી અશક્ય છે. સૂચના પ્રમાણે કોફીના [illegible] જથ્થો નહિ ખરીદવાથી તેના એક કપ્તાને તેના કેટલાક હજાર ડૉલરનો બચાવ કર્યો હતો. છતાં તેણે તે નોકરને એકદમ રજા આપી અને કહ્યું, ભાઈ, હું તદ્દન પાયમાલ થઈ જતો હોઉં, પણ મારા હુકમનો ભંગ થવો જોઈએ નહિ.'

તે કોઈપણ બાબત નસીબ પર છોડતા નહિ. નેપોલિયનની માફક નાની નાની બાબતમાં પણ તે ચોક્કસ હતો, છતાં તેના વેપારીભાઈઓ તેની મોટી સફળતાનું કારણ તેનું સદ્ભાગ્ય હતું એમ માનતા!

હે ભાઈ! તું ચોક્કસ થતાં શીખ, યાદ રાખ કે ચોકસાઈ એ પ્રમાણિકતાની સગી બહેન છે.

ખ્યાલ સિદ્ધરાજ જયસિંહના ક્રોધાનલનો ભોગ થઈ પડેલા ડભોઈના મહાન શિલ્પશાસ્ત્રી હીરાધરના જીવનચરિત્રથી આવે છે. શિલ્પી હીરાધરે જીવતાં દટાવાની સજાથી પોતાની કળાને વધુ અમર કરી છે.

'હે વીર ! તું તારા જીવનનું ધ્યેય હીરાધર જેવું રાખજે.' ચંદનના વૃક્ષો જ્યારે ઊગે છે ત્યારે તે પોતાની આસપાસ સુગંધ ફેલાવતાં નથી; પરંતુ જ્યારે તેમને છેદી, કાપી નાખવામાં આવે છે; ત્યારે તે ચોતરફ પોતાની સુવાસ ફેલાવે છે.

# અણીદાર ટેરવાં

**पदं हि सर्वत्र गुणैर्निधीयते**

સૂક્ષ્મ તરત પરખાઈ આવે છે.

મોરનાં ઈંડાંને કંઈ ચીતરવાં પડતાં નથી.

સ્વપ્નસૃષ્ટિ તથા ઊર્મિ. કલ્પના તત્ત્વજ્ઞવૃત્તિની.
ઊભરાયે અંતરમહીં. અણીદાર ટેરવાં જગે.



અણીદાર ટેરવાંના મુખ્ય ધર્મ:

( ૧ ) સ્વપ્નસૃષ્ટિ
( ૨ ) કલ્પના
( ૩ ) ઊંચા ઊંચા આદર્શ
( ૪ ) ઊર્મિનો ઉછાળ
( ૫ ) તત્ત્વજ્ઞવૃત્તિ

# ૯. આંગળીઓના પ્રકાર

## ગાંઠાએલી આંગળીઓ

न कामवृत्तिर्वचनीयमीक्षते ।

આત્મનિશ્ચિત પુરુષ લોકોના બોલ્યા સામું જોતા નથી.

પૃથક્કરણ વસ્તુનું, અગમચેતી બાધની
તર્કશક્તિ ગણત્રી ને, સારાસાર જ વાદની
ચિકિત્સા વિધાનની. ખંત ને વળી ધીરતા.
ગંઠેલી આંગળી ધર્મ જાણો સત્ય જ મર્યાદા

ગાંઠાએલી આંગળીઓ



આકૃતિ ૧૦

(૧) પૃથક્કરણ
(૨) તર્કશક્તિ
(૩) ગણત્રી
(૪) અગમચેતી
(૫) સંપૂર્ણ વિચાર પછી આચાર

ગાંઠાએલી આંગળીઓ દુનિયાની ભૌતિક સ્વરૂપને મહત્વ પાડી તેમાંથી અનુપમ સત્યનું સંશોધન કરે છે.

ગાંઠાએલી આંગળીઓવાળા મનુષ્ય દરેક વસ્તુ અને કાર્યનું બુદ્ધિયુક્ત સંપૂર્ણ પૃથક્કરણ કરે છે, તેના લાભાલાભ તપાસે છે. સાબિતીથી એ વસ્તુની ચિકિત્સા કરે છે અને પછી સ્વીકારે છે. નવીન વિચારોને તેઓ અનુમોદન આપતા નથી. તેમ જ કોઈપણ કાર્ય ઉતાવળ કે વેગથી કરતા નથી, ધીરજ અને ખંત એ એમના મહાન લક્ષણો છે.

તેના યાદશક્તિ સારી હોય છે, તેથી સારા બુકકીપર, સારા કારકુન, સારા એકાઉન્ટન્ટ, સારા એન્જિનિયર અને ગણિતશાસ્ત્રી થઈ શકે છે.

તેના ઘરને તે હજાર નાની વસ્તુઓથી શણગારે છે, દરેક વસ્તુને માટે તેના ઘરમાં યોગ્ય જગા જ હોય છે. તેના વસ્તુવિધાનમાં કંઈ ચૂક થતી નથી.

તે વિશ્વાસુ મિત્ર નીવડતો નથી. તેના વહેમીલા, સ્વાર્થી અને પ્રપંચી સ્વભાવને લીધે તે સદા વફાદાર નીવડતો નથી. અને વખત આવ્યે બાજી રમવામાં પાછી પાની કરતો નથી.

લાંબી આંગળીઓવાળો પુરુષ એવો વહેમી, સ્વાર્થી અને પ્રપંચી હોય છે કે, પોતાને મદદ કરનાર વિશ્વાસુ મિત્રનો પણ તે વિશ્વાસ કરતો નથી. એનો દાખલો કેપ્ટન ઇર્ન્ડન પૂરો પાડે છે. મધદરિયે એની ભાંગેલી સ્ટીમરને મળતી વહાણની મદદ એણે ઉવેખી, એને પરિણામે બધા પેસેન્જરો સાથે સ્ટીમર ડૂબી ગઈ. લાંબી આંગળીઓવાળો માણસ આવી મૂર્ખતા ભરેલી ખોટી આશાવાળો હોય છે.

નિર્મળ, સુસ્ત અને કંઈપણ નિશ્ચિત હેતુ વગર કાર્ય કરે છે. આવા લોકો નાનામાં નાના અવસરમાં કાંઈ પણ અર્થ કઢી જોઈ શકતા નથી.

# ૧૦. અંગૂઠો

विना पुरुषकारेण दैवं न सिद्ध्यति ।

હિંમતે મર્દા તો મદદે ખુદા

યત્નમાં અંગૂઠો દર્શે ઇચ્છાશક્તિ મનોબળ;
આચારે અંગૂઠો દર્શે ક્રિયા પ્રતિક્રિયા ફળ.
દિલમાં અંગૂઠો દર્શે જ્ઞાન ને પ્રેરણાબળ;
વિચારે અંગૂઠો દર્શે તર્ક–ન્યાય તણું ફળ.
તેજમાં અંગૂઠો દર્શે પ્રભા ને પ્રૌઢતા બળ;
સૌજન્યમાં અંગૂઠો દર્શે દયા ઉદારતા દળ.
સૌંદર્યમાં અંગૂઠો દર્શે પ્રેમ વિલાસનું દળ;
ભાગ્યમાં અંગૂઠો દર્શે ચારિત્ર્યનું મહાબળ.



આકૃતિ ૧૬

## આંગળીઓની સામે થતો અંગૂઠો :

ચાર આંગળી=એક અંગૂઠો.

ચારિત્ર્ય કે પ્રતાપ.

મોટો અંગૂઠો ચારિત્ર્યનું બળ બતાવે છે, પ્રબળ માનસિક શક્તિ દર્શાવે છે અને દુનિયાદારીનું ડહાપણ તથા ધન મેળવવાની ધગશ દેખાડે છે.

**મોટા અંગૂઠાવાળો** મનુષ્ય બળ અને મનથી કામ કરે છે. તેના મન અને તન બન્ને મજબૂત હોય છે. કુદરતે આવા અંગૂઠાવાળા માણસને સત્તા ભોગવવા માટે જન્મ આપ્યો છે. મોટો અંગૂઠો જો ખરબચડો હોય તો સત્તાની સાથે થોડા યા વધતા પ્રમાણમાં જુલ્મ પણ સામેલ થાય છે. મોટા અંગૂઠાવાળો મનુષ્ય જીવનની ઉપયોગી, જરૂરિયાતવાળી અને નક્કર વસ્તુઓની જ તલાશ કરે છે. અને તેની મજબૂત ઇચ્છાશક્તિ તથા દૃઢ નિશ્ચયથી દુનિયામાં વિજય મળવે છે.

**મોટો અંગૂઠો :**

( ૧ ) ચારિત્ર્ય બળ
( ૨ ) ઇચ્છાશક્તિ
( ૩ ) દૃઢ મનોબળ
( ૪ ) સત્તા
( ૫ ) વિજય



આકૃતિ ૧૭

નાનો અંગૂઠો ચારિત્ર્યની શિથિલતા બતાવે છે, હૃદયના ભાવ અને લાગણી બતાવે છે સૌન્દર્ય, કલ્પના અને અંતઃપ્રેરણા બતાવે છે.

## નાનો અંગૂઠો



આકૃતિ ૧૮

(૧) ચારિત્ર્યની શિથિલતા

(૨) હૃદયના ભાવ

(૩) લાગણી

નાના અંગૂઠાનો મનુષ્ય કલ્પના અને પ્રેરણાથી કામ કરે છે, હૃદયની ઊર્મિઓ અને ભારથી આવે મનુષ્ય દોરવાઈ જાય છે અને તેને અંગે તે દુનિયામાં ધનપ્રાપ્તિ માટે આગળ વધી શકતો નથી અને દુનિયાદારીનાં ડહાપણના અભાવે દુનિયામાં ખતા ખાય છે, અને પરાધીન જીવન ગુજારે છે.

ઘણી વાર આવા માણસનું ચારિત્ર્ય સારું હોતું નથી. વળી ઘણી ક્ષણિક લાગણીને વશ થઈ કેટલીકવાર તે આંધળીઆં કરી બેસે છે. માણસ પોતાના ચારિત્ર્યની કેવી કિંમત આંકે છે તે …

શારીરિક શાસ્ત્રોને આધારે અંગૂઠાની રચના જ એવા પ્રકારની છે કે તે અનુક્રમે એકાએક આંગળીઓની સામે થાય છે, અને પ્રસંગ આવ્યે સર્વ આંગળીઓની સામે પણ થાય છે. અંગૂઠાના આ સામે થવાના બળને લીધે જ માનવહસ્ત મોટી અને નાની વસ્તુ પ્રાપ્ત કરવામાં એટલી બધી ચપળતા મેળવે છે કે કળા અને શાસ્ત્રો સમજવાની અને તેમની ઉપર અધિકાર ભોગવવાની શક્તિ મેળવે છે. હથિયાર ધારણ કરવાની, એન્જિનો બનાવવાની શક્તિ પ્રાપ્ત કરે છે અને ટૂંકમાં જે જે સાધનોએ માનવ ઇતિહાસ ઘડયો છે, તે તે સાધનો વાપરવાની કુશળતા પ્રાપ્ત કરે છે. આ અંગૂઠો જ માનવ જાતને શોધખોળ કરવાની કારખાનાં બનાવવાની અને દુનિયાને પોતાની શક્તિથી આશ્ચર્યચકિત કરવાનું બળ આપે છે.

અંગૂઠાનું બળ શું કામ કરે છે તે સરદાર શેરિડનના દૃષ્ટાંત ઉપરથી સાબિત થાય છે. શેરિડને પોતાના લશ્કરના સેનાપતિને કોન્ફિડરેટ લશ્કરનો પરાજય કરવા મોકલ્યો. દુશ્મનના અથાગ બળ આગળ તે પાછો પડ્યો અને તેનું લશ્કર ભાગવા માંડ્યું. આ પરાજયના સમાચાર આપવા તે શેરિડનની પાસે આવ્યો અને બોલ્યો : 'સાહેબ, આપણો પરાજય થયો છે.' ગુસ્સે થયેલા શેરિડને કહ્યું : 'નહિ જી; તમે હાર્યા હશો. પણ આપણું લશ્કર હાર્યું નથી. પોતાની તરવાર ખેંચી તેણે તે પોતાના માથા ઉપર ફેરવી અને પાછા આવતા દુશ્મન લશ્કર તરફ ધરી. તેના બ્યુગલ જેવો અવાજ ભયંકર મોંમાથી બહાર નીકળ્યો અને હુમલો કરવા તેણે ફરમાન કર્યું, લશ્કર સ્થિર થયું, તૈયાર થયું અને તોફાની સમુદ્ર જેમ ઊંચો થઈ ઊછળે તેમ, તે દુશ્મન ઉપર ઊછળ્યું અને કોન્ફિડરેટ લશ્કરનો પૂરો પરાજય થયો.

આવા પ્રસંગો સમ્રાટ નેપોલિયન બોનાપાર્ટના જીવનમાં ઘણી વાર મળી આવે છે. પ્રબળ ઇચ્છાશક્તિ અને દૃઢ નિશ્ચયથી શું સાધ્ય નથી થતું ?

અંગૂઠાની સ્થિતિ સમજવા માટે અંગૂઠાની બેસણી તપાસવી જરૂરી છે.

અંગૂઠાની બેસણી ત્રણ પ્રકારની છે : (૧) ઊંચી બેસણી, (૨) નીચી બેસણી અને (૩) મધ્યમ બેસણી.

**ઊંચી બેસણીવાળો અંગૂઠો :** ઊંચી બેસણીવાળા અંગૂઠાનો પહેલો વેઢો ગુરુની આંગળીના ત્રીજા વેઢાના છેડા સુધી અને કોઈ કોઈ વાર તો બીજા વેઢાના મધ્યભાગ સુધી પહોંચી જાય છે.

ઊંચી બેસણીવાળા અંગૂઠાનો મનુષ્ય કંજુસ પરતંત્ર અને સ્વાર્થી થાય છે. તેને કોઈને માટે દયા કે લાગણી થતી નથી. એનો સ્વાર્થ એ જ એનું સર્વસ્વ છે.

**નીચી બેસણીવાળો અંગૂઠો :** નીચી બેસણીવાળા અંગૂઠાનો પહેલો વેઢો ગુરુની આંગળીના ત્રીજા વેઢાના મધ્યભાગ સુધી પણ જતો નથી, અને કોઈ કોઈવાર તો ત્રીજા વેઢાના મૂળ સુધી જ પહોંચે છે.

નીચી બેસણીના અંગૂઠાવાળો મનુષ્ય ઉદાર, સ્વતંત્ર અને પરગજુ થાય છે. કોઈના દુઃખની વાત સાંભળી તેને દયા આવે છે અને તે તેને મદદ કર્યા સિવાય રહેતો નથી. પરમાર્થ એ જ એનું સર્વસ્વ છે.

**મધ્યમ બેસણીવાળો અંગૂઠો :** મધ્યમ બેસણીવાળા અંગૂઠાનો પહેલો વેઢો ગુરુની આંગળીના મધ્ય ભાગ સુધી જાય છે.



આકૃતિ ૧૯

**મધ્યમ બેસણીવાળો અંગૂઠો**

(૧) સ્થાન પરત્વે કંજુસ અને ઉદાર
(૨) પરતંત્ર અને સ્વતંત્ર
(૩) સ્વાર્થી અને પરમાર્થી

અને નિશ્ચયશક્તિ, મનઃસંયમ અને સત્તા વિશેષ હોય છે. આ ઇચ્છાશક્તિ અને નિશ્ચયશક્તિ તેની તર્કશક્તિ અને ન્યાયશક્તિને દબાવી દઇ તેમના ઉપર પોતાનો દૃઢ કાબૂ બેસાડી દે છે.



આકૃતિ ૨૦

**અંગુઠાનો પહેલો વેઢો :**

( ૧ ) ઇચ્છાશક્તિ
( ૨ ) નિશ્ચયશક્તિ
( ૩ ) મનઃસંયમ
( ૪ ) સત્તા
( ૫ ) કર્તવ્ય વધારે, વિચાર ઓછા.

આવી મજબૂત ઇચ્છાશક્તિ અને નિશ્ચયશક્તિવાળો મનુષ્ય પ્રથમ કર્તવ્ય કરે છે, પ્રથમ પાણી પીએ છે અને પછી તેના માર્ગમાં તે દૃઢ નિશ્ચિત હોય છે. અને કોઈ કોઈ વાર ગંભીર ભૂલો કરી દે છે, જેનો તે પાછળથી પ્રબળ પસ્તાવો કર છે. તેનુ ઝનૂન, તેની તર્કશક્તિ અને ન્યાયશક્તિને દબાવી દઇ આગળ વધી જાય છે અને તેથી તેને પસ્તાવું પડે છે. તેની હઠ તેને કંઈ જ સૂઝવા દેતી નથી.

**અંગુઠાનો બીજો વેઢો :**

( ૧ ) તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ
( ૨ ) લાગણી, ભાવના,
( ૩ ) વિચાર વધારે–કર્તવ્ય ઓછું.

આવી મજબૂત તર્કશક્તિ અને ન્યાયશક્તિવાળો મનુષ્ય વિચારનું જ પૂતળું હોય છે. વિચાર પ્રમાણે તે આચાર કરતો નથી. વસ્તુઓ કેમ પ્રાપ્ત કરવી તે, તે જાણે છે; પરંતુ વસ્તુપ્રાપ્તિ માટે કર્તવ્ય કરતો નથી.



આકૃતિ ૨૧



આકૃતિ ૨૪

### કંઢોરા આકારનો અંગૂઠો :-

( ૧ ) તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ
( ૨ ) યુક્તિથી હેતુની સાધના
( ૩ ) મીઠી બોલીથી સ્વાર્થસાધના
( ૪ ) સારી રીતભાત
( ૫ ) પ્રભાવ સારો

### કંઢોરા આકારનો અંગૂઠો :-

આવા અંગૂઠાવાળા મનુષ્યનો બીજો વેઢો કઢંગા ઘાટનો હોય છે. આવા અંગૂઠાવાળા માનવીમાં તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ હોય છે. પોતાનો હેતુ યુક્તિપૂર્વક કેમ સાધવો એ આ મનુષ્ય સારી રીતે જાણે છે. તે કોઈને આઘાત લગાડતા નથી અને સારું, સુંદર મીઠું, મીઠું બોલી પોતાનો સ્વાર્થ સારી રીતે સાધી જાય છે. તે યુક્તિબાજ, ચાલાક, સારી રીતભાતવાળા, વિવેકી, પ્રભાવશાળી અને રાજનીતિમાં કુશળ હોય છે.

### ચાટવા આકારનો અંગૂઠો :-



આકૃતિ ૨૫

( ૧ ) પ્રબળ ઈચ્છાશક્તિ
( ૨ ) દૃઢ નિશ્ચય
( ૩ ) પ્રબળ હઠ
( ૪ ) જુલમગારી

આવા અંગૂઠાવાળા માણસ પોતાની પ્રબળ ઈચ્છાશક્તિ અને દૃઢ નિશ્ચય વડે પોતાનું કાર્ય સાધે છે. એ કાર્ય સાધવામાં તેને જે કોઈ આક્રમણ કરે તેને કચડી નાખવા તે પૂરેપૂરો પ્રયત્ન કરે છે. [illegible] તે દુનિયા સામે મસ્તક ઊંચું રાખી કોઈની પણ પરવા કર્યા સિવાય આગળ વધે છે

અને ચાલાક હોય છે, તેમજ સમય અને સંજોગો પ્રમાણે કામ કરનાર હોય છે, ગમે તેવા માણસ સાથે તે પ્રસંગ પાડે છે અને પોતાની ચાલાકીથી તેને વશ કરી લે છે. તે લાગણીપ્રધાન, ઉદાર માયાળુ હોય છે. વિનંતિ તથા યાચનાથી તેનું દિલ દ્રવી ઊઠે છે અને તેની પાસેનો છેલ્લો પૈસો પણ તે ભિખારી કે યાચકને આપી દે છે. 'આજ મોજ કરો, કાલ કોણે દીઠી છે?' એ સૂત્રનો એ પૂજારી છે. તે લાગણીપ્રધાન હોઇને આજે ઊંચે ચડે છે અને કાલે નીચે પડે છે. નક સાધવામાં તે પૂરો એક્કો હોય છે, અને તેથી જીવનમાં ઘણીવાર વિજય પણ મેળવે છે. તેનો સ્વભાવ આનંદી અને હસમુખો હોય છે. સામાના દિલ ઉપર તે પોતાની પ્રતિભાની છાપ પાડયા વિના રહેતો નથી. તેના બદલામાં વલણને અંગે તેને ભાગે ખોટ આવી જાય છે. અને તેનું જીવન નિરાશામય બની જાય છે. આવા પ્રસંગમાં પણ તે પ્રકાશ માટે અંધકારમાંય બાથોડિયાં મારે છે. આવા માણસો સંપૂર્ણ આશાવાદી હોય છે.

**અક્કડ અંગૂઠો :–** અક્કડ અંગૂઠો બિલકુલ વળતો નથી. તે સીધો ને સીધો ટટાર રહે છે.

[૧] દુનિયાદારીમાં પાકો
[૨] ધનપ્રાપ્તિની ધગશ
[૩] બહુ પાવરધો
[૪] કંજુસ અને જક્કી
[૫] અતડો સ્વભાવ



આકૃતિ ૨૮

અક્કડ અંગૂઠાવાળો આદમી દુનિયાદારીના વ્યવહારમાં, અને ધનપ્રાપ્તિની યુક્તિમાં બહુ પાવરધો હોય છે. તે સામાન્ય બુદ્ધિ વિશેષતાવાળો કંજુસ અને જક્કી હોય છે. દરેક વસ્તુના લાભાલાભ તે બારીકાઈથી તપાસે છે તે પ્રબળ



આકૃતિ ૩૧

અંગૂઠાના નખની નીચે ત્રણ સમાંતર કાપા:

(૧) બાપકર્મી

(૨) ભોગવિલાસ

(૩) ખોટો ફલ

અંગૂઠાના નખની નીચે જો ત્રણ સમાન્તર કાપા હોય તો એવા સ્ત્રી પુરુષોને ધન અને સૌંદર્ય સાંપડ્યાં હોય છે. આવા સ્ત્રી પુરુષો કામણ પ્રકૃતિના, માનસનાથી ભાગેભાગ ભરેલા અને વિલાસનું જીવન ગાળનાર હોય છે. તેઓ રંગભૂમિ ઉપર અથવા તો ચિત્રપટના નામ કરવાને ભાગ્યશાળી થાય છે. તેઓ જીવનને આનંદ અને ઉડાઉ રે જાય છે. તેઓ રંગભૂમિ કે ચિત્રપટની નાચ જ સાર છે. કારણ કે રંગભૂમિ કે ચિત્રપટ તેમના તન, મન ને ધન થાય છે.

અંગૂઠાના નખની નીચે એક જ કાપો :—



(૧) આપકર્મી
(૨) બુદ્ધિમાન
(૩) વિદ્વાન
(૪) વિશ્વાસુ
(૫) વફાદાર

આકૃતિ ૩૩

જેમનો નખપ્રદેશ અસ્પષ્ટ અને લંબગોળ હોય તે અહંકારી અને તીવ્ર પ્રકૃતિવાળા થાય છે. કોઇપણ વ્યક્તિ સાથે વેર કરતાં તેને વાર લાગતી નથી. તે વખતે તે ઝનૂની ને જંગલી થઇ જાય છે. એનું વેર પૂરું કરવા તે અનેક યુક્તિ-પ્રયુક્તિઓ કરે છે. તેમનું કૌટુંબિક જીવન છિન્નભિન્ન અને અસંતુષ્ટ હોય છે.

હે બંધુ ! વિધિના વિધાનને માન આપી તું તારું જીવન ઉજ્જવળ બનાવજે. મુશ્કેલીઓથી ડરીશ નહિ. કારણ કે ઘણા માણસોની મહત્તાનું કારણ તેમની પ્રચંડ મુશ્કેલીઓ હોય છે. નિરંતર આગળ વધવાની ટેવ અને શ્રદ્ધા રાખજે; કારણ કે એ બંને બધી મુશ્કેલીઓને હંફાવી નાખનારાં બળ છે. ઝળકતી કારકીર્દિવાળાના શબ્દકોશમાં નિષ્ફળતા જેવો કોઈ શબ્દ જ નથી.



વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો દિન પ્રતિદિન પ્રગતિ ને ઉન્નતિ થાય છે.



**ગુરૂની આંગળીના ત્રીજા વેઢા ઉપર સીધી રેખાઓ :**

( ૧ ) દિનપ્રતિદિન પ્રગતિ

( ૨ ) ઉન્નતિ

વેઢા ઉપર જો **આડી** રેખાઓ હોય તો દિનપ્રતિદિન અધોગતિ થાય છે.

વેઢા ઉપર **જો તારો** હોય તો તે શરમ વિનાનો વ્યભિચારી થાય છે.

હે મહાશય ! તારી પ્રકૃતિ અનુસાર તું કર્તવ્ય કરીશ તો

આકૃતિ ૩૮

વિજય મેળવીશ, પ્રકૃતિ વિરુદ્ધ ઘણા પુરુષોએ દુનિયાની સાથે યુદ્ધ ખેલ્યા છે અને દુનિયાએ તેઓને હરાવ્યા છે.





આકૃતિ ૩૭

પહેલા વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ઉર ગમન ખરાબ કામ કરવાનો વિચાર થાય છે, શિથિલવૃત્તિ થાય. નપુંસકતાની નિશાની.

**શનિની આંગળીના પહેલા વેઢા ઉપર સીધી રેખાઓ :**

(૧) કઢંગા કામ કરવાનો વિચાર

(૨) શિથિલવૃત્તિનો થાય.

**શનિની આંગળીના બીજે વેઢે :** ડહાપણ અને ગાંભીર્ય, શોક અને ગ્લાનિ; વહેમ અને શંકા, મનઃસંયમ અને ઇન્દ્રિયનિગ્રહ ગુણોનો ઉપયોગ કેવળ ધનપ્રાપ્તિને માટે અને દુનિયાદારીના વહેવારને અર્થે જ થાય છે.



આકૃતિ ૩૮

**શનિની આંગળીના બીજા વેઢા ઉપર સીધી રેખાઓ :**

( ૧ ) ધીરે ધીરે પ્રગતિ

( ૨ ) ધીરે ધીરે ઉદય

**શનિની આંગળીના ત્રીજે વેઢે :** ડહાપણ અને ગાંભીર્ય, શોક અને ગ્લાનિ, વહેમ અને શંકા, મનઃસંયમ અને ઇન્દ્રિયનિગ્રહ ગુણોનો ઉપયોગ કેવળ વિજ્ઞાન ને મોક્ષશોધ માટે જ થાય છે.

**આર્બુદાર રેખાવાળી :** મંદ ળાની બાબતમા અ તર્જ્ઞાન.

**લાબા પહેલા વેઢાવાળી :** કળાની પુષ્કળ અંત વૃદ્ધિ.

**લાબા બીજા વેઢાવાળી :** તીક્ષ્ણ વેપારીબુદ્ધિ.

**લાબા અને પહોળા ત્રીજા વેઢાવાળી :** પોતાની કળાને પનામા રંગી નાખવાની ખાન વૃત્તિ, પ્રમાણિક ગર્વને બ તે ખાની બડાશ.

**ગુરુની આગળી નાથ બગબર વેઢાવાળી .** ધન અને કીર્તિ બન્નેની ગણા મહત્તામાતા

**નિની આગળીનો પહેલો વેઢો** ગલા અને ગભુલ કળા, હિમત અને મર્દાનગી, સુખ, અને સતોષ, કીર્તિ, માન વિજયની માનસિક દુનિયાની રચના.

પહેલા વઢા ઉપર જો સીધી રેખાઓ હોય તા ત મનુષ્યનુ મન ના ખાળનુ ગોખીન હાવ છે અને તમા ધ વ, કીર્તિ, માન નહેતાઈથી મેળવી શકે છે

આ વઢા ઉપર જો તારાનુ ચિહ્ન હોય તા સ્વપરાક્રમથી માન, કીર્તિ અને ધન મળે છે

અને વેઢા ઉપર જ ત્રિકોણનુ ચિહ્ન હોય તા દુનિયામા શ્રે ઠ ત્નર ક્કી બનાવવાનો શોખ રાખે છે ને તમા વિજય મળે છે

**નિની આગળીના પહેલા વેઢા ઉપર ત્રિકોણ**

(૧) શ્રે ઠ ત્નર

(૨) વિજય

વેઢા ઉપર જો ચાકડીનુ ચિહ્ન હોય તો ત્નર વગેરે કાર્યમા વૃદ્ધની બક્ષીસ મળે છે અને તેમા લાભ અને વિજય મળે છે



આકૃતિ ૪૦



રવિની આગળીના ત્રીજા વેઢા ઉપર તારો

(૧) પુષ્કળ ધન

(૨) પુષ્કળ માન

(૩) પુષ્કળ કીર્તિ

જો વેઢા ઉપર ત્રિકોણ હોય તો કુશાગ્રબુદ્ધિ અને ચાલાક થાય છે, તેમજ સુખ, શાન્તિ અને આબાદી મળે છે.

આકૃતિ ૮૨

વેઢા ઉપર જો **સીધી** રેખાઓ હોય તો બુદ્ધિબળથી બીજા માણસો પાસેથી ઘણો આગે ફાયદો મેળવે છે.

હે સજ્જન! જે કાર્ય કરવાનો તેં નિશ્ચય કર્યો હોય તે કાર્ય પૂરું જ કર. તેમાં તારો વિજય છે.



वक्तुंसुकरमिदं दुष्करमध्यवसितुम् । ( भट्ट नारायण )
બોલવું સહેલું છે, કરવું કઠણ

કુશાગ્ર બુદ્ધિ ઉદ્યોગ, વિજ્ઞાન વિભૂતિ વર;
વેપાર મત આલમનો, બુધની ગણત્રી કળા.

બુધની આંગળીના ગુણ (૧) ચાલાકી અને ચપળતા (૨) હુન્નરઉદ્યોગ, (૩) વિજ્ઞાન, (૪) વેપારરોજગાર, (૫) તેહ થકી ટૂંકી વસ્તુની પરિસ્થિતિ સમજવાની તીવ્રશક્તિ.

**લાંબી :** પોતાનું મત અને પોતાની બુદ્ધિશક્તિ સુધારવાનો અતિશય પ્રેમ, સંવાદમાં સરળતા અને પ્રભાવ, સામાની ઉપર છાપ પાડવાની શક્તિ.

**ચપટા ટેરવાવાળી :** હુન્નરઉદ્યોગની કુશળતા વૈજ્ઞાનિક સિદ્ધાંત, સારી વક્તૃત્વશક્તિ.

**ચોરસ ટેરવાંવાળી :** તર્ક, વ્યાવહારિક બુદ્ધિ, સારી વિચારશક્તિ, સમયાનુસાર ભાષા, જોઈએ તેટલી જ વાત કરવાની રીત.

**અણીદાર ટેરવાંવાળી :** સર્વ અભ્યાસનું અંતર્ધાન, સારી વક્તૃત્વશક્તિ.

**લાંબા પહેલા વેઢાવાળી :** વિજ્ઞાન, અને વક્તૃત્વનો પ્રેમ

**લાંબા બીજા વેઢાવાળી :** હુન્નર ઉદ્યોગ અને વ્યાપારિક બુદ્ધિની વિશેષતા.

**લાંબા ત્રીજા વેઢાવાળી :** તીક્ષ્ણ, બુદ્ધિ, હોશીયારી.

**રવિની આંગળી જેટલી લાંબી :** સારા હાથમાં તત્વજ્ઞાન. ખરાબ હાથમાં કુપ્રવૃત્તિ અને કૂડકપટવૃત્તિ.

**શનિની આંગળી જેટલી લાંબી :** સર્વ મુનીમનોને વટાવી આગળ વધતી વૈજ્ઞાનિક શક્તિ—વૈજ્ઞાનિક બુદ્ધિ,

**બુધની આંગળીનો પહેલો વેઢો :** ચાલાકી અને ચપળતા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વેપાર–રોજગાર અને ત્વરાની માનસિક કૃતિ

રચે છે વેઢા ઉપર જો તારાનુ ચિહ્ન હોય તો ધન મેળવે છે.
વેઢા ઉપર જો ત્રિકોણ હોય તો હુન્નરવિજ્ઞાન વગેરેમાં વિજય મેળવે છે.



આકૃતિ ૪૩

બુધની આંગળીનો પહેલા વેઢા પર ત્રિકોણ :

( ) હુન્નરમાં વિજય અને લાભ
(૨) વિજ્ઞાનમાં વિજય અને લાભ

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો મગજશક્તિ ઠીક કામ કરે છે.

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો ગપ મારવાની ઘણી ટેવ પડેલી હોય છે, અને તેમા પોતે પોતાને હોશિયાર સમજે છે.

**બુધના આગળીનો બીજો વેઢો :** ચાલાકી અને ચપળતા હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વેપાર રાજગાર અને ત્વરાની આત્માિક દુનિયા રચે છે આ સદ્‌ગુણોનો ઉપયોગ કેવળ ધનોપાર્જનમા જ કરે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ગમે તે કાર્યમા સુખ શાન્તિ અને આબાદી મળવી શકે છે

બુધની આગળીના બીજા વેઢા ઉપર સીધી રેખાઓ :

(૧) ગમે તે કાર્યમા સુખ
(૨) ગમે તે કાર્યમાં શાન્તિ
(૩) ગમે તે કાર્યમા આબાદી

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો અનેક વિઘ્નો નડે છે



આકૃતિ ૪૪

# ૧૨ : હાથના આકાર

**सर्वं दैवाधीनम् । तव भाग्यम् भज भज ।**
[સર્વ વસ્તુ ભાગ્યને આધીન છે; તારા ભાગ્યને ભજ]

મન બુદ્ધિ અહંકાર, ક્રિયા પ્રતિક્રિયા તથા;
સુખ દુઃખ વળી શાંતિ, લાભાલાભ જ અન્યથા.
કીર્તિ અકીર્તિની સ્થિતિ. ધનપ્રાપ્તિ તણી પ્રથા;
હસ્ત આકાર દર્શે છે. ભાગ્યની સઘળી પ્રથા.

પ્રકૃતિ અને પ્રભુતિથી, મતિ અને ગતિથી, ક્રિયા અને પ્રતિક્રિયાથી, વિચાર અને આચારથી, હેતુ અને વ્યયથી મનુષ્યનું જીવન જાણવામાં હાથના આકાર અતિ ઉપયોગી છે.

મુખ્યત્વે કરીને હાથના ૭ પ્રકાર છે :

(૧) પ્રાથમિક હાથ (૨) ચપટા હાથ (૩) ચોરસ હાથ (૪) કળાવાન હાથ (૫) ગાંઠવાળા હાથ (૬) તત્ત્વજ્ઞ હાથ અને (૭) મિશ્ર હાથ.

**પ્રાથમિક હાથ :** પ્રાથમિક હાથ નીચામાં નીચી જાતનો છે. એ હાથ ટૂંકામાં ટૂંકો, જાડો અને દેખાવમાં ભયાનક લાગે છે, એનો અંગૂઠો વડના ટટા જેવો ફક્ત માંસનો લોચો જ હોય છે.



આકૃતિ ૪:

(૧) પ્રાથમિક હાથ :

(૧) જડભરત જેવો
(૨) રાની પશુ જેવો
(૩) જંગલી રીતભાત

આના હાથવાળો મનુષ્ય પશુજીવન ગુજારવાને અને મહેનત, મજૂરી તથા વેતરું કરવાને જ જન્મ્યો હોય છે. સ્વભાવે તે અતિ ઉગ્ર ને ઝનૂની હોય છે. તેના ક્રોધ ઉપર કે તેની વિકારવૃત્તિઓ ઉપર તેનો કાબૂ હોતો નથી, તેથી તર્કશક્તિ ખીલેલી હોતી નથી.

(૨) ચપટો હાથ : ચપટા હાથ સામાન્ય રીતે અનિયમિ
દેખાય છે. આંગળીઓ ઉપર ગાદી જેવો ચપટો ભાગ દેખાય છે. ટેર
ટેરવાં ચપટાં હોય છે. કાંડાના મૂળ આગળનો ભાગ આંગળીના મૂળ
આગળના ભાગ કરતા વધારે પહોળો હોય છે. તો કેટલીક વખ
આંગળીના મૂળ આગળનો ભાગ કાંડાના મૂળ આગળના ભાગ કરતાં
વધારે પહોળો હોય છે.



આકૃતિ ૯૭

**ચપટો હાથ**

[૧] કર્તવ્યશક્તિ [૨] નૂતન નવી

[૩] સત્યની શોધ [૪] નવીન સંશો

[૫] નક્કર વસ્તુની અહર્નિશ ઝંખના.

જે આ હાથમા આગળીના મૂળ આગળના ભાગ ટોડાના મૂળ આગળના ભાગ કરતા વધારે પહોળા હોય તો તે મનુષ્ય વિચારમા, આચારમા, મનમા ક વર્તનમા વધારે ચબરાકુ થાય છે.

**(૩) ચોરસ હાથ :** ચોરસ હાથવાળા મનુષ્યના હાથનો પંજો ચોરસ હોય છે, મણિબંધ ચોરસ હોય છે આગળીઓના મૂળ આગળનો ભાગ ચોરસ હોય છે ને આગળીઓના ટેરવા પણ ચોરસ હોય છે ચોરસ હાથ નિયમિતતા, વ્યવસ્થા અને દરેક વસ્તુની યોગ્ય ગોઠવણ દર્શાવે છે.



આકૃતિ ૪૮

**ચોરસ હાથ :-**

(૧) નિયમિતતા (૨) વ્યવસ્થા
(૩) દુનિયાદારીના વ્યવહારમા પારંગત
(૪) ધનપ્રાપ્તિમા પ્રવીણ
(૫) દૃઢ નિશ્ચયવાળો, મજબૂત મનોબળનુ સૂચક ચિહ્ન

આવા હાથોવાળો મનુષ્ય દુનિયાદારીના વ્યવહારમા પારંગત અને અર્થોપાર્જનમા અત્યત પ્રવીણ હોય છે.

ધનપ્રાપ્તિ માટ તે ગમે તેવા કષ્ટ વેઠવા તૈયાર થાય છે ધનપ્રાપ્તિ માટ તે પદ્ધતિપૂર્વક, એકાગ્ર ચિત્તે ને ખંતથી કામ કરે છે સાબિતી વિના ત કાઈ પણ વાત માનતો નથી, તે દૃઢ નિશ્ચયવાળો અને જક્કી હોય છે તે વેપારી તરીકે, વકીલ કે એજીસ્ટર તરીક, દાક્તર ક વૈદ્ય તરીક, રાજ્યના અમલદાર તરીકે, ધનિજ્ઞાનવેત્તા તરીકે, વૈજ્ઞાનિક તરીકે ક ગણિતશાસ્ત્રી તરીકે તે પ્રવીણ નીવડે છે. સારી કે નરસી તમામ વસ્તુમા તે નિયમ પ્રમાણે જ કામ કરે છે તે પોતાના કામમા ખૂબ ઉગ્રહી હોય છે અને પોતાના હકમનો ભંગ સહન કરી શકતો નથી.

ચોરસ હાથવાળા ક્વા ધનિક અને દુરાગ્રહી હોય છે તેનુ આ ા દષ્ટાંત જૅરન ગેય્યચાઈલ્ડ ઉપરથી મળે છે

તેણે લખેલી એક હૂડી એ ઓફ ઈડિવેડ સ્વીકારી નહિ આથી બીજે દિવસ પોતાના માણસો સાથે આવી પહોંચ્યો, પાંચ ક્રોડ પચાસ લાખ ગેલ્લના નાના સિક્કા બદલે હૂંડીઓ પેટે આપવાના હતા જે તેની પાસે હતા નહિ, આખરે બેંક ગેય્યચાઈલ્ડની હૂંડીઓ સ્વીકારવાની જાહેરાત કરી

(૪) કળાવાન હાથ કળાવાન હાથ નુવાળો ને પાતળો હોય છે તેની આંગળીના ટેરવા શંખના જેવા આકારવાળા હોય છે

કળાવાન હાથ

શંખ આકારના ટેરવા

(૧) કળા

(૨) લાગણી

(૩) અંતર્જ્ઞાન

(૪) અંત પ્રેરણા

(૫) ચિત્રકાર, શિલ્પકાર

સંગીતકાર ક નટ





આંગળીઓ જોડાએલી જોવામાં આવે છે. માણસની બુદ્ધિ તેમ જ માનસિક પ્રગતિ સારી હોય છે. આંગળીઓના મૂળમાં પર્વતોનો ભાગ સાધારણ ચોરસ તેમ જ આંગળીઓનો નખવાળો ટેરવાંનો ભાગ દંડાની આકૃતિનો હોય છે.

આકૃતિ ૫૦

આ જાતની વ્યક્તિઓ આચારવિચારને પાળનારા, વ્યવહારિક બાબતમાં અનભિજ્ઞ સંશોધનવૃત્તિવાળા, સાદી અને શાસ્ત્રીય વિષયની આવડતવાળા હોય છે. જો હથેલીનો ભાગ ચોરસ હોય તો પૈસાની બાબતમાં બહુ જ બેદરકાર હોય છે. નવીન સંશોધનવૃત્તિમાં ખૂબ જ ખર્ચ કરનાર બને છે. તેઓનું મુખ્ય કામ એકમના હોય છે. તેમ જ શાસ્ત્રીય આવડતવાળા હોય છે. બાહ્ય સૌંદર્ય કરતાં નિજાનંદમાં માનતા હોય છે. સત્ય, સ્વતંત્રતા, તત્ત્વજ્ઞાનના શોધક તેમ જ ભૂગોળનાં પુસ્તકો વાંચવાનો શોખ હોય છે.

**તત્ત્વજ્ઞાની હાથ :** તત્ત્વજ્ઞાની હાથ લાંબો, પાતળો, હાડકાં દેખાય તેવા, અને અણીદાર ટેરવાંવાળો હોય છે. આ હાથ કોઈ કોઈ વખત વેઢાની ગાંઠથી કાટખૂણા પાડતા દેખાય છે.

## તત્ત્વજ્ઞાની હાથ



(૧) તત્ત્વજ્ઞાનવૃત્તિ (૨) ઊર્મિનો ઉછાળો
(૩) કલ્પના (૪) સ્વતંત્રતા

આ હાથ તત્ત્વવૃત્તિ, ઊર્મિનો ઉછાળ, કલ્પના ને સ્વાનદૃષ્ટિમાં પરિભ્રમણ દર્શાવે છે.

આકૃતિ ૫૧

આવા હાથવાળા મનુષ્ય કલ્પના અને સ્વાનદૃષ્ટિમાં જ રમનારા હોય છે. આ

# ૧૩. આપણું ભાવિ

**भाग्यंफलति सर्वत्र न विद्या न च पौरुषम् ।**

પુરુષાર્થ વિના ભાગ્ય હોય ક્યાંથી ? આપણા ભાગ્યને આપણે ન ઘડીએ તો કોણ ઘડે ! આપણા મહાન નિશ્ચય અને મહાન કર્તવ્યથી જ આપણે આપણું ભાવિ ઘડવાનું છે. જેના જીવનમાં કોઈ મહાન પ્રેરણા નથી, કોઈ મહાન પ્રોત્સાહન નથી, તેને માટે કોઈ ઉજ્જવળ આશા કે કોઈ ઉજ્જવળ ભાવિ નથી.

એક જ કુટુંબમા અને એક જ સંજોગોમાં એક જણ જ્યારે એક ભવ્ય ઈમારત ઊભી કરે છે, ત્યારે અદક્ષ અને શક્તિ વગરનો તેનો ભાઈ ખંડેરોમાં જ પડી રહે છે. તેની તે જ સામગ્રીમાંથી એક કીર્તિ અને ધન લે છે ત્યારે બીજો અપકીર્તિ અને ગરીબાઈ લે છે.

# ૧૪. ગુરુગિરિ

भूमिर्मित्रं हिरण्यं च विग्रह फलं त्रयम् ।
यद्येतन्निश्चितं भावि कर्तव्यो विग्रहस्तदा ॥ पंचतंत्रम् ॥

ઉન્નતિ માટે મુક્ત થવું જરૂરનું છે. રાજકીય સ્વતંત્રતા હોય તો જ રાજ્યની ઉન્નતિ થઈ શકે, ધાર્મિક સ્વતંત્રતા હોય તો જ ધર્મની ઉન્નતિ થઈ શકે ને આધ્યાત્મિક સ્વતંત્રતા હોય તો જ આત્માની ઉન્નતિ થઈ શકે. —કાકા કાલેલકર

અતિ સત્તા વળી પદવી. અતિ ઇચ્છા વળી ધન;
અતિશે આત્મવિશ્વાસ વળી એકાગ્ર મન.
અભિમાન તાડ પાન. વ્યાધિ. આફુ આફુ તન;
અતિ ધર્મ તથા કર્મ. 'અતિ' અર્થી ભર્યું મન.
સન્માન સ્ત્રીજાતને પ્રકૃતિપ્રેમ સર્વથા;
જાગ્યા ભાગ્યના ગ્રહો. જાણે જગે એ સર્વદા.

જતાંએ હિંમત હારતા નથી ને મોતની સાથે બાથ ભીડીને પણ એ સિદ્ધિ પ્રાપ્ત કર્યા સિવાય રહેતા નથી. એની હિંમતનાં એ અનેરાં મૂલ......

અંગૂઠાની જોડેની ગુરુની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને ગુરુગિરિ અથવા ગુરુનો પહાડ કહે છે,



આકૃતિ પ૦ ૩

**ગુરુગિરિ :** ગુરુગિરિ અથવા ગુરુનો પહાડ જો અતિશય વિસ્તૃત હોય તો મનુષ્ય પ્રબળ અહંકારી, પ્રબળ સત્તા ભોગવવાનો શોખીન, અતિ સ્વાર્થી, અતિ આડંબરી અને અતિ ઝેરીલો થાય છે.

ગુરુગિરિ અથવા ગુરુનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય યથાયોગ્ય મહત્ત્વાકાંક્ષાવાળો, યથાયોગ્ય સ્વમાન જાળવનારો, યથાયોગ્ય ધાર્મિક વૃત્તિવાળો, યથાયોગ્ય હિંમતવાળો અને કરકસરથી ખુશ થનારો હોય છે.

ગુરુગિરિ અથવા ગુરુનો પહાડ જો બિલકુલ વિસ્તૃત હોય જ નહિ અથવા તો તેની બિલકુલ અછત કે ગેરહાજરી હોય તો મનુષ્ય સ્વમાન વિનાનો અને પાગવિદ્ વૃત્તિવાળો થાય છે,

જે મનુષ્યના હાથમાં ગુરુ અને શનિના ત્રિકોણો કે પહાડો વિસ્તૃત થયેલા હોય તો તે મનુષ્ય અત્યંત ધનવાન અને કીર્તિવાન થાય છે.

ગુરુગિરિ ઉપર પૃથક પૃથક કે સમૂહમાં પડેલા તારા, ત્રિકોણ, વર્તુલ, ચોરસ, નીચી ઊભી રેખાઓ અને ત્રિશૂળનાં ચિહ્ન ગુરુગિરિનું બળ વધારે છે.

ગુરુગિરિ ઉપર પૃથક પૃથક કે સમૂહમાં પડેલા જાળી, આડી રેખા, ચોકડી, ટાપુ અને ટપકાના ચિહ્નો ગુરુગિરિનું બળ ઘટાડે છે અને મનુષ્યના આરોગ્ય કે ચારિત્ર્ય ઉપર પ્રબળ અસર કરે છે

## ગુરુગિરિ ઉપર ક્રોસ :



આકૃતિ ૫૦ ચ

(૧) સુખી લગ્ન
(૨) ધન પ્રાપ્તિ
(૩) કીર્તિલાભ

ગુરુગિરિ ઉપરનું ક્રોસનું ચિહ્ન મનુષ્યના સુખી અને વિજયી લગ્નની આગાહી કરે છે. તે મનુષ્યના મનોરથો પૂર્ણ થશે અને તેને કીર્તિ પ્રાપ્ત થશે એવું સૂચન કરે છે.

એ મનુષ્યનો આફતમાંથી ઉગાર થશે અને એની આગાહી થશે એવું સૂચન કરે છે.

ગુરુગિરિ ઉપરની સીધી લીટી રેખા મનુષ્યના સુખની વૃદ્ધિની આગાહી કરે છે.

ગુરુગિરિ ઉપરનું ત્રિશૂળનું ચિહ્ન સર્વ પ્રકારના વિજયની આગાહી કરે છે.

**ગુરુગિરિ ઉપર જાળું**

(૧) ધનની પાયમાલી
(૨) આપવડાઈ
(૩) પુષ્કળ વહેમ
(૪) મત્ત અભિમાન

ગુરુગિરિ ઉપરનું જાળાનું ચિહ્ન પ્રબળ સત્તા, અતિશય, આપવડાઈ અને પુષ્કળ વહેમ તેમ જ મત્ત અભિમાનનું સૂચન કરે છે.

આકૃતિ ૫૪

**ગુરુગિરિ ઉપર ટાપુ**

(૧) ધનની પાયમાલી
(૨) કીર્તિની હાનિ

ગુરુગિરિ ઉપર ટાપુ ચિહ્ન મનુષ્યના ધનની પાયમાલી ને કીર્તિની હાનિની આગાહી કરે છે.

ગુરુગિરિ ઉપર ટાપુ ચિહ્ન કે આડી રેખાનું ચિહ્ન મનુષ્યને આર્થિક મુશ્કેલી આવી પડશે એવું સૂચન કરે છે.



આકૃતિ ૫૫

ને આગળ વધ્યે જ જાય છે અને જડચેતન સ્થાવર-જંગમ સઘળો તેની આ અજબ શક્તિથી જ દુનિયા તેની આગળ ઝૂકી જાય છે. કેટલીક વખત તો તેની આ અજાબ શોધમાં—

'ભાગ્ય રૂઠે કે રીઝે તેની મને પરવા નથી'

એમ બોલતો બોલતો તે પ્રાણથી પણ પરવારી જાય છે. આ રીતે પૃથ્વીનો બાળક અધૂરાં કાર્યો આદરી પૂરાં કરવા, જ્યાંથી આવ્યો ત્યાં જ પરવરી જાય છે. કેવો વિચક્ષણ, ડાહ્યો, આત્મસમર્પણી સજ્જન!

ગુરુની આંગળીની જોડેની બીજી શનિની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે, તેને શનિગિરિ અથવા શનિનો પહાડ કહે છે.




આકૃતિ ૫૮

## શનિગિરિ

શનિગિરિ અથવા શનિનો પહાડ જો અતિશય વિસ્તૃત હોય તો મનુષ્ય સદાયે ભયભીત અને મોતથી ડરતો ફરે છે. તેને અચાનક આપઘાત કરવાનું મન થઈ આવે છે. આવી વૃત્તિ એ આવા ગાંડપણની નિશાની છે.

શનિગિરિ અથવા શનિનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય જન્મથી જ તત્ત્વજ્ઞાની, ગંભીર સાહિત્યને ચાહનારો અને ગંભીર સંગીતને પસંદ કરનારો થાય છે. તે લાગણી-પ્રધાન ને શોકમૂર્તિ હોય છે. તે એકાંતપ્રેમી થાય છે અને કોઈપણ પ્રકારનું સાહસ કરતાં પહેલાં પુષ્કળ વિચાર કરે છે.

શનિગિરિની ગેરહાજરી હોય તો મનુષ્ય સંચાળવૃત્તિવાળું જીવન જીવે છે.

જો મનુષ્યના હાથમાં શનિ અને મંગળના ગિરિઓ કે પહાડો વિસ્તૃત હોય તો મનુષ્ય ચાઢિયો વાતવાતમાં વઢી પડનારો, પહેલે દૃષ્ટે સામાની ઉપર સત્તા જમાવવાના સ્વભાવવાળો, કુટિલ, કીનાખોર



### શનિગિરિ ઉપર એક સીધી સીટી રેખા :

**સંપૂર્ણ ભાગ્યવાન**

શનિગિરિ ઉપર એક સીધી રેખાનું ચિહ્ન મનુષ્યના સંપૂર્ણ ભાગ્યનું સૂચન કરે છે.

શનિગિરિ ઉપર ત્રિશૂળનું ચિહ્ન મનુષ્યની મનોવૃત્તિ ને ભૂમિચન-વૃત્તિ સમાલોચન કરે છે.

આકૃતિ ૫૯

### શનિગિરિ ઉપર જાળું

**સંપૂર્ણ દુર્ભાગ્ય**

શનિગિરિ ઉપર જાળાનુ ચિહ્ન મનુષ્ય જીવનભર અકર્મી ને અભાગીઓ રહેવાનો છે, એ બાબતનું સૂચન કરે છે.

શનિગિરિ પર ચોકડીનું ચિહ્ન ગુપ્ત અને ગહનમા ગહનશાસ્ત્રના દુરૂપયોગનું સૂચન કરે છે.



શનિગિરિ ઉપર આડી રેખા, ટાપુ અને ટપકાનાં ચિહ્ન અચાનક આવી પડનારી ઘણી મોટી આફત, અને સામાન્ય આફતનુ સૂચન કરે છે.

આકૃતિ ૬૦

શનિના પહાડ ઉપરનાં વર્તુલ, સીધી ઊભી રેખા અને ચોરસ એ ત્રણ જ ચિહ્ન શુભ છે–બાકીનાં અશુભ છે.



જો રવિ અને બુધના ગિરિઓ કે પહાડો સમાન વિસ્તૃત હોય તો મનુષ્ય દઢ નિશ્ચયવાળો ને ખંતીલો થાય છે. વિજ્ઞાનના અભ્યાસમાં પૂરો ઉત્સાહી અને વકતૃત્વકળામાં પ્રવીણતા મેળવી તે દ્વારા ધન અને યશની પ્રાપ્તિ કરે છે.

રવિગિરિ ઉપર પૃથક પૃથક કે સમૂહમાં પડેલાં તારો, ત્રિકોણ, વર્તુલ, ચોરસ, સીધી રેખા અને ત્રિશૂળનાં ચિહ્નો રવિગિરિનું બળ વધારે છે

રવિગિરિ ઉપર પૃથક પૃથક કે સમૂહમાં પડેલાં જાળું, આડી રેખા, ચોકડી, ટાપુ અને ટપકાંનાં ચિહ્નો રવિગિરિનું બળ ઘટાડે છે અને મનુષ્યના આરોગ્ય, ચારિત્ર્ય ઉપર પ્રબળ અસર કરે છે.

રવિ કે સૂર્યરેખા સાથેનું રવિગિરિ ઉપરનું તારાનું ચિહ્ન કુશાગ્ર બુદ્ધિ અને સતત ઉદ્યોગોને લીધે પુષ્કળ કીર્તિ ને ધનાગમનનું સૂચન કરે છે.



આકૃતિ ૬૨

### રવિગિરિ ઉપર તારો

(૧) કુશાગ્ર બુદ્ધિવાન

(૨) ધનાગમન

(૩) કીર્તિવાન

રવિ કે સૂર્યરેખા સાથેનું રવિગિરિ ઉપરનું તારાનું ચિહ્ન જો કેટલીક સીધી ઊભી રેખાઓ સાથે મનુષ્યના હાથમાં પડ્યું હોય તો મનુષ્યને અવશ્ય ધન પ્રાપ્તિનું સૂચન કરે છે.

રવિ કે સૂર્યરેખા વિનાનું રવિગિરિ ઉપરનું તારાનું ચિહ્ન ઘણા જોખમ પછી ધન સુખની પ્રાપ્તિનું સૂચન કરે છે.



## રવિગિરિ ઉપર ત્રિકોણ :

(૧) કળાકૌશલ્ય
(૨) કળાવાન લેખક

રવિગિરિ ઉપરનું ત્રિકોણનું ચિહ્ન કળાકૌશલ્યમાં વિજય મળવાનું સૂચન કરે છે આવા ચિહ્નવાળો મનુષ્ય નામી લેખક થઈ શકે છે.

આકૃતિ ૭૩

## રવિગિરિ ઉપર વર્તુળ

(૧) ધનપ્રાપ્તિ
(૨) યશપ્રાપ્તિ

રવિગિરિ ઉપર વર્તુળનું ચિહ્ન ધન અને યશની પ્રાપ્તિનું સૂચન કરે છે



આકૃતિ ૭૪

રવિગિરિ ઉપરનું વર્તુળનું ચિહ્ન મનુષ્યને આગામી આફતમાંથી થનારા બચાવનું સૂચન કરે છે. મુખ્યત્વે કરીને કળાકૌશલ્યમાં તે વ્યાપારિક બુદ્ધિનું સૂચન કરે છે અને તે અંગે અન્ય જનોએ કરવા વાળેલી તેના કળા-કૌશલ્યની લૂંટમાંથી તેનો બચાવ થાય છે.

# ૧૭ : બુધગિરિ

पयः पानं भुजंगानां केवलं विषवर्धनम्
उपदेशो हि मुर्खाणां प्रकोपाय न शान्तये ॥ पंचतंत्रम् ॥

'તક આવે તેને તત્પરતાપૂર્વક પકડી લેવી એ જીવનના સાફલ્યની ચાવી છે.

—ડીઝરાયલી

કુશાગ્રબુદ્ધિ વાક્પટુ, ગાઢરે સાહસમિશ્રિત
ભેદનીતિ નૈપુણ્ય, સંવાદે પટુતાધિપ,
બહુદેશ બહુવેશ, આચાર સંસાર વેદિન;
સર્વકર્મ પ્રગતિમાં બહુવેષ વેશી વ્યજન,
કાયાના કદ માંહી એ, જાણે બટુક વામન;
કાર્ય અકાર્ય સિદ્ધિમા, સોહે વિરાટની સમ
સાક્ષાત્ તર્કમૂર્તિ એ; નિષ્ણાત માનવ માનસે;
કલા વ્યાપારવૃદ્ધિમાં અતિલોભી ધનાગમે
ધારા વિજ્ઞાનશાસ્ત્રોમા પ્રવીણ એ રે સર્વદા
દક્ષિણ માનુની નેહે, બાળ રે બુધનો સદા.

## બુધગિરિ હાથના છેડા તરફ લંબાયેલો :



આકૃતિ ૬૮

(૧) પાકો વેપારી

બુધગિરિ અથવા બુધનો પહાડ જો હાથના છેડા તરફ ઢળતો હોય તો પાકો વેપારી થાય છે.

બુધગિરી જો બિલકુલ વિસ્તૃત ન હોય કે તેનું અસ્તિત્વ જ ન હોય તો વેપારી બિલકુલ નકામો હોય છે.

## બુધગિરિ ઉપર તારો



આકૃતિ ૬૯

(૧) અપ્રમાણિકતા
(૨) દગાખોરી
(૩) ગાડપટ

બુધગિરિ ઉપર તારાનું ચિહ્ન મનુષ્યની ચાલુ અપ્રમાણિક વૃત્તિનું સૂચન કરે છે. તે મનુષ્યની દગાબાજ, અવિશ્વાસુ અને ચોરપ્રકૃતિની આગાહી કરે છે. આવા મનુષ્યની સાથે વેપાર ધંધામાં ભાગીદારી ન કરવી જોઈએ.

# ૧૮. મંગળગિરિ અને બુધનો પ્રભાવ

સૂન: प्राप्नोति वा स्वर्गं शत्रुं हत्वा सुखानि च
उभावपि हि शूराणां गुणा वै नौ सुदुर्लभौ ॥ पंचतंत्रम् ॥

સંકટના સમયમાં હિંમત ધારણ કરવી એ અર્ધી લડાઈ જીત્યા સમાન છે.

—ટેસીટસ

✻

મંગળના પહાડના ગજમાં, જાણો ત્રણ વિભાગ છે:
નીચો, મધ્યમ, ઊંચો, એ ત્રણેનાં અભિમાન છે.
આધિ વ્યાધિ, ઉપાધિ એ, આખા જીવનવિગ્રહે:
સામા થવા તણી શક્તિ નીચો મંગળ દે જગે.
પ્રાણ ને પ્રકૃતિ કેવાં, એ માનવ ધરાવતો,
મધ્ય મંગળ સૌ એ છે, સ્પષ્ટ સ્પષ્ટ બતાવતો.
આધિ વ્યાધિ ઉપાધિ એ, આખા જીવન વગ્રહે.
ધૈર્ય તે શાન્તિની શક્તિ ઊંચો મંગળ દે જગે.
ત્રણેનું ઐક્ય થાએ તો: મહામર્દ રણે ચગે.
મરે કે મારે એ, જંગે, પાછી પાની નહિ કરે.
સુરાને સુંદરી શોખી, વળી શોખી સંગ્રામનો.
પ્રેમી, કામી, અતિ રાગી, બાળ મંગળ દેવનો.



## જમશેદજી નસરવાનજી તાતા

જમશેદજી નસરવાનજી તાતા ભારતવર્ષની આધુનિક ઔદ્યોગિક અ.જમના પિતા હતા. તેઓ ભારતખંડની ઔદ્યોગિક શક્તિના સર્જક હતા. કર્તવ્ય, કર્તવ્ય અને કર્તવ્ય એ જ એમના જીવનનો પ્રધાન હેતુ હતા. તેર વર્ષની વયે ઈ. સ. ૧૮૫૨ની સાલમાં જમશેદજી એલ્ફિન્સ્ટન, હાઈસ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ કરવા ગયા. તેઓએ સાત વર્ષ સુધી અંગ્રેજીનો વ્યવહારુ અભ્યાસ કર્યો. ત્યારબાદ ઈ. સ.

૧૮૧૯ની સાલથી તેઓ વ્યાપારી કુશળતા પ્રાપ્ત કરવા પોતાની પિતાની પેઢીમાં બેસવા લાગ્યા. તક મળતાં તેઓ ચીનમાં હોંગકોંગ ગયા, ત્યાં ચીનની અંદર ઇ. સ. ૧૮૬૧ થી ઇ. સ. ૧૮૬૫ સુધી આંતરવિગ્રહ શરૂ થયો. આ આંતર્ વિગ્રહમાં કાપડના ભાવ દિનપ્રતિદિન ચડવા લાગ્યા. તેમણે, એ તક ઝડપી લઇને કાપડનો ધંધો આદર્યો. મુંબઇની પેઢી મારફત થોકબંધ માલ આખા હિંદુસ્તાનમાંથી ખરીદીને ચીનમાં મોકલવામાં આવ્યો. આ વેપારમાં તે ઘણું કમાયા. આ અરસામાં તેમનો પ્રખ્યાત પ્રેમચંદ રાયચંદની પેઢી સાથે સંબંધ બંધાયો. એ પેઢી લેન્કેશાયર અને માન્ચેસ્ટર મિલ્સની સાથે સારો સંબંધ ધરાવતી હતી. તેમનું કામકાજ ધમધોકાર ચાલતું હતું. એ કામકાજને પહોંચી વળવા માટે ઇંગ્લેંડમાં એક શાખા ખોલવાનો વિચાર થયો, અને જમશેદજી તાતા ઇંગ્લેંડમાં પેઢીની શાખા ખોલવા ગયા, ત્યાં તો ચીનનો આંતરવિગ્રહ બંધ થવાથી કાપડના ભાવ ગગડ્યા, પ્રેમચંદ રાયચંદની પેઢીને કાચી પડવાના સંજોગો ઊભા થયા. તેની સાથે જમશેદજી તાતાની પેઢીને પણ ઘણું નુકસાન થયું, પરંતુ આ નુકસાન એબીસીનીઆના આ યુદ્ધમાં સરકારને માલ મોકલી મેળવી લેવાયું. નાણાંની નક્કર સ્થિતિ સિવાય કોઇપણ વેપાર ઊભો થઇ શકતો કે ટકાવી શકાતો નથી, એવો કડવામાં કડવો પાઠ તેઓ અનુભવથી શીખ્યા અને જીવનમાં કદી પણ ભૂલથાપ ખાધી નહિ.

જમશેદજી તાતાએ હવે પોતાની જ કાપડની મિલ સ્થાપવાનો નિશ્ચય કર્યો. આ હેતુ બર લાવવાને તેઓ માન્ચેસ્ટર ગયા અને ત્યાંના મિલ ઉદ્યોગનો જાત પૂરેપૂરો અનુભવ મેળવ્યો. ઇંગ્લેંડથી પાછા ફર્યા પછીથી તેઓએ મિલ બાંધવા માટે નાગપુર શહેર પસંદ કર્યું. મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાના દિવસે જ તા. ૧ લી જાન્યુઆરી ૧૮૭૭ના રોજ એ મહારાણીનું નામ અમર કરવા મિલનું નામ ધી એમ્પ્રેસ મિલ રાખી, એની શરૂઆત કરી. દિનપ્રતિદિન મિલની પ્રગતિ એટલી બધી વધી ગઇ કે આખા હિંદુસ્તાનમાં તે પહેલા નંબરની મિલ ગણાઇ.

આ સર જમશેદજી નસરવાનજી તાતા સંપૂર્ણ બુધના પ્રભાવ નીચે હતા.' અને જે વ્યક્તિઓના હાથમાં સારા પ્રમાણમાં બુધનો પર્વત વિકાસ પામ્યો હોય છે, તેઓ કાળાંતરે આગળ આવે છે.

## બુધનું પ્રભુત્વ

મંગળનો બાળક ભગવાનના ભક્તની માફક આધિ, વ્યાધિ ઉપાધિના ત્રણેય તાપ સહન કરી શકે છે. એક સંતની માફક પરોપકારી જીવન ગાળી શકે છે. અને એક મહામર્દની માફક રણે ચડી વિજય મેળવી શકે છે.

રામવાવાળો થાય છે, મોતની સાથે પણ તે બાથ ભીડવા તત્પર થાય છે. એટલા બધા પરાક્રમવાળો તે થાય છે.

મંગળગિરિ કે મંગળનો પહાડ વિસ્તૃત ન હોય કે અલ્પાકાર હોય તો તે મનુષ્ય નામર્દ, નાહિંમતવાન, કાયર ને કાપુરુષ થાય છે.



આકૃતિ ૭૫

**મંગળગિરિ ઉપર તારો :**

( ૧ ) ખૂની

( ૨ ) ઝનૂની

મંગળગિરિ ઉપર તારાનું ચિહ્ન આવા મનુષ્યનું ખૂન કરવાનું સૂચન કરે છે, આવો મનુષ્ય લડાયક અને ઝનૂની થાય છે.

મંગળગિરિ ઉપર ત્રિકોણનું ચિહ્ન યુદ્ધકળામાં પ્રાવિણ્ય સૂચવે છે. દાક્તરી લાઇનમાં સર્જરીના શસ્ત્રપ્રયોગમાં કૌશલ્યની આગાહી કરે છે.

મંગળગિરિ ઉપર વર્તુલનું ચિહ્ન યુદ્ધકૌશલ્યનું સૂચન કરે છે.

મંગળગિરિ ઉપર ચોરસનું ચિહ્ન ઝનૂની સ્વભાવ અંગે ઉપસ્થિત થતા યુદ્ધમાંથી બચાવ કરે છે.

**મંગળગિરિ ઉપર સીધી ઊભી રેખા :**

( ૧ ) પ્રબળ હિંમત

( ૨ ) મોતની સાથે બાથ ભીડવાની શક્તિ.

મંગળગિરિ ઉપર સીધી ઊભી રેખા પ્રબળ હિંમતનું સૂચન કરે છે. આવો મનુષ્ય મોતની સાથે બાથ ભીડવા તત્પર થાય છે.



આકૃતિ ૭૬

# ૧૯. ચંદ્રગિરિ અને ચંદ્રનું પ્રભુત્વ

चंद्र आत्मा जगतः तस्थुषः स्वश्च ।

દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પ્રેમથી થાય છે. પતિપત્નીનો પ્રેમ સ્થૂળ વસ્તુ નથી—તેની વાટે આત્મા પરમાત્માના પ્રેમની ઝાંખી થાય છે.

મહાત્મા ગાંધીજી



કલ્પના, તર્કશક્તિ ને ભક્તિ અદ્‌ભુત ભાવની;
શક્તિ પ્રકૃતિ માતની, ને વિરક્તિ સંસારની.
જાગ્રતિ દિલજોશની, મસ્તી મત્ત આવેશની;
અશાંત પ્રકૃતિ દેહે ને પ્રાણે પ્રાણ સંબંધની.
ગુર્શક્તિ મહાકાવ્યની, ને કથાઓ રોમાંચની;
રચનાઓ અતિ સોહે, પ્રભુના ચંદ્રદેશની.
સ્વપ્ન સંસારમાં રાચે, વિરાજે કલ્પના જગે;
ભ્રાંતિ ને વ્હેમની મૂર્તિ ચંદ્રનો બાળ છે જગે.
અતિ ઉન્નત ગિરિની, મૂર્તિ લાવે છે ગૂઢ ઘેલછા.
અભાવે એ ગિરિથી, આણે છે ધન-ઘેલછા.

ચંદ્રનો બાળક અહર્નિશ કલ્પના સૃષ્ટિમાં જ વિહાર કરવામાં મસ્ત બને છે. કલ્પનાના સુઘડ ને સોહાગી સ્વપ્નોમાં એ ગાય છે. કલ્પના-જન્ય સુખમાં રાચવાની જ એને અનેરી ગૂઢ હોય છે—એ કૃતઘ્નતા ને નિર્દયતાનો શિકાર બની ઘવાયેલા મૃગની માફક એ એકાકી આક્રંદ કરે છે. આવા આક્રંદમાંથી જ ભવભૂતિની કરુણા જન્મે છે. સોહાગી શૃંગારપ્રિયતાનું સમાનપાત્ર જગતમાં નહિ જડવાથી દુઃખ અને શોકમિશ્રિત કારુણ્ય એના દિલમાં પ્રગટે છે. એ રસકારુણ્યની પ્રબળ ભરતીથી એને ઘેલછા કે ઉન્માદ થાય છે અને એ ઘેલછા કે ઉન્માદમાંથી પુરુના પૃથ્વી પર પ્રગટે છે, પોતે ઘેલો થાય છે, અને જગતને ઘેલું કરે છે.




**ચંદ્રગિરિ** : હાથના છેક ભાગે મસ્તકરેખાની નીચે ને પોંચાના ઉપર ભાગના જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને ચંદ્રગિરિ કે ચંદ્રનો પર્વત કહે છે

# ૨૦. શુક્રગિરિ

आकृति गुणान् कथयति ।। पंचतंत्रम् ।

સૌન્દર્ય જોનારની દૃષ્ટિ ઉપર અવલંબે છે, સાચું સૌન્દર્ય અંતરમાંથી ઉદ્‌ભવે છે.
—એક વિચાર

સ્નેહ, સંક્રાન્તિ છે વાસના વિલાસની;
દયા ને દાનની તૃપ્તિ, કળા સંગીત નૃત્યની.
વિરાજે સુંદરી સંગે કામરૂપ ધરી જગે,
અનંત કાર્યશક્તિનો, શુક્રદેવ ગાયો જગે.

*

અનંત ચેતનની જ્યોતિ દિલમાં કોણ ન પ્રગટાવે ? દયાની દેવમૂર્તિ કોને દાન ન આપે ? લલિત લલનાની લટકાળી ચાલ કોને ન આકર્ષે ? સ્વર્ગીય સંગીતની મીઠી લહેર કોને ન મુગ્ધ કરે ? સર્વાંગ સુંદર સુંદરીના નૃત્ય કોને ન નચાવે ? સ્વર્ગીય સુંદરી સુધાનો જામ પાવા આવે તો કોણ ન પીએ ? નંદનવનની અપ્સરા સાથેના વિહાર કોને અરુચિકર લાગે ?



આકૃતિ ૮૪.

શુક્રગિરિ :

અંગૂઠાના મૂળમાં અને તેથી આગળના ભાગમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય તેને શુક્રગિરિ કે શુક્રનો પહાડ કહે છે.

શુક્રગિરિ કે શુક્રનો પહાડ જો અતિશય વિસ્તૃત હોય તો મનુષ્ય વિષયાંધ ને કામી, દુષ્ટ અને બડાઇ-ખોર, જૂઠકપટથી છેતરનારો, હૃદય-હીન, સ્વાર્થી અને વિકારી થાય છે.



## શુક્રગિરિ ઉપર વર્તુળ

(૧) પ્રેમનુ મજબૂત બંધન

શુક્રગિરિ ઉપર વર્તુલનું ચિહ્ન પ્રેમના બંધનમાં બંધાવાની આગાહી કરે છે.

આકૃતિ ૮૭

શુક્રગિરિ ઉપર ચોરસનું ચિહ્ન કેદખાનાના બંધનમાંથી બચાવ કરે છે.

શુક્રગિરિ ઉપર એક સીધી ઊભી રેખા પ્રેમપંકમાં પડવાનું સૂચન કરે છે.

## શુક્રગિરિ ઉપર ત્રિશૂળ :

(૧) ઉદાર પ્રકૃતિ

(૨) માયાળુ સ્વભાવ

શુક્રગિરિ ઉપર ત્રિશૂળવાળું ચિહ્ન ઉદાર અને માયાળુ પ્રકૃતિનું સૂચન કરે છે.



આકૃતિ ૮૮

# ૨૧. આયુષ્યરેખા

**જન્મ ને મૃત્યુની રૂપા આવરદા રેખા જગે;**
**જિંદગી જાણવાની આ આવરદા રેખા વડે**

**આયુષ્યરેખા** મનુષ્યનાં જન્મની અને મૃત્યુની સુખ અને દુઃખની ચડતી અને પડતીની, મુખ્ય રેખા છે. મનુષ્યના જીવનને આનંદમય અને મંગળમય બનાવે છે, ચૈતન્ય અને પુરુષાર્થના પ્રકાશથી બહેલાવે છે. દાન, યશ તથા તપ આદિ સાધનથી વિકસાવે છે, અસ્તિત્વના ભેદનો પ્રકાશ પાડી જીવનમાં શ્રદ્ધા અને શ્રેય સમર્પે છે. આયુષ્યરેખા મનુષ્ય-જીવનની કામધેનુ છે, સુંદર સંજીવની છે; એ પાપ, સંતાપ તથા શોકને શમાવનાર છે. દરિદ્રરૂપી દાવાનળને સંપૂર્ણ રીતે શાંત કરનાર મેઘ સમાન છે. આયુષ્યરેખા એ જીવનતંતની માતા છે.

આયુષ્યરેખા ગુરુની આંગળીમાંથી જીવનપ્રવાહ મેળવનાર પહેલી રેખા આ આયુષ્યરેખા હસ્તની બાજુએ. ગુરુની આંગળીના નીચાણના ભાગના મૂળમાંથી ઉદ્‌ભવે છે. નીચલા મંગળ અને શુક્રના પહાડોને ઘેરતી આગળ વધે છે અને ઘણી ખરી વખત શુક્રના પહાડોની નીચે હસ્તના મૂળમાં અદૃશ્ય થાય છે. તે મનુષ્યની તંદુરસ્તી બનાવે છે. જીવનના ઘણા અગત્યના બનાવોનુ તે અક્ષરસઃ વર્ણન કરે છે. માનવ જીવનનો પ્રવાહ ઊંચી ગતિએ કે નીચી ગતિએ વહેવાનો છે, ક્યારે તેની ઉન્નતિ કે અધોગતિ થવાની છે, ક્યારે તેના જીવનનો અંત આવવાનો છે વગેરે દૃષ્ટિબિંદુઓ તે અરીસાની માફક દર્શાવે છે. એ રીતે આયુષ્ય રેખા મનુષ્ય જીવનનો જીવતો જાગતો નકશો છે.



આકૃતિ ૯૧

આયુષ્યરેખા વિનાનો હસ્ત મનુષ્ય જીવનની ક્ષણિકતા બનાવે છે. આવા હસ્તવાળો મનુષ્ય મૃત્યુનો મહેમાન ઘણો જલદીથી બને છે.

કેટલીક વખત જમણા હાથમાં આયુષ્યરેખા દીર્ઘ હોય છે. આવી રેખાવાળા માણસ દીર્ઘ આયુષ્ય ભોગવે ખરો, પરંતુ માંદગી તેમજ આધિ, વ્યાધિ અને ઉપાધિવાળું આયુષ્ય ભોગવે છે. કેટલીક વખત જમણા હાથમાં ટૂંકી આયુષ્યરેખા હોય છે. અને ડાબા હાથમાં દીર્ઘ આયુષ્યરેખા હોય છે. આવી રેખાવાળા મનુષ્ય મધ્યમ આયુષ્ય ભોગવી જીવનની સમાપ્તિ કરે છે. અલબત્ત, તેને અલ્પાયુષી જ કહી શકાય. બીજી રેખાઓ તેમજ બંને હાથમાં આયુષ્યરેખા જોઈ આયુષ્યની તારવણી કરવી જોઈએ.

બંને હાથમાં ઘટ્ટ, ઊંડી, દીર્ઘ અને સપ્રમાણ આયુષ્યરેખાવાળો મનુષ્ય શરીરે મજબૂત, માનસિક શક્તિવાળો, કાર્ય કરવામાં ઉત્સાહી, આત્મશ્રદ્ધાવાળો, આધિ, વ્યાધિ ને ઉપાધિથી નહીં ડરનારો તથા આકસ્મિક તેમજ ઉશ્કેરણીના પ્રસંગોમાં શાંત રહી યુક્તિથી પોતાનું કાર્ય કાઢી લેવામાં તત્પર હોય છે. પણ તેને બંને હાથમાં મગજની રેખાનો સાથ હોવો જોઈએ.

જ્યારે બંને હાથમાં સાંકડી અને પાતળી રેખાવાળો મનુષ્ય ટીકો, ઉત્સાહ વિનાનો, સહેજ મહેનતમાં કંટાળી જનારો. તથા હતાશ જીવન વ્યતિત કરનારો, અશાંત અને ચિંતાગ્રસ્ત બની બેબાકળો થઈ જાય છે. કેટલીક વખત તો આવો માણસ ખરાખોટાના ભેદને પણ પારખી શકતો નથી, અને કિંકર્તવ્યમૂઢ બની જાય છે. વળી તે માંદગીથી કંટાળી જનારો અને માથું દુઃખવાની તેમ જ અપચાની ફરિયાદ કરનારો હોય છે. આવા માણસો ડૉક્ટરના કાયમના દર્દી થનારો જ જોવા મળે છે.


આકૃતિ ૨૫

પહોળી અને છીછરી આયુષ્યરેખા, એ શક્તિનો અભાવ, માંદગી આગળ ટકી શકવાની હિંમતની અછત, કંગાળ અને માંદલુ શરીર, શરીરનુ નબળું બંધારણ, આંતર શક્તિનો અભાવ, કમજોર અને પોતાની જાતમાં પણ વિશ્વાસની ખામી બતાવે છે. આવા માણસો સાંસારિક આંટીઘૂંટી ઉકેલવામાં અશક્ત હોય છે. પોતાની જાતની સંભાળ માટે તેઓને મિત્ર, સગાંઓ અને અન્ય મનુષ્યોની ઉપર આધાર રાખવો પડે છે. જીવનના [illegible] વિષયમાંથી



આકૃતિ ૯૮



આકૃતિ ૯૭

તેમાં ફેર એટલો હોય છે કે તેઓ જીવનમાં ઘણી ભારે માંદગીઓ ભોગવે છે.

આયુષ્યરેખાને કાપતી દરેક નાની મોટી રેખાઓ, જીવનના પ્રવાહને રોકે છે અને નાની કે મોટી માંદગી ક્રમશઃ ભોગવે છે. લાગણીપ્રધાન અને માનસિક વ્યાધિવાળા મનુષ્યની આયુષ્યરેખા નાની નાની ચિંતાની રેખાઓથી જડાયેલી હોય છે, અને તે શાપ–મની ઉપાધિથી મુક્ત થતા જ નથી. ઘણી વખત તો તે ઉદાસ અને ઉદાસી ચહેરાવાળા માલુમ પડે છે. ઘણી વખત આવા માણસની બાબતમાં 'રાતે જાય તે મુઆની જ ખબર લાવે,' એવું બને છે. આયુષ્યરેખામાં નીચેની નિશાનીઓ અડચણો ઊભી કરે છે.

## (૨) ટાપુ :



આકૃતિ ૮૮

વિશેષ માંદગી ભોગવાવે, અને ટાપુ જેટલો વિસ્તૃત હોય તેટલો સમય માંદગી ભોગવે.



આકૃતિ ૧૦૩

આયુષ્યરેખામાંથી નીકળી જો એક બે રેખા શનિના પહાડ ઉપર જતી હોય તો તેવી રેખાવાળા મનુષ્યને સ્થાવર મિલકતમાં, જમીન કે ઘર મળવામાં અને કોન્ટ્રાક્ટના કામમાં ભારે લાભ થાય છે.



આકૃતિ ૧૫

આયુષ્યરેખામાંથી નીકળી ને એક કે બે રેખા ગુરુના પહાડ તરફ જાય તો એવી રેખાવાળા મનુષ્યને સત્તા મા ઘણી નામના અને દોલત મળે છે



આકૃતિ ૧૦

આયુષ્યરેખામાંથી નીકળી ને એક કે બે રેખા ઉપલા મંગળના પહાડ તરફ જતી હોય તો તેવી રેખાવાળા મનુષ્યને લશ્કરી બાબતથી કે નાહિંમતભર્યા કામથી નામના અને દોલત મળે છે

આયુષ્યરેખામાંથી પોતાની અંદરની બાજુએ જે એકાદ શાખા ફૂટે અને તે ચંદ્રના પહાડ તરફ જાય તો તેવા મનુષ્યને દૂરના પ્રવાસ કરવા પડે છે દરિયાપારની મુસાફરી કરવી પડે છે અને તેને વિશ્રાંતિ સુખ મળતું નથી

# ૨૨. મસ્તકરેખા

મનની કામના શક્તિ. ને કલ્પના કર્તવ્યની.
ઉત્કર્ષ કાર્યશક્તિનો. બુદ્ધિ અગમ ગમ્યની
કાબૂ ઇંદ્રિયનો ફેરો. ભાવના ભવિતવ્યની;
જણાયે અરીસા જેવાં. મસ્તકની રેખા વડે.

મનની મુરાદ પૂર્ણ થાય છે. તે પ્રત્યેક માનવીના જીવનમાં ચેતન પ્રકટાવે છે.

સામાન્ય રીતે પ્રત્યેક મનુષ્યના હાથમાં ત્રણ રેખા તો હોય છે જ. ( ૧ ) આયુષ્યરેખા, ( ૨ ) મસ્તકરેખા, અને ( ૩ ) હૃદયરેખા.

પરંતુ કેટલાકના હાથમાં ફક્ત બે જ રેખા હોય છે : (૧) આયુષ્યરેખા (૨) મસ્તકરેખા અગર હૃદયરેખા. આવી વખતે મસ્તકરેખા યા હૃદયરેખા એ બેમાંથી કઈ રેખા અદૃશ્ય હોય છે, તે જાણવું મુશ્કેલ થઈ પડે છે. નવ્વાણુ ટકા હૃદયરેખા અદૃશ્ય હોય છે. મસ્તકરેખા અન્ય રેખાઓની આધશક્તિ હોઈ તે ભાગ્યે જ અદૃશ્ય હોઈ શકે છે.

જે મનુષ્યના હાથમાં હૃદયરેખાના સાથ વિનાની મસ્તકરેખા હોય છે તે મનુષ્ય લાગણી વિનાનો, હૃદય વિનાનો, દયાહીન, ક્રૂર અને વખત આવે ઘાતકી વિચાર ને આચારનો હોય છે, તે કંજૂસનો કઠણ, લોભી અને વેરની વસુલાત કરનારો થાય છે. તે ધનને માટે મરી પડનારો, પરંતુ ભળજાનો અને લાભ વિનાના લોભવાળો હોય છે.

મસ્તકરેખા પ્રમાણસર લાંબી હોવી જોઈએ. અને ગુરુના પહાડના મુખમાંથી નીકળી મંગળ અને ચંદ્રના પહાડના મધ્ય ભાગ તરફ તેનો



આકૃતિ ૧૦૯

ઢોળાવ હોવો જોઈએ. લાંબી મસ્તકરેખાવાળો મનુષ્ય મજબૂત માનસિક શક્તિવાળો હોય છે.

ટૂંકી મસ્તકરેખાવાળો મનુષ્ય નબળી માનસિક શક્તિવાળો હોય છે. તે ઘણી વખત અસ્થિર મગજનો અને વારંવાર પોતાના વિચાર બદલે છે. ટૂંકી મસ્તકરેખાં ખાસ ધ્યાનપૂર્વક નિહાળવી જોઈએ. કેટલીક વખત ટૂંકી મસ્તકરેખા જે સ્થળે અટકે છે ત્યાં આગળ મનુષ્ય મૂઢ મનનો થાય છે.



આકૃતિ ૧૧૦

જો ટૂંકી મસ્તક રેખાના અંતે તારાનું ચિહ્ન હોય તો તે મનુષ્યનું મોત અકસ્માતથી થાય છે. જો ટૂંકી આયુષ્યરેખા અને ટૂંકી મસ્તકરેખા બન્નેને અંતે તારાનાં ચિહ્ન હોય તો ભરયુવાનીમાં તેનું મોત થાય જ. ચોકડીનાં ચિહ્ન પણ તેટલાં જ ભયસૂચક છે.

રેખાની લંબાઇમાં તેનું માપ હંમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ.



આકૃતિ ૧૧૧

જો મસ્તકરેખા આખા હાથની આરપાર સીધી ચાલી જતી હોય અને હૃદયરેખા સાધારણ હોય તો આવી રેખાવાળો મનુષ્ય મનથી અને મગજથી જ કામ કરનારો હોય છે. તે હૃદયમાં ભાવ ને લાગણીને દબાવી દઈ, મનમાં ધારેલા કાર્યના દૃષ્ટિબિંદુથી જ સઘળી વસ્તુઓ નિહાળી તે પ્રમાણે કર્તવ્ય કરે છે. આવો મનુષ્ય અતિશય લોભી થાય છે. વખત આવ્યે તે પ્રેમને પણ વીસરી જાય છે. દરેક દરેક વસ્તુમાં તે પોતાના સ્વાર્થનું અને વ્યવહારનું દૃષ્ટિબિંદુ જ આગળ ધરે છે. આંખને આંડ નાંખની સુંદર વસ્તુઓની તેને

પરવા હોતી નથી. હૃદયને કરૂણતાથી ભરતા ભાવની તેને અસર થતી નથી. તેને ફક્ત તેના સ્વાર્થની જ અસર થાય છે.



આકૃતિ ૧૧૨

મસ્તકરેખાની શરૂઆતનું બિંદુ અથવા મૂળ, ધ્યાનપૂર્વક તપાસવું જોઈએ. ઘણાખરા મનુષ્યોનાં હાથમાં મસ્તકરેખા શરૂઆતમાં આયુષ્યરેખાને ચોંટી રહેલી અને તેમાથી જ ફૂટતી માલુમ પડે છે. આવી મસ્તકરેખાવાળા મનુષ્યે નાનપણમા પોતાના વિકાસ માટ અન્યની ઉપર આધાર રાખવો પડે છે.

ઘણાખરા મનુષ્યના હાથમા મસ્તકરેખા આયુષ્યરેખાની સાથે લાંબા ગાળા સુધી ચોંટી ગયેલી હોય છે. અને ત્યારબાદ તે, તેમાથી છૂટી પડે છે. આવી મસ્તકરેખાવાળા મનુષ્યો આત્મવિશ્વાસ હોતા નથી. દૃઢ નિશ્ચયથી તે પોતાના કાર્યનો ઉકેલ પોતે કરી શકતા નથી અને પારકાની શિખામણથી, દોરવણીથી અને સલાહથી ત પોતાના કર્તવ્યો કરે છે. તેઓ પોતાના પ્રભાવની છાપ અને પોતાની કુશાગ્રબુદ્ધિની છાપ બીજાની ઉપર પાડી શકતા નથી.



આકૃતિ ૧૧૩

મસ્તક રેખાની ઢોળાવની બાબત પણ અતિ અગત્યની છે. મસ્તકરેખા



આકૃતિ ૧૧૯

જે સીધી ને સીધી હાથના પંજા-માંથી પસાર થઈ મંગળના પહાડ તરફ જાય તો તેવી રેખાવાળા મનુષ્ય દૃઢનિશ્ચયી, પ્રબળ માનસિક શક્તિ ધરાવનાર, કુશળ અને વ્યવહારુ હોય છે. તે પોતાનો સ્વાર્થ સાધવામાં વધારે તલ્લીન બને છે. અને તેને લઈને બહારની દુનિયાના વાતાવરણની અસર તેના મન ઉપર ઝાઝી થતી નથી. દરેક વસ્તુને તે વ્યવહારના ને સામાન્ય બુદ્ધિના દૃષ્ટિબિંદુથી જ નિહાળે છે અને તેના ખપની ન હોય તે બધી વાતો એક કાને સાંભળીને બીજા કાને કાઢી નાખે છે, કેટલીક વખત તો આવો માણસ લાગણી વિનાનો, ઠંડો અને ક્રૂર થઈ જાય છે અને તથા અંતઃકરણાનુસાર વર્તી શકતો નથી. દરેક મનુષ્ય પાસે તે પોતાનું ધાર્યું જ કામ કરાવવાના મતનો હોઈ તેને આજ્ઞા-ગાજ્ઞા જ મિના હોય છે. કેટલીક વખતે તો તે અત્યંત સાંકડા વિચારવાળો અને સંકુચિત વૃત્તિનો થઈ જાય છે અને તેને અજે દુનિયાની પરવા કરતા નથી તેમ જ દુનિયા પણ તેની પરવા કરતી નથી. સ્વાર્થ સિવાયની કોઈપણ જાતની કલ્પના કે કોઈ આદર્શ તેના મનમાં વસતો જ નથી. કેટલીક વખત તેનું જીવન શુષ્ક અને નીરસ બની જાય છે.



જો મસ્તકરેખા ગુરુના પહાડ ઉપર અગર તો તેની નીચેથી ઉદ્ભવ પામે છે તો તેવી રેખાવાળા મનુષ્યમાં ગુરુની આંગળી ને ગુરુના પહાડના ગુણ-દુર્ગુણની અસર થાય છે. સામાન્ય રીતે મસ્તક-રેખાનો ઢોળાવ ગુરુ અને શનિના પહાડની વચ્ચે હોવો હોય છે.

જો મસ્તકરેખા તેની ગતિમાં રવિ અથવા સૂર્યની આંગળી અને પહાડ તરફ ઊંચા ગોળાવે થઈને જાય તો તેવા મનુષ્યમાં રવિની આંગળી તથા પહાડના ગુણ-દુર્ગુણની અસર થાય છે. જો રવિની આંગળીનો પહેલો અને ઉપલો વેઢો બીજા બે વેઢા કરતાં લાંબો, ઘટ્ટ અને મજબૂત હોય તો તે મનુષ્ય માનસિક દુનિયામાં રમી, શુદ્ધ અને સાચી કળા તરફ વળી એક ઉત્તમ કળાકાર થશે. જો મધ્ય વેઢો પહેલા અને ત્રીજા વેઢા કરતાં બળવાન હોય તો તે મનુષ્યમાં ધન અને સૌંદર્યનો લોભ સંયુક્ત રીતે બેવડાવશે. જો છેલ્લો અને નીચલો વેઢો બળવાન હશે તો તે મનુષ્ય દેખાવ ભપકામાં પાવરધો હશે.


આકૃતિ ૧૨૨

જો મસ્તકરેખા તેની ગતિમાં બુધની આંગળી અને પહાડ તરફ ઊંચા હેળાવે થઈને જાય તો તેવા મનુષ્યમાં બુધની આંગળીના તથા પહાડના ગુણ-દુર્ગુણની અસર થાય છે. જો બુધની આંગળીનો પહેલો અને ઉપલો વેઢો બીજા બે વેઢા કરતાં લાંબો, ઘટ્ટ અને મજબૂત હોય તો તે મનુષ્ય માનસિક દુનિયામાં રમી, સુંદર ભાષામાં સારી રીતે [illegible], માનસિક શક્તિથી મનુષ્યો ઉપર મોહમંત્રની અસર કરનાર, એક સુંદર વક્તા અને ભાષણ કરનાર થશે.


આકૃતિ ૧૨૩

મનુષ્યના હાથમાં મસ્તકરેખા કરતાં હૃદયરેખા વધારે બળવાન હોય અને ઊંડી હોય તો તે મનુષ્ય બુદ્ધિને દબાવી દઈ લાગણીને વશ થઈ કાર્ય કરે અને હૃદયરેખા કરતાં મસ્તકરેખા વધારે ઊંડી અને બળવાન હશે તો તે બુદ્ધિથી લાગણી અને સ્વભાવને દાબી કર્તવ્ય કરે.



આકૃતિ ૧૦

જો મનુષ્યના હાથમાં મસ્તકરેખા ફરીને હૃદયરેખામાં ભળી જાય છે તો મનુષ્ય ઇન્દ્રિયોને આધીન થઈને, લાગણી વશ થઈને કે વિકારથી ઉન્મત્ત બનીને પોતાના મનનો કાબૂ ગુમાવી બેસે છે અને ઘણી વખત તે ફોજદારી ગુના કરવાને ઉશ્કેરાય છે અને [illegible] તો તે ગુના પણ કરી બેસે છે.

જો મસ્તકરેખાનો છેડો બુધની આંગળી ને પણ તરફ ઊંચા જાય છે. તો તે મનુષ્ય સ્વાર્થાંધ થઈ પૈસા એકઠા કરવામાં જ મશગૂલ રહે છે. આવી રેખાવાળો મનુષ્ય જો શેઠ કે માલિક હોય તો તે તેના નોકરો પાસે ઘાતકીપણે કામ લે છે, તેઓની પાસે વધારેમાં વધારે વૈતરું કરાવે છે. આવી રેખાવાળો મનુષ્ય પ્રમાણિકપણે કે અપ્રમાણિકપણે—ગમે તે પ્રકારે પૈસા એકઠા કરવામાં રચ્યોપચ્યો રહે છે



આકૃતિ ૧૦૭

આવા મનુષ્યનો એકમાત્ર દેવ પૈસો જ હોય છે. તેમને મન તેજ એ જ પરમેશ્વર, બીજા તમામ ભાવોને દાબી દઈને તે પૈસાનો પૂજારી થઈને જ મરે છે. જો આવા મનુષ્યને હૃદયરેખા ન હોય તો સમજવું કે ગમે તેવાં કાળાધોળાં કરતાં તે બિલકુલ અચકાશે નહિ. આવા મનુષ્યો શઠ હોય છે.

જ્યારે મસ્તકરેખા ઉપલા મંગળના પહાડ ઉપર પહોંચે છે ત્યારે મનુષ્ય સઘળી વસ્તુને વ્યાવહારિક અને દુનિયાદારીના દૃષ્ટિબિંદુથી નિહાળે છે. મસ્તકરેખાની આ મધ્યમ સ્થિતિ છે.




ઘણાખરા મનુષ્યોના હાથમાં મસ્તકરેખા ચંદ્રના પહાડ તરફ ઢળતી હોય છે. આવા મનુષ્યો કલ્પનાને આધીન થઈ વર્તે છે. અને તેથી તે ઓછા વ્યાવહારિક અને દુનિયાદારીના ઓછા દૃષ્ટિબિંદુવાળા હોય છે.




આકૃતિ ૧૦૯
(સરખાવો આકૃતિ ૧૧૦)

ચેસળ અને ગાંડપણ ઉત્પન્ન કરે છે. આવા મનુષ્યો હંમેશાં પોતાની ધૂન અને તાનમાં મગ્ન રહે છે. જો ચંદ્રના પહાડ પર શરૂ થઈ પસાર થતી મસ્તકરેખાના છેડા ઉપર તારાનું ચિહ્ન હોય તો તેવી રેખાવાળા મનુષ્યો અસ્થિર મગજના બની જાય છે. જો ચોકડીનું ચિહ્ન હોય તો તેમની માનસિક શક્તિ કામ કરતી બંધ પડે છે અને થોડા વખત માટે ગાંડા પણ બને છે. વળી જો ટાપુ કે ટપકાનું ચિહ્ન હોય તો મગજ બહેર મારી જાય છે. મસ્તકરેખા ઉપર તારા અને ચોકડીના ચિહ્નો ઘણા ભયંકર છે. કેટલીક વખત તો તેને લીધે માનવીને દુઃખદાયી અકસ્માતો સહન કરવા પડે છે.

કેટલીક વખતે મસ્તકરેખા તેના છેડે ચીપિયા આકારની થાય છે. આવી રેખાવાળા મનુષ્યોમાં વ્યવહારનું અને કલ્પનાનું, અને પર દુનિયાનું બન્નેનું જ્ઞાન હોય છે. તેઓ શ્રી અને સરસ્વતી બન્નેના સ્વામી થઈ શકે છે. તેઓ ભારે મુત્સદ્દી અને ગજદારી થઈ શકે છે, રાજ્યના એલચી તરીકે ભારે પ્રભુત્વ મેળવી શકે છે, તેમ જ રંગભૂમિના મહાન સૂત્રધાર અને વ્યવસ્થાપક થઈ શકે છે. વળી ત



આકૃતિ ૧૧૦

# ૨૩. હૃદયરેખા

પ્રેમના બંધમાં બાંધ્યાં. શ્રીરાધા રડતા ફેરે:
ગોપાળે વ્યાકુળા ગોપી, ગરવી તજી નીસરે.



આકૃતિ ૧૩૨

જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ સર્વ વસ્તુ હૃદયરેખાથી જાણી શકાય છે. હૃદયરેખા ગુરુની આંગળીની નીચેના ભાગમાંથી અગર તો એ ભાગ આગળથી નીકળે છે અને ગુરુના પહાડ, શનિના પહાડ, રવિના પહાડ અને બુધના પહાડ નીચેના ભાગમાંથી વહીને હાથના છેડે મંગળના પહાડની ઉપર મળે છે.

દેનાળ અને ઉદાર હૃદયવાળા મનુષ્યના હાથમાં મુકર ઊંડી અને સ્પષ્ટ હૃદયરેખા હોય છે; પરંતુ કેટલાક મનુષ્યના હાથમાં બિલકુલ હૃદયરેખા હોતી જ નથી. આવી હૃદયરેખા વિનાના મનુષ્ય લાગણી વિનાનો ઠંડો, ક્રૂર અને સ્વાર્થી હોય છે, પોતાનો સ્વાર્થ સાધવાને તે અન્યને ગમે તેટલું નુકસાન થાય તેની પરવા કરતો નથી. પારકાના ભોગે પણ તે પોતાનો જરા જેટલો સ્વાર્થ સાધ્યા સિવાય રહેતો નથી.



આકૃતિ ૧૩૩

બેલડી જેવાં બની જનનિકુંજમાં પ્રેમનો પોકાર કરતાં રહી જીવન ગુજારે છે કે સાગર ને સરિતા સમાં એકબીજામાં ભળી જઈ એક-બીજાનાં સુખદુઃખનાં ભાગીદાર થાય છે

જો હૃદયરેખા ગુરુ અને શનિની વચ્ચેના ભાગમાંથી નીકળી હાથના છેડે મળે છે તો તેવી રેખા ધરાવનારો પુરુષ વ્યાવહારિક સામાન્ય બુદ્ધિની ખાસિયતવાળો થાય છે. આવો પુરુષ લાગણીવશ થઈ એક બાજુ દોરવાઈ જતો નથી, કે વિચારવશ થઈ ઉન્મત્ત થતો નથી. તે પ્રેમઘેલો બનતો નથી, પરંતુ પ્રેમને દુનિયાદારીનું વાસ્તવિક સ્વરૂપ આપી મધ્યમ જીવન ગુજારે છે. તે ઢીલા કે પોચા કાળજાનો બનતો નથી. પૈસા સિવાય પ્રેમ ટકી શકતો



આકૃતિ ૧૩૫

નથી. અને પ્રેમને ટકાવવા માટે પૈસાની પણ જરૂર પડે છે; કેવળ પ્રેમ એ એક જાતની ઘેલછા છે એવું તે માને છે. અને આવા પ્રકારની ઘેલછા દુનિયામાં વસવા ઇચ્છનાર માણસ રાખવી એ દુનિયાદારીને લજાવવા જેવું છે.

જો હૃદયરેખા શનિના પહાડની નીચેથી નીકળી હાથને છેડે મળે છે તો તેવી રેખાવાળો મનુષ્ય વિલાસી જીવન ગુજારવાની ઇચ્છાવાળો હોય છે, આવો પુરુષ શારીરિક સંબંધથી પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાનો પ્રયાસ કરે છે. શારીરિક

આકૃતિ ૧૩૬

અને એ મોજશોખ અને વિલાસને પોષવા ખાતર જ પોતાના ધનની ઘણી વખત બરબાદી કરે છે. કાંટા વિનાની હૃદયરેખાવાળો મનુષ્ય પોતાની જાતનો સ્વાર્થ સાધવામા વધારે કુશળ હોય છે. તે પોતાના કુટુંબ અને ગણ્યાગાંઠ્યા મિત્ર તરફ રક્ત હોય છે. પરંતુ સામાન્ય રીતે જે દરેક તરફ માયાળુ હોતો નથી. એની સ્વાર્થાંધતા તેને તેમ કરતો અટકાવે છે. કાંટાવાળી હૃદયરેખાવાળો મનુષ્ય અન્યની તરફ ઉદાર અને પ્રેમાળ થઈ શકે છે, મુખ્યત્વે કરીને તેના મિત્રો, સગાવહાલાં અને કુટુંબ પ્રત્યે તે વિશેષ ઉદાર અને પ્રેમાળ થાય છે. કાંટાવાળી હૃદયરેખાવાળા મનુષ્યને ઘણા મિત્રો હોય છે અને ઘણી વખત તે મિત્રોને માટે નુકસાન કરે છે.

ટૂંકી અને પાતળી હૃદયરેખાવાળો મનુષ્ય બીજાને માટે બેદરકાર વૃત્તિવાળો, સ્નેહ કે લાગણી વિનાનો, સાંકડા મનનો, બીકણ અને દુનિયાની પરવા વિનાનો હોય છે. તે જેટલાની સાથે ઉપર ઉપરનો પ્રેમ બતાવે તે બધામાં તેનો ઊંડો સ્વાર્થ હોય છે, સ્વાર્થ સિવાય તે અન્યની પ્રીતિ કરતો જ નથી.

ઘડીકમાં તાર બનાવે છે તો ઘડીકમાં થાર બનાવે છે, તે શંકાશીલ અને પ્રેમભાવમાં ઢીલો હોય છે. આવા મનુષ્યની તંદુરસ્તી પણ સારી રહેતી નથી. તે કાયમનો માંદો હોય તેમ જણાય છે. ઘણી વખત તો તે વૈદ્ય-ડોકટરનો કાયમનો દરદી રહે છે.



આકૃતિ ૧૪૮

જો હૃદયરેખાની ઉપર ટપકાં ટપકાંવાળા કાળા ડાઘા હશે તો તેવી રેખાવાળા મનુષ્યને તે સમયે થોડી શારીરિક બીમારી રહેશે અને ઘણે ભાગે ચામડીનાં ચેપી દર્દોનો તે ભોગ બનશે. આવી રેખાવાળા માણસને વયના મધ્યભાગે આંખોનું નૂર ગુમાવી ચશ્માં લેવાં પડે છે.

જો હૃદયરેખા, આડી લીટીથી આવરી ગઈ હશે તો તે મનુષ્યને સગાંવહાલાં, સ્નેહીઓ અથવા મિત્રવર્ગ તરફથી દુઃખ સહન કરવાનું આવશે, તેમ જ તે મિત્રોના વિશ્વાસે આપત્તિનું સૂચન કરે છે. અને સગાંઓ તિરસ્કારે છે. જો આ વખતે હૃદયરેખા યુગ્મરેખા ( લગ્નરેખાને ) નિચ્છેદની હોય તો પત્નીની સાથે ભારે અણબનાવ થઈને છૂટાછેડા લેવાનો વખત લાવે છે.



આકૃતિ ૧૪૯



જો હૃદયરેખા ઉપર ટાપુનું ચિહ્ન હશે તો તે સમયે મનુષ્યને બીમારી આવશે. આ બીમારી મુખ્યત્વે આંખોનો દુઃખાવો અને હૃદયની નિર્બળતા એ ખાસ બીમારીઓ હોય છે.

આકૃતિ ૧૫૦

જો હૃદયરેખા ત્રુટક થઈને ફરીથી સંધાય તો ત્રુટક ભાગના વખતે સખત બીમારી આવશે, પરંતુ પાછળથી તે બીમારી જતી રહેશે. આવી ત્રુટક રેખાવાળા હાથમાંની મંગળની સંરક્ષકરેખા ન હોય તો માણસને (હાર્ટફેલ) હૃદયરોગથી મૃત્યુ થવાનો ભય રહે છે.



આકૃતિ ૧૫૧

# ૨૪. ભાગ્યરેખા

**લક્ષ્મી તથા અલક્ષ્મીની પ્રાપ્તિ જીવનમાં જડી;**
**અહા, આશા-નિરાશાની, શ્રેણી જીવનમાં ઘડી.**
**ગણું સુખ અને દુઃખો, લાભ અલાભની કડી;**
**જણાયે જગતમાં ખુલ્લાં, સુભાગ્યની રેખા વડે.**

**જ્યોતિષશાસ્ત્રની** દ્રષ્ટિએ ઘણા પુરુષની ભાગ્યરેખા અજબ પ્રકારની હોય છે. મનુષ્ય કઈ જાતનો થવાનો છે તે તેની ભાગ્યરેખા વડે જાણી શકાય છે. યોગી કે ભોગી, રાય કે રંક, શ્રીમંત કે નિર્ધન સુખી કે દુઃખી, પગડી કે પાગળા એ સર્વ વસ્તુનું વિધાન તેની ભાગ્યરેખા વડે જાણી શકાય છે. કેવે વખતે મનુષ્યના જીવનનો ઉદય થવાનો છે, કયે વખતે તેના જીવનની અભિલાષાઓ પૂર્ણ થવાની છે, કયે વખતે તેના મનના મનોરથો સફળ થવાના છે, એ વખતનું વિધાન તેની ભાગ્યરેખા વડે જાણી શકાય છે.

પ્રથમ ભાગ્યરેખાનો ઉદ્‌ગમ ચાર જગાએથી થાય છે—

(૧) પહેલી ભાગ્યરેખાનો ઉદ્‌ગમ મણિબંધ રેખાના મધ્ય ભાગમાંથી થઈને શનિના પહાડ કે શનિના પર્વત ઉપર સીધી કોઈ અવરોધો વિના જાય છે.

(૨) બીજી ભાગ્યરેખા આયુષ્યરેખામાંથી નીકળી ઉપરના પર્વત તરફ જાય છે.

(૩) ત્રીજી ભાગ્યરેખા ચન્દ્રની ઉપરથી નીકળી ઉપરની બાજુમાં તરફ જાય છે.

(૪) ચોથી ભાગ્યરેખા હાથના મધ્ય ભાગમાંથી નીકળી ઉપર તરફ પ્રયાણ કરે છે.

આ રેખાઓ હાથ માપનના ભાગોના સ્થાન ને રીત વા પતનની રીતે તે નક્કી કરી શકાય છે.

પહાડ પર થઈ પહેલા ચંદ્રને સ્પર્શતી હોય છે અને શુક્રના યા તો શનિના પહાડ પર ત્રિકોણનું ચિહ્ન હોય તો તેવી વ્યક્તિને અનપેક્ષિત તરફથી ઘણી સારી ધનપ્રાપ્તિ થાય છે. આવી વ્યક્તિઓનો ભાગ્યોદય ૨૮ થી ૩૨ વર્ષની ઉંમરમાં થાય છે અને જિંદગીના છેલ્લાં દિવસો સુધી સુખ ભોગવે છે.



આકૃતિ ૧૦૧

કેટલીક વખતે ભાગ્યરેખા હાથના નીચેના ભાગમાં ઉગતી નથી. પરંતુ ઉપરના ભાગમાં ઉગેલી જણાય છે. આવા મનુષ્યોની પ્રથમ જિંદગી દુઃખી અથવા તો મુશ્કેલીઓથી ભરેલી પસાર થાય છે, જ્યારથી ભાગ્યરેખા ઉગેલી જણાય છે. ત્યારથી જ તેમના જીવનમાં ઉન્નતિ આવેલ હોય

અગમ બુદ્ધિ અને સતા ખતથા જ તેઓ પોતાના ભાગ્યના વિધાતા બન્યા છે. જૂના જ્યોતિષશાસ્ત્રીઓ આવા પુરુષોના નસ રમા ગુપ્ત ભાગ્યરેખાવાળા પુરુષોનુ નસીબ આપે છે, પણ એટલુ તો જ્યા વિચાર ચાલ તેમ નથી જ કે આવી ભાગ્યરેખાવાળા પુરુષો ઘણી મહેનત થોડા સમયમા વણ પ્રાપ્ત કરી શકે છે. તેઓના જીવનમા ગહ મુસીબત આવતી નથી અને આવે છે તો સહેલાઈથી



આકૃતિ ૧૦૦

દૂર થઈ જાય છે, નાના-નાના વાળી ભાગ્યરેખા અનેક આપત્તિઓ અને મુસીબતાનુ સૂચન કરે છે જેટલા ભાગમા નાકળવાળી ભાગ્યરેખા હોય તેટલા ભાગમા આવા પ્રકારની આપદાઓ આવી પડે છે ભાગ્યરેખામા ટાપુનુ ચિહ્ન અશુભ ને હાનિકારક છે જૂના જ્યોતિષશાસ્ત્રીઓ આ ચિહ્ન બેવફાપણુ અને ચારિત્ર્યહીનતા માને છે. પરંતુ વિજ્ઞાનની દૃષ્ટિએ એ વસ્તુ ખાટી છે જ ન કે ઘણી



આકૃતિ ૧૦૭

વ્યક્તિઓ બેવફા અને ચારિત્ર્યહીન નીવડે છે. પરંતુ બેવફાપણાનુ અને ચારિત્ર્યહીનતાનુ ખરુ કારણ આર્થિક મુસીબત છે. આર્થિક મુસીબતને કારણે જ ઘણી વ્યક્તિઓને તના વશ થવાની ફરજ પડે છે. સમાજમાથી




આકૃતિ ૧૭૦

જ્યારે ભાગ્યરેખામાથી નાની નાની રેખાઓ ફુટી નીચાણની બાજુએ જતી માલૂમ પડે, ત્યારે મનુષ્ય કાર્યસિદ્ધિ માટ નિરાશા અને ગ્લાનિથી ભરપૂર હોય છે, અને તે કાર્યસિદ્ધિ કરી શકતો નથી, આ સમયે તેના આદર્શો અધૂરાં રહે છે.

સામાન્ય ભાગ્યરેખાને છેદતા કાપા કે લીટીઓ ભાગ્યરેખાનુ બળ નબળું પાડી દે છે અને તે સમયે મનુષ્યની પ્રગતિમા નાનો યા મોટા અવરોધ ઊભા કરે છે.

ભાગ્યરેખાની સાથે સાથે દોડતી, નીચાણના ભાગમા જતી નાની નાની રેખામા ભળી જાય કે તેની સાથે સાથે ઊંચે ચડે તો આવી રેખાઓ ભાગ્યરેખાનું બળ ઘણુ ઘણુ વધારે છે અને તે સમયે મનુષ્યની પ્રગતિમા નાનો યા મોટા ફાયદો કરે છે. કાર્યસિદ્ધિ માટ આ આ સમય સમય અનુકૂળ નીવડે છે.




આકૃતિ ૧૭૧







આકૃતિ ૧૭૩

કેટલીક માણસોના હાથમા ભાગ્યરેખા હોતી નથી અને રવિના પહાડ ઉપર એક ગાઢી ઊંડી લીટી દેખાય છે. આ ગાઢી ઊંડી લીટી સુખ–સંપતિવાળી વૃદ્ધાવસ્થાનુ સૂચન કરે છે.

આકૃતિ ૧૭૪

જો ભાગ્યરેખા હાથના પંજાના મધ્ય ભાગમાથી પસાર થઈ ગુરુના પહાડ પર જાય તો તે મનુષ્ય તેની પ્રબળ મહત્ત્વાકાંક્ષા પ્રમાણે વિજય મેળવી સુખી થાય છે.




જો ભાગ્યરેખા ચન્દ્રના પહાડ ઉપર ઉદય પામી ગુરુના પહાડ પર જાય તો તે મનુષ્યને પોતાના મનની મુરાદ અને મહાત્ત્વાકાંક્ષા પૂરી કરવામા કોઈ સ્ત્રી જાતિ મદદ કરે છે; અને તેમાં તે વિજય મેળવે છે. અને સુખી થાય છે.

 આકૃતિ ૧૭૫ 



આકૃતિ ૧૭૦

જો ભાગ્યરેખામાંથી એક નાની રેખા ફૂટી ગુરુના પહાડ ઉપર જાય તો મહત્ત્વાકાંક્ષાથી અને માનીઓને વશ કરી તેમની ઉપર સત્તા ભોગવવાની શક્તિથી વિજય મળે. રાજ્યનીતિમાં કુશળ મનુષ્યોના હાથમાં આવી ભાગ્યરેખાની શાખા ગુરુના પહાડ ઉપર ગયેલી હોય છે.

જો ભાગ્યરેખામાંથી એક નાની રેખા ફૂટી રવિના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય કળા, વેપાર અગર તો નટવૃત્તિમાં વિજય મેળવશે. રવિની આંગળીનો પહેલો વેઢો જો જાડો અને લાંબો હશે તો કળામાં, બીજો વેઢો જો જાડો અને લાંબો હશે તો વેપારમાં અને ત્રીજો વેઢો જો જાડો અને લાંબો હશે તો નટવૃત્તિમાં વિજય મેળવી યશ પ્રાપ્ત કરશે.



આકૃતિ ૧૭૧



આકૃતિ ૧૭૮

જો ભાગ્યરેખામાંથી એક શાખા ગુરુના પહાડ તરફ જાય અને એક શાખા રવિના પહાડ તરફ જાય તો તે મનુષ્ય ધન અને કીર્તિ અવશ્ય પ્રાપ્ત કરશે. આવા મનુષ્યને તેના મનની મુરાદો બર લાવવામાં ગુરુનુ સત્તાપણું અને મહત્ત્વાકાંક્ષીપણું તથા ડહાપણુ અને ધીરજ, રવિની કળા અને કુનેહભર્યું બુદ્ધિચાતુર્ય તેમ જ વેપારવૃત્તિમાં મદદ કરશે. મનુષ્યના હાથમાં આ સારામાં સારાં ચિહ્ન ગણાય છે.

જો ભાગ્યરેખામાથી એક શાખા બુધના પહાડ પર જાય તો તે મનુષ્ય વ્યાપારવૃત્તિમા અવશ્ય લાભ મેળવી ધનવાન થશે. આવા મનુષ્યને તેના મનની મુરાદ બર લાવવાને બુધની કુશાગ્રબુદ્ધિ સમય પ્રમાણે વેપાર કરવાની પ્રત્યુત્પન્નમતિ, સારી વક્તૃત્વશક્તિ અને વૈજ્ઞાનિકવૃત્તિ મદદ કરી વિજય અપાવવામાં સહાયક થશે.



આકૃતિ ૧૭૯

જો ભાગ્યરેખામાંથી એક શાખા ઊંચા મંગળ ઉપર જાય તો તે મનુષ્ય તેને મળેલી કુદરતી પ્રબળ શક્તિથી, દુશ્મની સામે થવાની હિંમતથી અને મનુષ્ય ઉપર અધિકાર ભોગવવાની અજબ શક્તિથી વિજય મેળવી સુખી થશે.




આકૃતિ ૧૮૦

ભાગ્યરેખાનો વિચાર કરી ફળાદેશ જણાવવાથી અને આવું કરી દેવાની નીતિથી હંમેશા ગ્રાહકોને આકર્ષી શકાય છે, ભાગ્યરેખાનું ફળ વર્ણવતા પહેલા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ હાથોનો વિચાર કરવો આવશ્યક છે.



# ૨૫. સૂર્ય રેખા

શ્રી શારદા સોહાગની, શ્રી લક્ષ્મીના વિભાવની;
સુકીર્તિના મંડાણની, વૈભવ કળા કૌશલ્યની
વિલાસ ને વિહારની, સ્વમાન ને સુકર્મની;
પ્રતાપી પુરુષાર્થની, સૂર્યરેખા જગે અંગ.

*

ચન્દ્રના પહાડની બાજુએથી ઉદય પામીને સીધી સૂર્યના પહાડ તરફ જતી રેખાને સૂર્યરેખા કહે છે. કેટલીક વખત સૂર્યરેખા આખી હોય છે અને કેટલીક વખત તે હાથના ઊંચાણના ભાગમાં જ અડધી હોય છે. કેટલીક વખત તે સૂર્યના પહાડ સુધી પહોંચે છે અને કેટલીક વખતે ત્યાં સુધી પહોંચતી નથી. સૂર્યની રેખાને કેટલાક પ્રભાવની રેખા પણ કહે છે. સૂર્યની રેખાવાળો મનુષ્ય કળાવાન, ધનવાન અને કીર્તિવાન થાય છે. લલિત કળામાં તે પાવરધો થાય છે.



આકૃતિ ૧/૧

ઘણુંખરું સૂર્યરેખાવાળો મનુષ્ય લલિતકૌશલ્યથી પોતાની આજીવિકા ચલાવે છે અને એ કળાકૌશલ્યથી જ તે ધન અને કીર્તિની પ્રાપ્તિ કરે છે. સૂર્યરેખાવાળો મનુષ્ય સહેલાઈથી મિત્રો કરી શકે છે અને તેમની મૈત્રીનો લાભ ઉઠાવી શકે છે. સૂર્યરેખાવાળો મનુષ્ય તીવ્ર બુદ્ધિવાળો હોય છે અને તેના બુદ્ધિચાતુર્યના પ્રભાવથી તે નામાની ઉપર

પોતાની સુંદર છાપ પાડે છે. તે આલમમાં આગળ વધવાને પોતાનાં બુદ્ધિચાતુર્યનો ઉપયોગ કરે છે અને અનેક માનવીઓનાં મન મેળવી ને માન, કીર્તિ ને ધનપ્રાપ્તિ કરતો કરતો નીડરપણે આગળ વધી જાય છે.

સૂર્યરેખા વિનાનો મનુષ્ય જીવનમાં સદાય અવિજયી થતો નથી. ઘણાય સૂર્યરેખાવાળા મનુષ્યો કરતાં તેણે પ્રબળ પુરુષાર્થ ઉદ્યોગ અને ખંતથી વિશેષ ધન અને વિશેષ માન મેળવેલાં માલૂમ પડે છે. આનું કારણ એ જ છે કે, સૂર્યરેખાવાળો મનુષ્ય પોતાના બુદ્ધિચાતુર્ય ઉપર વધારે પડતો વિશ્વાસ મૂકી, આળસુ થઈને બેસી રહે છે. તે કામ કરવા બેસે તો ઢગલાબંધ કામ કરી નાંખે છે. પરંતુ જો તે આળસ ઉપર ચઢ્યો તો દિવસના દિવસ અને મહિનાના મહિના પણ આળસમાં કાઢી નાખે છે. એટલે પોતાના કર્તવ્યનું જેટલું ફળ મેળવવું જોઈએ તેટલું તે મેળવી શકતો નથી. પ્રબળ પુરુષાર્થ, ઉદ્યોગ અને ખંતવાળા સૂર્યરેખા વિનાના મનુષ્ય કરતાં તે વિજય મેળવવામાં પાછો પડી જાય છે. સૂર્યરેખાવાળા મનુષ્યનો મોટામાં મોટો દુર્ગુણ તેનું આળસ છે. તેનામાં વાધના જેટલુ આળસ હોય છે. અને આળસ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે, **आलस्य हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।** જો સૂર્યરેખાવાળો મનુષ્ય આળસ તજી, પ્રબળ પુરુષાર્થ ઉદ્યોગ અને ખંતથી પોતાનું કાર્ય અવિરતપણે ચાલુ રાખે તો તે સૂર્યરેખા વિનાના મનુષ્ય કરતાં પણ વધારે વિજયી, વધારે ધનવાન, અને વધારે કીર્તિવાન બની શકે છે. જીવનમાં વિજય મેળવવા માટે પ્રબળ શ્રદ્ધા, અડગ નિશ્ચય અને કર્તવ્યપરાયણતા હોવાં જરૂરી છે, જેટલા પ્રમાણમાં એ વિશેષ હોય એટલા પ્રમાણમાં વિજય વહેલો વરી શકાય.




આકૃતિ ૧૮૨

## સૂર્યરેખાની લંબાઈ

સૂર્યરેખાની લંબાઈ માનવજીવન ઉપરનુ પ્રભુત્વ નક્કી કરે છે. કાંડામાથી શરૂ થઇ સૂર્યના પહાડ સુધી પહોંચતી સૂર્યરેખાવાળો મનુષ્ય આખા જીવનમા તીવ્ર બુદ્ધિશાળી રહી, દૃઢ નિશ્ચય, ખંતથી અને મહેનતાઈથી કર્તવ્યપ્રાપ્તિમા વિજય મેળવી ભાગ્યશાળી થાય છે.

જો સૂર્યરેખા નીચાણના ભાગમા શરૂ થઇ અધવચ અટકી જાય તો તે મનુષ્ય પોતાની બુદ્ધિ પ્રમાણે ફળપ્રાપ્તિ કરી શક્તો નથી. જેટના ભાગમા સૂર્ય રેખા છે, તેટલા ભાગમા તે મહેનતાઈથી ફળપ્રાપ્તિ કરી શકે છે, પરંતુ બાકીનુ જીવન તેને સખત મજૂરી અને મહેનત કરી આજીવિકાની પ્રાપ્તિ કરવી પડે છે.




આકૃતિ ૧૮૩

જો સૂર્યરેખા ઊંચાણના ભાગમાં ઉદય પામી મસ્તકરેખા અને હૃદયરેખા વચ્ચેનો ભાગ આવરી લે તો મનુષ્યનાં ત્રીસથી પિસ્તાળીસ વર્ષ સુખેથી પસાર થાય છે. મનુષ્યના જીવનનો સારામાં સારો ધનોપાર્જનનો વખત ત્રીસથી પિસ્તાળીસ વર્ષ સુધીનો હોય છે. આ વખત સારી રીતે વીતી જાય છે તો પછી અન્ય વખતને માટે ઝાઝી મહેનત રહેતી નથી.




આકૃતિ ૧૮૪

જો સૂર્યરેખા ઊંચાણના ભાગમાં હૃદયરેખા ઉપરથી ઉદય પામી સૂર્યના પહાડ સુધી પહોંચે તો મનુષ્ય પિસ્તાળીસથી સીત્તેર વર્ષની અવસ્થા સુધી અને તેનાથી પણ પાર સુખી અને આબાદ જિંદગી ગુજારી, ધન અને યશની પ્રાપ્તિ કરે છે, મનુષ્યના જીવનનો આ છેલ્લો સમય સુખમાં ગયો તો આખું જીવન સુખી ગયું સમજવું. કહેવત છે કે જેનો અંત સારો તેનું સર્વ સારું.




આકૃતિ ૧૮૫

ઘણી વખત ભાગ્યરેખા અને સૂર્યરેખા સખીપણાનું કર્તવ્ય કરે છે અને પરસ્પર સહાય કરી જીવન દીપાવે છે. ઘણી વખત ભાગ્યરેખા

નથી હોતી ત્યારે સૂર્યરેખા સ્પષ્ટ હોય છે અને સૂર્યરેખા નથી હોતી ત્યારે ભાગ્યરેખા સ્પષ્ટ હોય છે. જ્યારે ભાગ્યરેખા નથી હોતી અને સૂર્યરેખા સ્પષ્ટ હોય છે ત્યારે સૂર્યરેખા ભાગ્યરેખાનું કર્તવ્ય કરી લે છે, જ્યારે સૂર્યરેખા નથી હોતી અને ભાગ્યરેખા હોય છે ત્યારે ભાગ્યરેખા સૂર્યરેખાનું કર્તવ્ય કરી લે છે. સંપૂર્ણ ભાગ્યશાળી મનુષ્યના હાથમાં બન્ને રેખા દીર્ઘ અને સ્પષ્ટ હોય છે.



આકૃતિ ૧૮૦

જો સૂર્યરેખા જીવનના અમુક ભાગમા સ્પષ્ટ હોય, પછી અમુક ભાગમા અદશ્ય થઇ જાય અને ફરી પુનઃ સ્પષ્ટ હોય તો જીવનના જે ભાગમા તે અદશ્ય હોય તે ભાગમા મનુષ્ય કંઇ ભારે પરાક્રમ કરી શકતો નથી. તે વખત તેનું બુદ્ધિકૌશલ્ય ગુપ્ત હોય છે અને ન જીવનસંગ્રામમા ઝુકાવી શકતો નથી. જેમ સાથે જીવનસંગ્રામમા ઝુકાવીને સૂર્યરેખાના ટેકાની ખાસ આવશ્યકતા છે. નહિ તો ભારે ખોટના પ્રસંગોમાં સપડાઇ જવાના સંજોગો ઉપસ્થિત થવાનો ભય રહે છે.


આકૃતિ ૧૮૦

અદશ્ય સૂર્યરેખા ઘણી વખત ઉડાઉપણાની ને ખર્ચાળપણાની નિશાની છે. તે વખતે મનુષ્યે ખાસ સાવધ થવાની ને આરવી નાચવીને

ડગ ભરવાની જરૂર છે. નહિ તો દગી દગીને કુલડીમાં ધરાવ્યા જેવો ઘાટ થાય છે, જીવનનું ચણતર ટૂંક સમયમાં ખોઇ નાખવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

અદશ્ય સૂર્યરેખા ઉડાઉપણા ને ખર્ચાળપણાની નિશાની ઉપરાંત અપયશ આપવાની પણ નિશાની છે, અદશ્ય સૂર્યરેખાવાળો મનુષ્ય સગાંસંબંધી; મિત્ર-દોસ્તાર કે અન્ય સ્નેહીવર્ગનું તન, મન, ધનથી ગમે તેટલું કામ કરે તો પણ તેમના તરફથી તેને યશ મળતો નથી. એટલું જ નહિ, પણ ઊલટો અપયશ મળે છે. ઘણી વખત એ જ સગા-સંબંધી, એ જ મિત્ર દોસ્તાર, એ જ સ્નેહી, તેનું ખાઇને ખોદે છે. ને દગો કરી દુશ્મનની ગરજ સારે છે. માટે એવા અદશ્ય સૂર્યરેખાના સમયનાં મનુષ્યે જેમ બને તેમ ગણ્યાગાંઠ્યા મિત્રો ને સગાના સંબંધમાં આવવું. મુદ્દાની વાત એ છે કે તેમની સાથે બિલકુલ સંબંધમાં આવવું જ નહિ અને કદાચ આવવું પડે તો તેમની સાથે નાણાં ધીરવાનો પ્રસંગ પાડવો નહિ. નહિ તો નાણાં અને સંબંધ બન્ને ખોવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

જો સૂર્યરેખા ચંદ્રના પહાડ ઉપરથી ઉદય પામી સૂર્યના પહાડ તરફ જાય અને સૂર્યની આંગળીનો પહેલો વેઢો જો મજબૂત અને ગાઢ હોય તો તેવી રેખાવાળો મનુષ્ય કલ્પના અને ભાષા ઉપર કાબૂ ધરાવતો કોઇ લેખક થાય છે અને લેખક તરીકે તે સફળતા મેળવે છે. જો આ મનુષ્યની આંગળીના ટેરવાં શંખાકારનાં હોય તો તે મનુષ્ય કવિતાને વધારે ચાહી કવિ થશે. જો તેની આંગળીઓ ગાંઠા-ગાંઠાવાળી અથવા તો ચોરસ હોય તો તે ઇતિહાસકાર, ઐતિહાસિક કાવ્ય, કે



આકૃતિ ૧૮૮

ઐતિહાસિક નવલકથા લખનાર થાય. જો આવા મનુષ્યનો મંગળનો પહાડ વધારે ગાઢો ને ઉત્તેજિત હોય તો તે વીર પુરુષોનાં ચરિત્રો કે વીર પુરુષોનાં કાવ્યો લખનાર થાય. યુદ્ધોનુ વર્ણન આવો પુરુષ સુંદર રીતે કરી શકે છે. જો મનુષ્યનો શુક્રનો પહાડ ગાઢો અને ઉત્તેજિત હોય તો તે કરુણરસનો એવો અગ્ર લેખક થાય કે તેનાં કાવ્યો કે કથાથી તે વાચકવૃંદનાં દિલ પીગળાવી આંખમા અશ્રુ લાવી શકે. જો શનિનો પહાડ મજબૂત હોય તો તે રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર કે સંશોધન અને વિજ્ઞાનને લગતા પુસ્તકો લખે.

જો સૂર્યરેખા ઉપલા મંગળના પહાડ ઉપરથી ઉદય પામી સૂર્ય પહાડ તરફ જાય તો આવી રેખાવાળો મનુષ્ય શાંત ચિત્તથી મુસીબતો વટાવી, હિંમતથી આગળ વધી વિજય અને નામના મેળવે છે. દુઃખના વખતે આવો મનુષ્ય હિંમત હારી જતો નથી, પરંતુ ધીરજ ધારણ કરી ખંતથી આગળ વધે છે ને વિજય મેળવે છે.



આકૃતિ ૧૮૯

સૂર્યરેખાની સ્થિતિ તેનો ગુણ અને પ્રભાવનુ દર્શન કરાવે છે. જો સૂર્યરેખા ઊંડી, ગાઢી ને સ્પષ્ટ હોય તો મનુષ્ય સર્જનશક્તિવાળો થઇ યશ અને સૌભાગ્યને પ્રાપ્ત કરે છે. સર્જનશક્તિ એ સૂર્યરેખાનો પ્રથમ સદ્‌ગુણ છે—સૌંદર્યની શોખ એ સૂર્યરેખાનો દ્વિતીય સદ્‌ગુણ છે, પછી તે સૌંદર્ય કુદરતની ક્રિયામા હોય, સુંદરીના સ્વરૂપમા હોય, કળાની ખીલવણીમા હોય, માનનીની રહેત પમાડે તેવી કૃતિમા હોય કે ગમે ત્યા હોય જેમ કમળ તરફ ભ્રમર આકર્ષાય જ છે. તેમ સૌંદર્ય તરફ સૂર્યરેખાવાળો મનુષ્ય આકર્ષાય છે અને એ સૌંદર્યની પ્રાપ્તિ માટે રાજકવિ કલાપી




આકૃતિ ૨૦૦

જો સૂર્યરેખાના છેડે ત્રિકોણ કે ધ્વજનું ચિહ્ન હોય તો તે મનુષ્ય લેખક તરીકે ઘણી સારી નામના મેળવી પોતાની કારકિર્દીનો સુખી અંત જોશે. બીજી રીતે આવું ચિહ્ન રાજદ્વારના લક્ષણમાંથી નિષ્કલંક નીકળી જઈ નામના ને સુંદર યશપ્રાપ્તિનું સૂચન કરે છે.




આકૃતિ ૨૦૧

જો સૂર્યરેખામાંથી એક નાની રેખા ફૂટીને ગુરુના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય સત્તા અને લોભવૃત્તિને વશ થઈ તે માર્ગે ધનોપાર્જન કરશે.




આકૃતિ ૨૦૩

જો સૂર્યરેખામાંથી એક નાની રેખા ફૂટીને શનિના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય ડહાપણ અને શાણપણથી જમીન કે ખનીજ માર્ગે ધનોપાર્જન કરશે.




આકૃતિ ૨૦૩

જો સૂર્ય રેખામાંથી એક શાખા ફૂટી બુધના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય નતી વ્યાપારી બુદ્ધિથી ધનોપાર્જન ને યશની પ્રાપ્તિ કરશે

જો સૂર્ય રેખામાંથી એક શાખા ફૂટીને શનિના પહાડ પર જાય અને બીજી શાખા ફૂટીને બુધના પહાડ પર જાય તો તે મનુષ્ય ડાહપણ, શાણપણ તીવ્ર વ્યાપારી બુદ્ધિથી જમીન ને વ્યાપારમાંથી ધનોપાર્જન ને યશની પ્રાપ્તિ કરશે




આકૃતિ ૨૦૪




આકૃતિ ૨૦૫

સૂર્યરેખામાંથી ઊંચે જતી રેખાઓ સૂર્યરેખાનો પ્રતાપવધાર છે અને સૂર્યરેખામાથી નીચે જતી રેખાઓ સૂર્યરેખાનો પ્રનાપ ઘટાડે છે.

સ્પષ્ટ ને સુંદર સૂર્યરેખા સર્જનશક્તિનો ભંડાર હોઈ, મનુષ્યના પુરુષાર્થને દીપાવે છે, ને સૂર્યના પ્રભાવની માફક મનુષ્યજીવનના પ્રભાવને ઓપ આપે છે.



મનુષ્યનું મૃત્યુ થાય છે. જીવનરેખા કે આયુષ્યરેખા ગમે તેટલી લાંબી ને સ્પષ્ટ હોય પણ જો બુધની રેખા તેને મળે કે છેદન કરે તો આયુષ્ય-રેખાનુ બળ તૂટી જાય છે અને મનુષ્ય સ્વર્ગનો મહેમાન થાય છે. આયુષ્યરેખાને મળતી બુધની રેખા આગામી મૃત્યુનો પેગામ છે. કોઈપણ સંજોગોમાં તે ન મળે એ જ ઈચ્છવાજોગ છે. એટલે આયુષ્યરેખાથી બુધની રેખા જેટલી દૂર તેટલી વધારે સારી.

બુધની રેખા માનવીના દર્દ પારખનાર ડૉક્ટર છે. અનેક રોગ જેવા કે મગજ લોહી ચડી જવાનો રોગ, હૃદય બંધ પડવાનો રોગ, અજીર્ણ ને અપચાનો વ્યાધિ, કાળજુ, હોજરી કે જઠરના રોગ, પિત્ત અને પિત્ત-પ્રકૃતિના વ્યાધિ, ક્ષય, ન્યુમોનિઆ, કે ટાઈફોઈડના મહાવ્યાધિ, વાતરોગ કે સંધિવા વગેરે દર્દોનું બુધની રેખા સૂચનકર્તા છે. તે વ્યાધિઓની ચડતી પડતીનું થર્મોમીટર છે.

ઘણા મનુષ્યોના હાથમાં બિલકુલ બુધની રેખા હોતી નથી. એ નાગમાં સારું ચિહ્ન છે. બુધરેખાની ગેરહાજરી, નરીરનુ દૃઢાઉ અને મજબૂત બંધારણ તેમ જ નસોની સમતુલના સૂચવે છે. બુધની રેખા હોવી જોઈએ તો બિલકુલ સારી હોવી જોઈએ, નહિ તો તે બિલકુલ અદૃશ્ય કે ગેરહાજર હોય તો વધારે ઈચ્છનીય છે.



આકૃતિ ૨૦૭

નાકળ-નાકળવાળી બુધની રેખાવાળો મનુષ્ય એટલા બધા વ્યાધિથી પીડાયલો હોય છે કે તે મરવા વાંકે જીવે છે, એ મુખ્યત્વે પાંડુરોગનું ખાસ સૂચન કરે છે.



આપોલિયાની માફક વાંકીચૂકી જતી બુધની રેખાવાળો મનુષ્ય માંદાસાજાની સ્થિતિ ભોગવે છે.

બુધની રેખામાં પડેલો દરેક ડાઘ કે કાપ દરેક જુદા જુદા વ્યાધિનું સૂચન કરે છે.

આકૃતિ ૨૦૮

બુધની રેખામાં પડેલો દરેક દ્વીપ, ચોકડી કે તારો દરેક છેવલેણ દર્દનું સૂચન કરે છે. બુધની રેખામાં તારો એ ભયંકરમાં ભયંકર નિશાની છે. ઘણી વખત એ તારો નજદીકના મૃત્યુનું સૂચન કરે છે. એ તારો મૃત્યુ ન આવતું હોય તેને આમંત્રણ આપીને લાવે છે.



આકૃતિ ૨૦૯

ગુરુના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની રેખા અપચો અથવા પિત્તપ્રકૃતિનું સૂચન કરે છે. જો ગુરુની રેખા વધારે બગડેલી હોય તો લોહી ચડવાનો રોગ થાય છે.

શનિના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની બગડેલી રેખા પિત્તાશયના તાવ, વાતરોગ કે મધિવા અને નસોના કમજોરપણાના વ્યાધિનું સૂચન કરે છે.

રવિના પ્રભુત્વવાળા મનુષ્યમા બુધની રેખા હૃદય ને કેફસાને લગતા રોગનું સૂચન કરે છે.

બુધની બગડેલી રેખા લાગણીથી ઉશ્કેરાઈ જવાનો વ્યાધિ ઉત્પન્ન કરે છે.

ચંદ્રના પ્રભુત્વવાળા મનુષ્યમા બુધની બગડેલી રેખા તીવ્ર પિત્તાશયના ઝેરી તાવનું સૂચન કરે છે.

સારી બુધની રેખાવાળો મનુષ્ય શરીર અને મનનું સુદર આરોગ્ય અને સ્વાસ્થ્ય જાળવવા ઉપરાત કુશાગ્રબુદ્ધિથી અને આત્મબળની શક્તિથી વેપાર-રોજગારમા સારા ધનની કમાણી કરે છે અને આલમમા વિજય મેળવે છે, વળી તે વૈજ્ઞાનિક શોધખોળમા પણ આગળ વધી નામના મેળવે છે.



વસ્તુતઃ શુક્રમુદ્રિકારેખા એ હૃદયરેખાની ભગિનીરેખા છે અને કેટલાક હાથમાં હૃદયરેખા હોતી નથી ત્યાં હૃદયરેખાનું કામ કરે છે.

કેટલાક હાથમાં હૃદયરેખા હોવા ઉપરાંત શુક્રમુદ્રિકારેખા હોય છે. આવા મનુષ્યો અતિશય પ્રેમલીના હોય છે. તે દયાથી ભરપૂર હોય છે. પ્રેમપાત્રનું લગારે દુઃખ તે જોઈ શકતા નથી અને પોતાના સ્વાર્થના ભોગે પણ તે પ્રેમપાત્રનું દુઃખ અવિચ્છિન્નપણે નિવારવા પ્રયાસ કરે છે. જેમ દીપકને દેખી પતંગિયું પોતાની કાયાને બાળી મૂકવા તત્પર થાય છે, જેમ સંગીતની મધુર લહેર માટે મૃગ પોતાના પ્રાણ પરહરવા તત્પર થાય છે, તેમ શુક્રમુદ્રિકારેખાવાળો મનુષ્ય પોતાના પ્રેમપાત્ર માટે પોતાનું તન, મન, ધન ત્યાગવા તત્પર થાય છે.

શુક્રમુદ્રિકારેખાના આ અતિ પ્રેમભાવના લક્ષણને અંગે કેટલાક તેને વિષયલંપટતા અને વ્યભિચારના ચિહ્ન તરીકે આલેખે છે. વાસ્તવિક રીતે શુક્રમુદ્રિકારેખા વાસનાજનિ અને વિષયલોલુપતાનું ચિહ્ન નથી પણ મનની અવિરત અશાંત પ્રકૃતિ અને નાનતનુઓની તીવ્ર ઉશ્કેરણીનું ચિહ્ન છે. આને અંગે શુક્રમુદ્રિકારેખાવાળા ઘણા દર્દીઓ ચકરી, વાયુ કે હિસ્ટિરિયાના દર્દથી પીડાતા માલુમ પડ્યા છે. કેટલીક વખતે શુક્રમુદ્રિકારેખાવાળા ઘણા મનુષ્યો પ્રેમની છૂપી આગથી એવા બળતા માલુમ પડ્યા છે કે તેનાથી તે આગ કોઈને કહેવાતી નથી અને સહેવાતી નથી. આવા મનુષ્યો ઘણી વખત કામજ્વરથી પીડાય છે, અને પ્રેમમૂર્તિનું મિલન કે સહવાસ સિવાય તેમનો કામજ્વર ઊતરતો નથી. પ્રેમના ગાઢે ચઢેલા આવા પ્રેમીઓને પ્રેમમૂર્તિની વાતો વિશેષ ગમે છે.

જે મનુષ્યના હાથનો પંજો અગણિત નાનીમોટી રેખાઓથી વ્યાપેલો હોય છે. તેવો મનુષ્ય અશાંત પ્રકૃતિનો અને નાનતંતુઓની નબળાઈવાળો હોય છે. તેવા મનુષ્યના હાથમાં શુક્રમુદ્રિકારેખા હોય તો તે સદાય અશાન્ત પ્રકૃતિવાળો રહે, રાત ને દિવસ કંઈને કંઈ, વિચાર તેના મનમાં ઘોળાવાજ કરે, શાન્ત અને સુખી નિદ્રા ક્વચિત જ લે, સહેજ સહેજ વાતમાં ઉશ્કેરાઇ જાય, ને ચાદિયા

સ્વભાવવાળા થતા જાય. આવા મનુષ્યમાં શુક્રમુદ્રિકારેખા વાસનાનુ આગપણુ કરે છે. જ્યારે વિચારના ભાગથી આવો મનુષ્ય અશાન્ત બની જાય છે ને ઉશ્કેરાઈ જાય ત્યારે વિલાસ કે વાસનાના માર્ગે તે શાન્તિ મેળવવાનો પ્રયાસ કરે છે. મગજનુ સમતોલપણુ ગુમાવી બેસવાથી તે આ માર્ગે વળે છે અને પાછો પસ્તાય છે. આવો મનુષ્ય ધારે છે કે દુનિયામા તેનુ સ્થાન નથી. દુનિયામા કોઈ તેની દરકાર કરતુ નથી. આવા પ્રકારની વિચારમાળા શરૂ થતા તે ઉત્તરોત્તર વધતી જ જાય છે. એની વિચારદશામા તે તેના ગાઢ મિત્રોના પણ તમામ કર્તવ્યો એક પછી એક ગાળીથી તપાસી જાય છે, તોળી જુએ છે અને તે તમામ કર્તવ્યોમાંથી તેનો વિશ્વાસ ઊઠી જાય છે. તેને એમ લાગે છે કે તેના મિત્રો પણ તેની સાથે દગો રમે છે એક માખીની પેઠે તેને ઘસાતા કરાળીઆનુ જાળુ રચે છે કસાઇને ત્યાં વધ કરવાના મઢા જેવી તેની સ્થિતિ કરી મૂકનાર એ દગાબાજ મિત્રોની સાથે હવે તેને શી લેવાદેવા છે? આવો મનુષ્ય નાનામાં નાના દુઃખને પહાડ સમાન ગણી લે છે, જ્યા નામમાત્ર પણ ભય



આકૃતિ ૨૧

હોય નહિ ત્યા પહાડ જેવો ભય છે એમ માની બેસે છે, અને આ રીતે તેને ચિત્તભ્રમ, વાયુનું દર્દ લાગુ પડે છે.

વળી જો આવા મનુષ્યનો હાથ ગરમ ને કઠણ હોય, અને શુક્રનો પહાડ વિશાળ મોટો હોય, કે નાની મોટી અનેક રેખાઓથી છવાયેલો હોય તો તે વિષયવિકાર અને વિષયવૃત્તિને માર્ગે વળે છે અને એ વિકારવૃત્તિને એમ સંતાપ કે દુખ

માનવાનો પ્રયાસ કરે છે તે જગતની પરવા કરતો નથી, કારણ કે જગત તેની પરવા કરતું નથી. સામાજિક ને કૌટુંબિક બંધનો તે તકામાં ગણે છે. તે ફક્ત એક જ બંધન સારું ગણે છે અને તે વિષયતૃપ્તિનું.

શુક્રરેખાનું ખરાબ પરિણામ ઊગતી જુવાનીમાં આવે છે. તમામ પ્રકારના હાથવાળામાં આ અવસ્થામાં શુક્રરેખા માઠું પરિણામ નીપજાવ્યા વિના રહેતી નથી. પણ ઊગતા જુવાનો, મુખ્યત્વે કરીને સોળથી પચીસ વર્ષ વચ્ચેના જુવાની ફૂટતી જુવાનીને અંગે સુંદરીના સહવાસની ઇચ્છા ધરાવે છે; કામિનીના કટાક્ષથી ઘવાઈ તેઓ પોતાનું ભાન ભૂલે છે અને તેને મેળવવાની માનસિક વૃત્તિઓ સેવ્યા કરે છે; આથી તમનું મન ઉશ્કેરાઈ જાય છે. અને તેમને સુંદરીના સંભોગના સ્વપ્ન આવ્યા કરે છે. આવી અતૃપ્તવૃત્તિમાં તેઓ સૃષ્ટિક્રમ વિરુદ્ધની કુટવના ભોગ બને છે. આ કુટેવથી ક્ષતવીર્ય અને શક્તિહીન થતા જાય છે. તેઓ સ્વભાવે શરમાળ અને નરમ બની જાય છે. તેઓ એકાંત જીવન ગુજારવાનો નિશ્ચય કરી તેમ કરતા થઈ જાય છે. સમાજ કે લોકોના સંસર્ગમાં જેમ બને તેમ ઓછા આવે છે. સ્ત્રીજાતિના સહવાસમા આવતાં પણ તે ડરે છે, પરંતુ માનસિક સહવાસ અને માનસિક સંભોગથી જ તૃપ્તિ માનતા થઈ જઈ ઉપર જણાવેલી ભયંકર કુટેવનો ભોગ બની જાય છે.

એવા નવજુવાનોને લગ્ન થવા પછીથી કે પચીસમું વર્ષ વટાવ્યા પછીથી દુનિયાદારીનું ભાન આવી જાય છે. તેમના પશુજીવનનો તેમને ખ્યાલ આવે છે અને તેથી તેઓ સુધરી જાય છે. આમાંના કેટલાક તો ક્ષતવીર્ય અને શક્તિહીન બન્યા જ્યાં ઘણાં લાંબા કાળ સુધી સુધરતા નથી. શનિના પ્રભાવવાળા ઘણા યુવાનો આ દર્દના દર્દી હોય છે. સુંદર સારી શિખામણ અને માબાપ કે વાલીઓની તક અને ફક ચોખ્ખે ચોખ્ખી વાત તેમને આ કુટેવમાં પડતાં ઘણી વખત અટકાવે છે.

# ૨૮. વિકારરેખા

**વાસના વિષ(ય) તૃપ્તિની, ઘેલછા સંભોગની;**
**રેખા વિકારની જાણો, સ્થિતિ ને સ્થાનભ્રષ્ટની.**

*

વિકારરેખા એ સ્થિતિ ને સ્થાનભ્રષ્ટ થયેલા પુરુષની પ્રબળ વાસનાતૃપ્તિનું, સંયમ વિનાના સંભોગનું, મદઘેલી વિકારી વૃત્તિનું, અતિશય ઉન્મત્તપણાનું છટકેલ ને લંપટપણાનું ચારિત્ર્યશિથિલતા ને ચારિત્ર્યહીનતાનું ભયંકરમાં ભયંકર નિશાન છે. આવી રેખાવાળો પુરુષ મા, બહેન કે દીકરીમાં કંઈ ભેદ જોતા નથી. તેની પ્રબળ વિકારવૃત્તિમાં તેને સારાસારનું ભાન રહેતું નથી. તેને માટે સંત તુલસીદાસજીના સદ્વચનો ટાંકવા બસ થશે :

**સત્ય વચન અરુ દીનતા, પરસ્ત્રી માત સમાન;**
**ઇતનેસે હરિના મિલે, તો તુલસીદાસ જમાન.**




આકૃતિ ૨૨૮

વિકારરેખા ચંદ્રના પર્વતમાંથી ઉદ્ભવ પામી અર્ધચંદ્રાકારે શુક્રના પર્વતમાં વિરમે છે.

જે સમયે આ રેખા આયુષ્યરેખાને છેદે છે તે જ સમયે તે માણસનું કામ-વિકારવૃત્તિનું મરણ થાય છે.

કેટલીક વખત વિકારરેખા ચંદ્રના પહાડમાંથી નીકળી પોંચી સુધી પહોંચે છે. આ રેખાવાળા માણસને પરસ્ત્રી સંભોગના સ્વાન પરસ્ત્રી સંભોગની ઈચ્છા અને પરસ્ત્રી સંભોગની કલ્પના થયા કરે છે, અને ઘણી વખત તે તેના વિકારી સ્વપ્ન, વિકારી ઈચ્છા, ને વિકારી કલ્પનાને અમલમાં મૂકે છે. પણ આ રેખાવાળો આદમી પ્રથમની રેખાવાળા આદમી જેટલો ભયંકર નીવડતો નથી.



આકૃતિ ૨૧૫

જ્યાંય બન્ને પ્રકારની રેખાવાળા માનવીઓ દારૂડિઆ, અફીણીઆ ને ગંજેરી હોય છે જ. તેઓ એક હાથમાં સુરા ને બીજા હાથમાં સુંદરીના ભોગી હોય છે. આ વિકારરેખાના સ્થાન પરથી બીજી પણ એક રેખા અળગ નીકળી, નીચી ને નાખી શુક્રના પહાડ પર જાય છે. આ રેખા મીઠી પેશાબના દર્દની ખાસ સૂચક છે. ઘણે ભાગે આ રેખાથી માણસને તેની યુવાવસ્થાથી જ મીઠી પેશાબનું દર્દ લાગુ પડે છે. જો વેળાસર સમજી જઈને ઉપચાર કરવામાં આવે તો આ દર્દ નાબૂદ થઈ શકે છે. આ રેખાનો બીજો પ્રભાવ અભક્ષ્યાભક્ષ્ય ને અપેય પાન એ પણ એક વિશિષ્ટ ચિહ્ન છે.

આ રેખાવાળા માણસો સ્ત્રીને ઈશારે નાચનારા હોય છે, અને સ્ત્રીની ચડામણીથી આ માણસો ગમે તેવું બૂરું કામ પણ કરવા તત્પર બને છે.



# ૨૯. મંગળ રેખા

મંગળરેખા એ આયુષ્યરેખાની ભગિનીરેખા છે. એ આયુષ્યરેખાના અંદરના ભાગમાં આયુષ્યરેખાની સમાનગતિએ રહે છે. મંગળરેખા મનુષ્યના આરોગ્યમાં સુધારો કરે છે. એની તંદુરસ્તી ને તબિયત સાચવે છે, એના જીવનમાં ઉત્કર્ષ ને ઉત્સાહનું બળ પ્રેરે છે, અને કાર્યમાં પ્રબળ પ્રાણચેતના પ્રેરે છે. એને જીવનની આપત્તિઓમાં ટકી રહેવાની ધીરજ અને તેમાંથી તે આગળ વધવાનું જોમ આપે છે. એના હાથમાં જીવતા ગર્વને પૂરેપૂરું પાર પાડી કાર્યસિદ્ધિમાં અસાધારણ વિજય અર્પે છે અને એના આયુષ્યમાં વૃદ્ધિ કરે છે.




આકૃતિ ૭૧

મંગળરેખાનો ઉદય મંગળના નીચલા પહાડ પરથી શરૂ થાય છે અને કાંડાની પોંચી નજીક આયુષ્યરેખામાં તે વિરમે છે.

મંગળરેખા ઘણા થોડા મનુષ્યોના હાથમાં જોવામાં આવે છે. મંગળરેખા જેટલી લાંબી, ઊંડી અને સ્પષ્ટ હોય છે, તેટલા જીવનના સમયમાં મનુષ્ય સર્વ પ્રકારે વધારે ઉત્સાહી જોવામાં આવે છે.

મંગળરેખા જેટલી ટૂંકી તેટલા જીવનના સમયમાં મનુષ્ય સર્વ પ્રકારે શાંતિ ભોગવતો માલૂમ પડે છે.

મંગળરેખા આયુષ્યરેખાની ભગિનીરેખા હોઈ કેટલીક વખત તે આયુષ્યરેખાનું કામ કરી લઈ મનુષ્યના આયુષ્યમાં વૃદ્ધિ કરે છે.






આકૃતિ ૨૨૧

**ત્રિકોણ :** આયુષ્યરેખા, મસ્તકરેખા અને બુધની આરોગ્યરેખા વડે મનુષ્યના હાથના પંજામાં ત્રિકોણ બને છે. જેમ ત્રિકોણ મોટો તેમ વધારે સારું ફળ મળે છે; કારણ કે આરોગ્યરેખા આયુષ્યરેખાથી જેમ દૂર તેમ વધારે સારું.

**હૃદયરેખા ને મસ્તકરેખા વચ્ચેનું અંતર :** હૃદયરેખા ને મસ્તકરેખા વચ્ચેનું અંતર મનુષ્યનો સ્વભાવ ને તેની પ્રાણ પ્રકૃતિનું સૂચન કરે છે. આ અંતર સમાન ને માપસર હોય તો મનુષ્ય સમભાવી ને સિદ્ધાંતવાદી થાય છે, જો અંતર ટૂંકું હોય તો મનુષ્ય સાંકડી વૃત્તિવાળો, અદેખો ને ઝેરીલો થાય છે. જો અંતર હદથી વધારે હોય તો મનુષ્ય સિદ્ધાન્ત વિનાના ને મરજીમાં આવે તે પ્રમાણે વર્તનારો હોય છે.

**શનિની મુદ્રિકા :** શનિની મુદ્રિકાનો ઉદય ગુરુની આંગળી ને શનિની આંગળીની વચ્ચે થાય છે. તેની ગતિ શનિના પહાડને આવરી લેતી હોય છે. ગોળાકાર ગતિએ એ શનિના પહાડને આવરી લે છે. એટલે એનો દેખાવ મુદ્રિકા જેવો હોય છે.



આકૃતિ [illegible]

શનિની મુદ્રિકાવાળા મનુષ્ય અસ્થિર પ્રકૃતિના, વારે વારે અનેક ધંધા બદલનારા હોય છે. કોઈપણ એક ધંધામાં તેનું ચિત્ત લાંબા વખત સુધી ચોંટતું નથી એટલે એને વિજય મળતા નથી. તેનાં આવાં ઘણાં કાર્ય આદરેલા અધૂરાં રહે છે, દુનિયાના ઘણા ફોજદારી ગુનાઓ કરનારાના ઘણા હાથમાં આ ચિહ્ન જોવામાં આવે છે. શનિની મુદ્રિકા એ ભયંકર ચિહ્નોમાંનું એક છે.

વંત્રની મદદથી જ આ રેખાનો સમૂહ બારીકીથી જોઈ શકાય છે. માટે બગણર બારીકીથી તપાસ કર્યા સિવાય સંતાનોત્પત્તિની સંખ્યા કહી શકાતી નથી.

**મિત્રરેખા :** મનુષ્યના જીવનમાં મા, બાપ, ભગિની, સ્નેહીવર્ગ ને મિત્રમંડળની ઘણી અસર હોય છે મનુષ્ય એ સામાજિક પ્રાણી છે અને સમાજમા ઘણા મનુષ્યોની મદદ વગર તે આગળ વધી શકતો નથી; વળી માનવ એ કુટુંબનું પ્રાણી છે. તેના જીવનની શરૂઆત જ કૌટુંબિક જીવનથી થાય છે એટલે કુટુંબના આધાર સિવાય પણ તેને ચાલી શકતુ નથી. વળી માનવ રાષ્ટ્રનું પ્રાણી છે. અને રાષ્ટ્રમાં અનેકાનેક દેશભક્તોના ને રાષ્ટ્રીય નરવીરોના સહવાસમા તેને આવવુ પડે છે. અને રાષ્ટ્ર કે માતૃભૂમિ માટે તેને કંઈ ને કંઈ ફરજ અદા કરવાની હોય છે, માતૃભૂમિ પ્રતિનો પ્રેમ તેને ઉન્નત સ્થિતિએ પહોંચાડે છે. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।** સ્વર્ગથી અને જનની કરતાં પણ અધિક જન્મભૂમિ માટે તે શું કર્તવ્ય ન કરે ? પોતાની આર્થિક ઉન્નતિ ચાહનારને પણ અનેક મનુષ્યોના પ્રસંગમાં આવવું પડે છે. આ રીતે મનુષ્યના જીવનમાં ઘણી વ્યક્તિઓની અસર હોય છે.




જે જે વ્યક્તિઓની જેટલી જેટલી મહાન અસર મનુષ્યના જીવનમા પડે છે. તટલી તેટલી મુખ્ય વ્યક્તિઓની ઊભી રેખાઓ લાંબી–ટૂંકી, ગાઢી કે ઓછી હોય છે તેટલાતેટલા પ્રમાણમાંમનુષ્યના જીવનમા તેમની અસર વધતી ઓછી હોય છે.

**શત્રુરેખા :** જેવી રીતે માનવીને મિત્રો હોય છે તેવી જ રીતે તેને જીવનમાં શત્રુઓ પણ હોય છે. તે તેને જરાએ સુખ મળવા દેતા નથી. કેટલાક શત્રુઓ તો મિત્રના રૂપમાં પણ હોય છે, તે મિત્રોનો સ્વાંગ ધરી શત્રુઓનું કામ કરે છે. તે નેના હિતશત્રુ કહેવાય છે. શત્રુઓ તો કોને નથી હોતા ? અર્હંતને માથે શત્રુ તો હોય જ.એ શત્રુઓને લીધે જ દુઃખના વખતમાં તેની કિંમત અંકાય. શત્રુઓ દુઃખની કસોટી કરનાર કીમિયાગર હોય છે.



આકૃતિ ૨૨૫

આવા શત્રુઓની રેખા ઉપલા મંગળના પહાડના છેડે આડી પડેલી હોય છે. દરેક રેખા દરેક શત્રુનું સૂચન કરે છે. કેટલાક વિદ્વાનો ચંદ્રને છેડે આવેલી આડી રેખાને શત્રુરેખા ગણે છે.

**ચિંતારેખા :** મનુષ્યનું જીવન સદાએ સુખમાં જતું નથી. 'ઘડી ઘડી તડકો ને છાંયડો ફેરવાયે' તે પ્રમાણે શુદ્ધ સુખ ને શાન્તિ જીવનભર માણસને હોતાં જ નથી. તેને નાની મોટી ઘણી ચિંતાઓમાંથી પસાર થવું પડે છે. કેટલીક ચિંતાઓ નાની હોય છે. કેટલીક ચિંતાઓ મોટી હોય છે. ચિંતારેખા જ્યાં સુધી લાંબી હોય તેટલા પ્રમાણમાં ચિંતા કે દુઃખ જાણવું, અને જે રેખાને મળતી કે છેદતી હોય તે રેખાની ચિંતા સમજવી.

કેટલીક ચિંતાઓ તેના આયુષ્યને, મસ્તકને કે હૃદયને અસર કરનારી હોય છે તે વધુ ભયંકર છે.




આવી ચિંતાઓ બતાવનારી રેખાઓ હોય છે, તે શુક્રના પહાડમાં આડી પડેલી હોય છે, ને ત્યાંથી લંબાઈ, આયુષ્ય, મસ્તક અને હૃદયરેખાને છેદે છે. કોઈ કોઈવાર તો તે ધનરેખાને છેદી અપયશ અપાવે છે.



# ૩૩. શુભ અને અશુભ ચિન્હો

રેખા ઉપર માણસના હાથમાં કેટલાક શુભ અને કેટલાક અશુભ ચિહ્નો જોવામાં આવે છે. શુભ ચિહ્નો રેખાના પ્રતાપ ને પ્રભાવ, બળ તેમ જ તેજમાં વધારો કરે છે, ત્યારે અશુભ ચિહ્નો તેમાં ઘટાડો કરે છે. માટે શુભાશુભ ચિહ્નોના બળાબળની તુલના કરી, તેમની રેખા ઉપર કેટલી અસર થાય છે તેનું બારીકાઈથી નિરીક્ષણ કરી અનુમાન બાંધવું જરૂરી છે.

તારો એ શુભાશુભ ચિહ્ન છે: (અ) તારો એ સૌથી અગત્યમાં અગત્યનું ચિહ્ન છે. હસ્તરેખા એ વીજળીક બળ છે. તારો સ્થાન [illegible] પરિણામ લાવે છે ને શુભ સ્થળે શુભ પરિણામ લાવે છે.



આકૃતિ [illegible]૭

(બ) તારો જો ગુરુના પહાડ ઉપર હોય તો મનુષ્ય પ્રબળ આબરૂવાળો, જ્ઞાનવાન અને ધનવાન થાય છે.

(ક) તારો જો રવિના પહાડ ઉપર હોય તો મનુષ્ય કળાવાન, વિદ્વાન, ધનવાન ને કીર્તિવાન થાય છે.

(ડ) તારો જો બુધના પહાડ ઉપર હોય તો મનુષ્ય બુદ્ધિમાન, કળાવાન ને ધનવાન થાય છે.

(ઈ) તારો જો આયુષ્યરેખા

(ज) તારો જો હૃદયરેખા ઉપર હોય તો મનુષ્યને પ્રેમપાનમાં અકથ્ય નિરાશા, સ્નેહીઓ તરફથી દગા ને દ્રોહ થાય છે ને તેનાથી ઉત્પન્ન થતા અકથ્ય ને અવર્ણનીય શોકને લીધે મનુષ્ય મંદ બની, હૃદય બંધ પડવાના વ્યાધિથી મરણ પામે છે.

**શુભ ચિહ્ન :**

**ચોરસ :** ચોરસ એ બધાયે શુભ ચિહ્ન છે. એ આવી પડનાર આફતમાંથી મનુષ્યનો બચાવ કરે છે. એ સંરક્ષણનો સિવિલગાર્ડ ને દુશ્મન દળનો શત્રુ છે. એ ગણનાયકની તિજોરી છે ને આફતકાળનો આધાર છે.

ગમે તે રેખા ઉપર કે પહાડ ઉપર તે હોય તો તે રેખા કે પહાડના શુભ બળની તે વૃદ્ધિ કરે છે, અશુભ બળનું નિવારણ કરે છે. આમ ચોરસ એ સદાય મનુષ્યના જીવનનો જીવતો જાગતો ચોકીદાર છે.

**ત્રિકોણ :** ત્રિકોણ એ ચોરસ કરતા બીજા નંબરનું શુભ ચિહ્ન છે. જે રેખા પર, પહાડ પર કે આંગળી પર ત્રિકોણ આવ્યો હોય તે રેખાના, પહાડ કે આંગળીના માનસિક બળ અને તેજ, પ્રતાપ ને પ્રભાવમાં તે વૃદ્ધિ કરે છે. માનસિક શક્તિનો તે ઓજસ્વી સિતારો છે ને કલ્પના શક્તિનો આબાદ જાદુગર છે.



આકૃતિ ૨૨૮

(क) ત્રિકોણ જો ગુરુના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યની મહત્ત્વાકાંક્ષાનો પ્રેરક બની તેના વિજય અપાવે છે.

(ख) ત્રિકોણ જો શનિના પહાડ પર આ યોગ હોય તો તે મનુષ્યના ડહાપણ ને વિનયમા વૃદ્ધિ કરી તેને નમ્ર બનાવે છે

(ग) ત્રિકોણ જો રવિના પહાડ પર આ યોગ હોય તો તે મનુષ્યની કળામા વૃદ્ધિ કરી, તેમા યશ અપાવે છે

(घ) ત્રિકોણ જો બુધના પહાડ પર આ યોગ હોય તો તે મનુષ્યના બુદ્ધિચાતુર્યમા વૃદ્ધિ કરી તેને વિદ્વાન ને ધનવાન બનાવે છે

(च) ત્રિકોણ જો બુધના પહાડ પર આ યોગ હોય તો તે મનુષ્યની પ્રબળ કલ્પનાશક્તિમા વૃદ્ધિ કરી તેને મહાન કવિ કે મહાન લેખક બનાવે છે

આ દષ્ટિએ ભગિનીરેખા એ ઉત્તમોત્તમ રેખા છે. જ્યારે જ્યારે મુખ્ય રેખાનું બળ ઘટી જાય ત્યારે ત્યારે ભગિનીરેખા એના બળનું સિંચન કરીને પણ મુખ્ય રેખાને ટકાવી રાખે છે. તે પરકલ્યાણ માટે સ્વાત્માર્પણ કે કરુણાની કરનાર મહાન વ્યક્તિની ગરજ સારે છે અને આ દષ્ટિએ તે માગમાં સારું ચિહ્ન છે. સંત કે મહંતની ગરજ સારનાર આ રેખા સદાયે સાર્થવાહિની છે.

**અશુભ ચિહ્નો :**

**વાંકીચૂંકી ને આછી પાતળી રેખા :** વાંકીચૂંકી ને આછી પાતળી રેખા એ પ્રથમ નબરનું અશુભ ચિહ્ન છે. એ મનુષ્યના જીવનની ચડતી પડતીના ચમકારા બતાવે છે.

**ફાંટા પડતી રેખા :** ફાટા પડતી રેખા એ બીજા નબરનુ અશુભ ચિહ્ન છે, તે મનુષ્યના મગજનું સમતોલપણુ હલાવી નાખે છે. અને કેટલીક વખત તેને કરવાનું હોય છે કઈક ને કરાવી નાખે છે, કંઈક. આવી ફાંટાવાળી રેખા ઘણી વખત મનુષ્યના ધધા બદલાવે છે. જેમ જેમ આની ફાટાવાળી રેખા વધારે ગાટી ને સ્પષ્ટ થતી જાય છે, તેમ તેમ મનુષ્યના જીવનનો ક્રમ બદલાતો જાય છે, અને કોઈ કોઈ વખત તો ક્રમ અને ધંધા તદ્દન બદલાઈ જાય છે. આવી રેખાવાળા ઘણાય ડાહ્યા માણસો ખટપટીઆ થઈ ગયેલા માલૂમ પડે છે. ને ઘણાય ડાહ્યા ખટપટીઆ માણસો ડાહ્યા ને વિવેકી માલૂમ પડે છે. આવી રેખાવાળા માણસો પોતાનો ધધો પણ બદલી નાખે છે.

ટાપુ : ટાપુ એ ત્રીજા નબરનુ અશુભ ચિહ્ન છે. એ રેખા કે પહાડમાં ખામીનું સૂચન છે. હંમેશા એ આવનાર આપત્તિનું સૂચન કરે છે ને હંમેશાં એ ઓછુવત્તુ નુકસાન જ કરે છે. જેમ ભોયે પડેલો પોદળો માટી લીધા સિવાય ઉખડતો નથી, તેમ રેખા કે પહાડમા આવી પડેલા ટાપુ તેના બળને ઘટાડ્યા સિવાય રહેતા નથી.



આકૃતિ ૧૨૯

રેખાભંગ : રેખાભંગ એ ચોથું અશુભ ચિહ્ન છે. જો રેખાભંગ નાનો હોય તો થોડું નુકસાન થાય છે અને જો મોટો હોય તો મોટું નુકસાન થાય છે.

કોઈ કોઈ વખત રેખા ભંગ થયા પછી ભગિનીરેખા ચોરસથી સંધાય છે. ત્યાર નુકસાન થતું અટકી જાય છે.

કોઈ કોઈ વખત રેખાભંગ થયા પછી તો આગળ વધતી જ નથી. આ જાતનો ઘણી આફતનો હોય છે.

નીચો ભયંકર સમય તો એ આવે છે કે રેખા ભંગ થયા પછી તે રેખા સીધી ગતિએ વહેવાને બદલે ઊંધી ગતિએ વળે છે અને રેખાભંગનો આંકડો વાંકો વળી જઈ ઊલટી દિશામાં જાય છે, અગર તો મૂળ ગતિ તરફ જાય છે.

(અ) જો આયુષ્યરેખાનો ભંગ થઈને તેનો આંકડો આગળ તરફ જાય તો માનવીનું અવશ્ય મોત થાય છે.

(બ) જો મસ્તકરેખાનો ભંગ થઈને તેનો આંકડો હાથના પંજા તરફ વળે તો મનુષ્ય ગાંડો થઈ જાય છે ને એ ગાંડપણમાં તેનું મોત થાય છે.



આકૃતિ ૧૩૦

(ક) જો હૃદયરેખાનો ભંગ થઈને તેનો આંકડો તેના મૂળ તરફ વળે તો હૃદયના તમામ બળને તે હણી નાખે છે ને માનવીનું મોત લાવે છે.

**ચીપિઓ :** ચીપીઓ એ પાંચમું અશુભ ચિહ્ન છે. ઘણી વખતે રેખાનો અંત ચીપીઆના જેવા આકારમાં થાય છે. તેથી રેખાનું બળ એ ફાંટામાં વહેંચાઈ જાય છે અને મૂળ રેખાને તેટલું નુકસાન કરે છે. કેટલીક વખત રેખાનું બળ ચીપીઆમાંથી નીકળતા અનેક ફાંટામાં વહેંચાઇ જાય છે અને રેખાને નિરુપયોગી બનાવી મૂકે છે. ઘણા ફાંટાવાળી ચીપીઆના આકારની રેખા, જતે દિવસે નિર્જીવ અને નિર્વીર્ય બની જાય છે. ઘણા ફાંટાવાળો ચીપીઓ નુકસાનકારક ચિહ્ન છે.




આકૃતિ - ૭૧

**ટપકું કે ડાઘ :** ટપકું કે ડાઘ એ રેખામાં ને પહાડમાં છઠ્ઠું અશુભ ચિહ્ન છે. જે વખતે રેખામાં કે પહાડમાં ટપકું હોય કે ડાઘ હોય તે વખતે રેખા કે પહાડનું બળ ઓછું થઈ જાય છે. મસ્તકરેખા ઉપર શનિના પહાડની નીચે જો ટપકું કે ડાઘ હોય તો માથાના ભાગને ઈજા થાય છે. અગર તો ઉમ્મરના પચીસ વર્ષ પછી રાજકારણે જેલયાત્રાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

**સાંકળ-સાંકળવાળી રેખા :** સાંકળ-સાંકળવાળી રેખા એ સાતમું અશુભ ચિહ્ન છે, આવી રેખાવાળા મનુષ્ય તનનો, મનનો કે ધનનો કાબૂ રાખી શકતા નથી અને ઘણી વખત તે હિંમત હારેલા, નિરાશાવાદી ને મરવા ખાતર જીવતા માલૂમ પડે છે. તેનું શરીર તંદુરસ્ત હોતું નથી, મન મજબૂત હોતું નથી ને હૃદય બહુ જ પોચું હોય છે, જ્યારે સાંકળનો ભાગ નીકળી, સારી ને સ્પષ્ટ રેખામાં પરિણમે છે, ત્યારથી જ એની કંઈક ઉન્નતિ થવા માંડે છે. 'આણી ના જેના માર્યા ન મરે તેના વાળ્યા કેમ વળે '

# ૩૪. રેખા પ્રમાણે ઉંમરની ગણતરી

ઘણીએ વખત મનુષ્યની ઉમર-ગણતરીમા ભૂલ આવે છે. એ ભૂલ જેમ બને તેમ ઓછી આવે એ વધારે ઇચ્છનીય છે કેટલીક વખતે મનુષ્યના દેખાવ ઉપરથી તેની ઉંમર કલ્પવી પડે છે, કેટલીક વખત તેના હાથના પંજાને વારંવાર દબાણ કરી, જ્યા આગળ વેળા થવા જણાય ત્યાથી તેની ચાલુ ઉમર ગણી અનુમાન કરવુ પડે છે. આ બને ગણતરીમા ભૂલ આવવાનો વધારે સંભવ છે. ઘણામા ઘણા જીવતા મનુષ્યની ઉમર પૂછી, તે ઉમરને ખરી માની ભૂતકાળ, વર્તમાનકાળ ને ભવિષ્યકાળના બનાવ કહેવા ઠીક પડે છે

હસ્તરેખા જોનાર ને ભાવિકથન કરનાર ચાહે તેમ વાર, મનુષ્યનો દરેક સમયનુ ભાવિ કહી શકતો નથી તેના ભાવિકથનની ગણતરીમા બે માસ, બાર માસ અને કેટલીક વખત દેઢ વરસનો ફેર સાધારણ રીતે આવે છે. જેમ હસ્તરેખા જોનાર પ્રવીણ તેમ આવા તફાવત ઓછા આવે છે.

બીજી એક અગત્યની બાબત જણાવ્યા સિવાય ચાલે તેમ નથી તદ્દન નજીવા બનાવો મનુષ્યની હસ્તરેખાથી મળી આવતા નથી, તેથી જો કોઈ દિવસ ફલાણા વરસના બનાવ ચોક્કસ સમયે અમુક પ્રકારે બન્યા એવુ કહેનાર મળે તો તે છેતરનાર ધુતારા છે, એમ માનવુ ફક્ત અગત્યના બનાવો, મોટા મહત્વના જીવનની સ્થિતિમા ફેરફાર થવાના સમયો મહત્વના આફતના બનાવો અને અતિ આનંદના અવસરો હસ્તરેખાથી જોઈ અને જાણી શકાય છે કઈ કઈ વ્યક્તિઓએ અથવા કઈ કઈ વસ્તુઓએ ક્યારે ક્યારે માનવીના જીવન ઉપર અસર કરી, અસર કરે છે, કે અસર કરશે તેનુ ચોક્કસ અનુમાન હસ્તરેખાથી બાંધી શકાય છે, પણ અસર કરનારી વ્યક્તિઓ કે વસ્તુઓના નામ ઠામ કે ગામ આપી શકાતા નથી

**ભાગ્યરેખા પ્રમાણે ઉંમરની ગણતરી** :–સામાન્ય રીતે મણિ–મુદ્રિકાના બંધથી શરૂ કરતાં મસ્તકરેખા સુધીની ઉંમર ત્રીસ વર્ષની ગણાય છે; મસ્તકરેખા ને હૃદયરેખા સુધીની ઉંમર ત્રીસથી પિસ્તાળીસની ગણાય છે, ને હૃદયરેખાથી તે આંગળીના મૂળ સુધીની ઉંમર પિસ્તાળીસથી સિત્તેર વર્ષ સુધીની ગણાય છે.



આકૃતિ ૨૩૩

વધારે ચોકસાઈ કરવા માટે મણિ–મુદ્રિકાની પ્રથમ રેખાથી કે ચંદ્રના પહાડ ઉપરથી ભાગ્યરેખા શરૂ થાય છે ત્યાં આગળ શૂન્ય ઉંમર ગણી દર સાત સાત વર્ષે એકેક કાપો કરી આગળ વધવું. એમ આખી ભાગ્યરેખાના (આંગળીના મૂળ સુધીના) દશ કાપા પડશે. છેલ્લા કાપા આગળ સિત્તેરનો આંકડો આવશે

**મસ્તક રેખા પ્રમાણે ઉંમરની ગણતરી** :–મસ્તકરેખા ગુરુના પહાડ પરથી આયુષ્યરેખામાંથી અગર તો ગુરુની આંગળીના મૂળ આગળથી શરૂ થઈ હાથના પંજામાથી પસાર થઈ મંગળ કે ચંદ્રના પહાડ તરફ જાય છે. મસ્તકરેખાની શરૂઆત આગળ શૂન્ય ઉંમર ગણી દર સાત વર્ષે એકેક કાપો કરી આગળ વધવું. એમ આખી મસ્તકરેખાના દશ કાપા થશે. છેલ્લા કાપા આગળ સિત્તેરનો આંકડો આવશે.



આકૃતિ ૨૩૪

## પ્રકરણ ૨ જું

### જન્મદિવસ

**રમલશાસ્ત્ર** કુદરતના કાનૂન ઉપર રચાયું છે એથી એના નિયમોનું અનુસરણ કરવાથી આપણને સુખનો માર્ગ અવશ્ય જડી રહે છે એની વેધક દૃષ્ટિથી આપણા ભાવિની ગતિ જાણી શકાય છે

જે વાસનાને લીધે આત્મા નૂતન શરીર ધારણ કરે છે એ શરીરમાં તે આત્માનું બળ કે પ્રભા જન્મથી મરણ સુધી કેવા ... જે કુળમાં જે મિત્રવર્ગ કે સ્નેહી સંબંધીઓમાં કે ન જોગોમાં એ આત્માએ શરીર ધારણ કર્યું, તેમની સાથે જન્મથી મરણ સુધી એનો કેવો સંબંધ રહેવાનો છે, જે દુનિયામાં એ આત્માએ શરીર ધારણ કર્યું તે દુનિયામાં તેના ભાવિની ગતિ કેવી છે તે જાણવું પ્રત્યેક માનવી સ્ત્રી કે પુરુષ માટે અતિ અગત્યનું છે

### જન્મ તારીખ

(૧) વ્યક્તિની વાસના, સિદ્ધિ દર્શાવે છે

(૨) વ્યક્તિના ભાવિનિર્માણનો મુખ્ય પાયો છે

(૩) વ્યક્તિની પ્રભા કે આત્માનું બળ દર્શાવે છે

(૪) વ્યક્તિના આત્મા ઉપર અધિકાર ભોગવતા જન્મનો આંકડો બનાવે છે

(૫) વ્યક્તિના આત્મા ઉપર અધિકાર ભોગવતો જન્મના આંકડાના આંદોલનો જાગ્રત કરી એ દ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરાવે છે

( ) શુભ કર્તવ્ય શરૂ કરવાનો ભાવિનો દિવસ દર્શાવે છે

વ્યક્તિના જન્મનો મહિનો, વ્યક્તિનું કુળ, મિત્રવર્ગ, સંબંધીજન કે આસપાસના ન જોગો સાથેનો સંબંધ દર્શાવે છે વ્યક્તિના જન્મનું વર્ષ વ્યક્તિના જીવનમાં અતિ અગત્યના વર્ષો બતાવે છે આ પ્રમાણે વ્યક્તિના જન્મનો દિવસ, વ્યક્તિના જન્મનો મહિનો અને જન્મનું વર્ષ, એ ત્રણે એકઠા મળીને વ્યક્તિના ભાવિની ગતિ નિર્માણ કરે છે

વ્યક્તિના ભાવિની ગતિ જાણવાની સહેલામાં સહેલી રીત નીચે મુજબ છે :

(૧) વ્યક્તિના જન્મદિવસનો અંક કાઢવો.

(૨) વ્યક્તિના જન્મ મહિનાનો અંક કાઢવો.

(૩) વ્યક્તિના જન્મના વર્ષનો અંક કાઢવો, અને એ ત્રણેના અંકનો સરવાળો કાઢવો. એ સરવાળાના અંકનો પુનઃ સરવાળો કાઢી એનો એકરંગી અંક કાઢવો. આ એક અંકી અંકપ્રમાણે વ્યક્તિનું સામાન્ય ભવિષ્ય નક્કી થાય છે, દષ્ટાંત તરીકે :

**દાનવીર એન્ડ્રુ કાર્નેગી : જન્મ તા. ૨૫મી નવેમ્બર ૧૮૩૫**

તારીખ ૨૫=૨+૫=૭ (વ્યક્તિગતપ્રભા, આત્મબળ)

૧૧મો માસ નવેમ્બર=૧૧=૧+૧=૨ (કુળ, મિત્રવર્ગ સંબંધી સંજોગો)

૧૮૩૫=૧+૮+૩+૫=૧૭=૧+૭=૮

---

૭+૨+૮=૧૭=૧+૭=૮ (ભાવિની ગતિ)

આ પ્રમાણે **૮ના આંકડા** પ્રમાણે દાનવીર એન્ડ્રુ કાર્નેગીનું સામાન્ય ભાવિ ઘડાયુ.

**તેમના જીવનમાં અતિ અગત્યનાં વર્ષ નીચે પ્રમાણે હતાં :**

૧૮૩૫=૧+૮+૩+૫=૧૭

+૧૭ (ઉપલા ૧૭ ઉમેર્યા)

---

૧૮૫૨ની સાલમા પીટસબર્ગમા (અમેરિકામા) તારના સંદેશવાહક Messenger Boy મટી માસિક પચાસ ડોલરના પગારથી તાર માસ્તર બન્યા.

૧૮૫૨=૧+૮+૫+૨=૧૬

+૧૬ (ઉપલા ૧૬ ઉમેર્યા)

---

૧૮૬૮ની સાલમા લોખંડના કારખાનાઓની પ્રવૃત્તિઓથી અને કોન્ટ્રેક્ટોથી અમેરિકામા કરોડપતિ બન્યા.

૧૮૬૮=૧+૮૬૦+૮=૨૩
+૨૩ (ઉપલા ૨૩ ઉમેર્યા)

૧૯૬૧ની સાલમા કાર્નેગી અબજપતિ થયા

## રવિન્દ્રનાથ ટાગોર જન્મ છઠ્ઠી મે ૧૮૬૧

છઠ્ઠી=૦ (વ્યક્તિગત પ્રભા કે આત્માનુ બળ)
મે=૫ (કુળ, મિત્રવર્ગ, સબંધીજન કે ન જોગો)
૧૮૬૧ =૧+૮+૬+૧=૧૬=૧+૬=૭ (ભાવિની ગતિ)

+૫+૭=૧૮=૧+૮=૯

આ પ્રમાણે હના આંકડા પ્રમાણે કવિવર રવિન્દ્રનાથ ટાગાનુ સામાન્ય ભાવિ ઘડાયુ

તેમના જીવનના અતિ અગત્યના વર્ષો .

૧૮૬૧=૧૬
+૧૬

૧૮૭૭ કવિની પહેલી વારની ઇગ્લેન્ડની મુસાફરી, વિશ્વ-બંધુત્વની ભાવનાની ખીલવણી

૧૮૭૭=૨૩
+૨૩

૧૯૦૦ વિશ્વબંધુત્વની શાળા શાન્તિનિકેતનની સ્થાપના અને ઉદ્‌ઘાટનક્રિયા ૧૯૦૧

૧૯૦૦+૧૦
+૧૦

૧૯૧૦ 'ગીતાંજલિ'ની રચનાથી વિશ્વને ચકિત કરી દીધુ.

૧૯૧૦ = ૧૧
+ ૧૧
___
૧૯૨૧ વિશ્વકવિ તર્ગોરની ગણના થઈ.
૧૯૨૧ = ૧૩
+ ૧૩
___
૧૯૩૪ વિશ્વના બુદ્ધિશાળી મહાપુરુષ તર્ગોરની ગણના થઈ.

**જન્મ તારીખ** મનુષ્યના જીવનમા કેવો અગત્યનો ભાગ ભજવે છે તે ક્રોમવેલના જીવનથી સાબિત થાય છે —

૩ સપ્ટેમ્બર—ક્રોમવેલ (ઓલીવર)નો જન્મ.
૩ સપ્ટેમ્બર—ડનબારના યુદ્ધમા વિજય.
૩ સપ્ટેમ્બર—વુસ્ટરના યુદ્ધમા વિજય
૩ સપ્ટેમ્બર—ક્રોમવેલ (ઓલીવર)નુ મૃત્યુ.

*

**૯નો આકડો રાજા એડવર્ડ સાતમાના જીવન** ઉપર કેવો અધિકાર ભોગવતો હતો તેનુ દષ્ટાંત નીચે મુજબ છે :—

૯મી (નવેમ્બર) ૧૮૪૩=રાજા એડવર્ડ સાતમાનો જન્મ.
૧૮૪૩=૧+૮+૪+૩=૧૮=૯ રાજા એડવર્ડનુ લગ્ન વર્ષ.
૨૭ મી (જૂન) = ૯ રાજાનો રાજ્યાભિષેક દિવસ નક્કી થયો.
૨૭ મી (ઑગસ્ટ) = ૯ રાજાનો રાજ્યાભિષેક નક્કી થયો.

*

**પ્રુશીઆ જર્મનીનો રાજા વિલિયમ ૧ લો** તેની માતા સાથે જર્મનીમાથી ભાગી ગયો અને ઈંગ્લેન્ડના આશ્રયે જઈને રહ્યો. રમલ શાસ્ત્રમા પ્રવીણ એવી એક સ્ત્રીની તેને મુલાકાત થઈ વિલિયમ

પઢેનાએ એ સ્ત્રીને પોતાનું ભવિષ્ય પૂછ્યું.

વિલિયમ : 'મારૂં ભાવિ કેવું છે ?'

સ્ત્રી : 'આ વર્ષ ૧૮૪૯નો સરવાળો કર.'

વિલિયમ : '૧+૮+૪+૯=૨૨.'

સ્ત્રી : '૧૮૪૯ ની અને ૨૨ ઉમેર.'

વિલિયમ : '૧૮૭૧.'

સ્ત્રી : ૧૮૭૧ ના વર્ષમા જર્મનીના આંતરિક યુદ્ધનો અંત આવશે ને તું મહાન બાદશાહ થઈશ.

વિલિયમ : 'પછી ?'

સ્ત્રી : '૧૮૭૧નો સરવાળો કરો.'

વિલિયમ : '૧૭.'

સ્ત્રી : '૧૮૭૧મા સત્તર ઉમેરો.

વિલિયમ : '૧૮૮૮.'

સ્ત્રી : '૧૮૮૮ની સાલમા તારું મૃત્યુ થશે.'

વિલિયમ : 'પણ મારા દેશનું શું ?'

સ્ત્રી : '૧૮૮૮નો સરવાળો કર.'

વિલિયમ : '૨૫'

સ્ત્રી . '૧૮૮૮'મા ૨૫ ઉમેર.

વિલિયમ : '૧૯૧૩.'

સ્ત્રી : '૧૯૧૩ ની સાલમા જે મનુષ્ય તારી પાછળ ગાદીએ આવશે તે તેનું પોતાનું અને દેશનું ભૂંડું કરશે.' જર્મનીના બાદશાહ મર્હૂમ કૈસરની બાબતમા આ બનાવ બની ગયો છે, તે આપણે સર્વ જાણીએ છીએ.

૧૯૧૩ પછી જર્મનીનું શું થયું તે આજ રીતથી જાણવું સહેલું થઈ પડશે.

રમલશાસ્ત્ર પ્રમાણે હિંદુસ્તાનનું ભાવિ બે રીતે ગણી શકાય : (૧) દેશમા બની ગયેલા પ્રખ્યાત બનાવ તરફથી, (૨) દેશના રાજાની

સંવત્સરી ઉપરથી. એ બન્નેની તારવણીમાં જે વર્ષ આવે તે વર્ષમાં હિંદુસ્તાનનું પ્રબળ ભાવિ ઘડી શકાય. બન્ને રીત નીચે મુજબ આપી છે.

(૧) ૧૮૫૭ : પ્રજાકીય બળવો

૧૮૫૭=૨૧
+૨૧
______
૧૮૭૮
૧૮૭૮=૨૪
+૨૪
______
૧૯૦૨
૧૯૦૨=૧૨
+૧૨
______
૧૯૧૪ વિશ્વનું પ્રથમ મહાયુદ્ધ
૧૯૧૪=૧૫
૧૯૧૪=૧૫
+૧૫
______
૧૯૨૯
૧૯૨૯=૨૧
+૨૧
______
૧૯૫૦ હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય.

(૨) ૧૯૧૦ : મહાન રાજા એડવર્ડ

૧૯૧૦=૧૧ સાતમાનું અવસાન
+૧૧
______
૧૯૨૧
૧૯૨૧=૧૩
+૧૩
______
૧૯૩૪
૧૯૩૪=૧૭
+૧૭
______
૧૯૫૧
હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય.

બન્ને રીતની તારવણી કાઢતાં હિંદુસ્તાનના સ્વતંત્ર્યના વર્ષ ૧૯૫૦–૧૯૫૧ આવે છે. એ બન્નેના મધ્ય સમયે આ બનાવ બનવા પામે :

આ ગણતરીમાં હમેશાં બે ત્રણ વર્ષનો હેરફેર કાયમ માટે આવે છે. માટે વર્ષો આસપાસનાં સમજવાં.



જ્યારે અધિક અર્થતંત્રના વ્યવહાર માટે જ ઉત્પન્ન કરવામાં આવ્યું છે, ત્યારે આંકડાશાસ્ત્ર આ લોક અને પરલોક, આર્થિક તેમ જ પરમાર્થિક કે આધ્યાત્મિક વ્યવહારને માટે યોજવામાં આવ્યું છે. માટે જ ગણિતશાસ્ત્ર કરતાં આંકડાશાસ્ત્રની મહત્તા વિશેષ છે.

## અંકશાસ્ત્ર અને આધ્યાત્મિકશાસ્ત્ર

આર્યજનો માને છે કે આ સૃષ્ટિની ઉત્પત્તિ શૂન્યથી થઈ છે. ૐકારનું શૂન્ય સ્વરૂપ એ સૃષ્ટિનું ઉત્પત્તિસ્થાન છે.

પરમાત્મા કે પરબ્રહ્મ એ સૃષ્ટિને સર્જનાર કે ઉત્પન્ન કરનાર છે અનેક સ્વરૂપે અને અનેક નામે સંબોધાતા પરમાત્મા એક અને અવિભિન્ન છે, તેથી તેનો આંકડો ૧ છે.

એ પરમાત્માએ પોતાના ચિદ્‌ઘન ચૈતન્યસ્વરૂપથી આત્મ કે બ્રહ્મ ઉત્પન્ન કર્યો તથી તેનો આંકડો ૨ છે.

પરમાત્મા ને આત્માએ મળીને પોતાના વિકારથી પ્રકૃતિ કે માયાનું સર્જન કર્યું ને તેનું સત્ત્વ, રજસ અને તમસ ગુણમાં અજર, અમર અનંત વિધાન સુધી પ્રતિપાદન કર્યું એટલે તેનો આંકડો ૩ છે.

પરમાત્મા, આત્મા અને પ્રકૃતિના ગુણ ને સ્વરૂપનું પ્રતિપાદન કરવા ઋગ્વેદ યજુર્વેદ સામવેદ, અથર્વવેદ એ ચાર વેદ રચાયા તેથી એમનો આંકડો ૪ છે.

પૃથ્વી જળ, તેજ આકાશ ને વાયુ, એ પાંચ તત્ત્વોના ગુણ ને સ્વરૂપ સમજ્યા સિવાય ચતુર્વેદ, પ્રકૃતિ, આત્મા અને પરમાત્માનો ગુણ ને સ્વરૂપ સમજી શકાતા નથી, માટે એમનો આંકડો ૫ છે.

સત્ય, દયા, તપ, શૌચ, ધર્મ અને ક્ષમા, એ ૬ સાધન સિવાય પંચતત્ત્વ, ચતુર્વેદ પ્રકૃતિ, આત્મા ને પરમાત્માનો મહિમા જાણી શકાતો નથી. માટે એમનો આંકડો ૬ છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચતુર્થ પદાર્થ અને જ્ઞાન, ભક્તિ તથા વૈરાગ્યના વ્યવહાર સિવાય ૭ સાધન, પંચતત્ત્વ, ચતુર્વેદ, ત્રિગુણાત્મક પ્રકૃતિ, આત્મા અને પરમાત્માનુ સ્વરૂપ સમજાતું નથી; માટે એમનો આંકડો ૭ છે.

તમામ બેકી આંકડા હોય છે ત્યારે મનુષ્યનું અને વસ્તુનું ચારિત્ર્ય અને સામર્થ્ય સમતોલ રહે છે, વસ્તુના એક જ ધ્યેય અને સિદ્ધિ ઉપર સદા કેન્દ્રિત થાય છે.

પણ જો મનુષ્ય કે વસ્તુના નામના એકી અને બેકી આંકડાનું અસમાન સામર્થ્ય હોય છે તો મનુષ્યના આંતરજીવનમાં ઉદ્વેગ, ક્લેશ અને ગોટાળો ઊભા કરે છે. તેનું અંતર્જ્ઞાન, અગમચેતી અને કલ્પના તેના મનને એક બાજુ ઝોલાં ખવરાવે છે ત્યારે તેની વિચારશક્તિ, સંકલનશક્તિ અને નિર્ણયશક્તિ તેને બીજી બાજુ ઝોલાં ખવરાવે છે. આવી વખત મનુષ્ય કોઈપણ વસ્તુના ચોક્કસ નિર્ણય પર આવી શકતો નથી અને તેનું કાર્ય બગડી જાય છે. માટે નામનું ચોકસ પૃથક્કરણ કરવું જોઈએ.

દરેક નામ ત્રણ પ્રકારના આંદોલનો ઉત્પન્ન કરે છે. (૧) સ્વરના આંકડાના આંદોલનો, (૨) વ્યંજનના આંકડાના આંદોલનો, અને (૩) સ્વર અને વ્યંજનના એકંદર આંકડાના આંદોલનો. સ્વરના આંકડાના આંદોલનો મનુષ્યના આત્માનું સામર્થ્ય દર્શાવે છે. વ્યંજનના આંકડાના આંદોલનો મનુષ્યના બાહ્ય સંજોગોનું સામર્થ્ય દર્શાવે છે, અને સ્વર અને વ્યંજનના એકંદર આંકડાના આંદોલનો મનુષ્યના ભાવિની ગતિ દર્શાવે છે. આત્માનું બળ અને સંજોગોનું બળ ભેગાં થઈને મનુષ્યના ભાવિની ગતિ ઉત્પન્ન કરે છે.

આ દૃષ્ટિથી નામનું પૃથક્કરણ ત્રણ રીતે થાય છે: (૧) સ્વરના આંકડાનો સરવાળો (૨) વ્યંજનના આંકડાનો સરવાળો અને (૩) સ્વર અને વ્યંજનના એકંદર આંકડાનો સરવાળો

'પ્રવીણ કિશોર'ના નામનું પૃથક્કરણ કરીએ

પ ર્ અ વ ઈ ણ અ ક ઇ શ ઓ ર્ અ

૧ ૯ ૧ ૯ . ૧

૭ ૯ ૪ ૫ ૨ ૯ ૯

સ્વરના આંકડાનો સરવાળો ૨૭=૯ (આત્માનું બળ) વ્યંજનના આંકડાનો સરવાળો ૪૫=૯ (સંજોગોનું બળ) સ્વરના આં... અને

બા. ભા. ૧૭

સ્વરના આંકડાનો સરવાળો ૧૮=૯ (આત્માનું બળ), અને વ્યંજનના આંકડાનો સરવાળો ૨૬=૮ (સંજોગોનું બળ), સ્વર અને વ્યંજનના આંકડાનો સરવાળો ૧૭=૮. (ભાવિની ગતિ). ૮નો આંકડો દર્શાવે છે કે 'કિશોરલાલ'ની ભાવિની ગતિ અતિશે ધનપ્રાપ્તિ, સત્તાપ્રાપ્તિ ને કીર્તિપ્રાપ્તિ તરફ છે, એ દિશામાં પ્રયાણ કરવાથી એને વિજય મળશે.

**'જમશેદ તાતા'**

જ્ અ મ્ અ સ્ ઈ દ્ અ ત્ આ ત્ આ

૧ ૧ ૪ ૧ ૧ ૯ ૪ ૧ ૨ ૧ ૨ ૧

સ્વરના આંકડાનો સરવાળો ૧૪=૫ (આત્માનું બળ),

વ્યંજનના આંકડાનો સરવાળો ૧૪=૫ (સંજોગોનું બળ),

સ્વર અને વ્યંજનના આંકડાનો સરવાળો ૧૦.

૧૦ નો આંકડો દર્શાવે છે કે 'જમશેદ તાતા'ની ભાવિની ગતિ અતિશે ધનપ્રાપ્તિ, સત્તાપ્રાપ્તિ અને કીર્તિપ્રાપ્તિ તરફ હતી, અને કરોડોનું ધન પ્રાપ્ત કરીને ટાટા આયર્ન, ટાટા ઈલેક્ટ્રિક અને ટાટા રિસર્ચ સ્થાપીને હિંદુસ્તાનના પ્રથમ નંબરના ઉદ્યોગપતિ થઈ ગયા.

**'રવિન્દ્ર'**

ર્ અ વ્ ઈ ન્ દ્ ર્ અ

૯ ૧ ૨ ૯ ૫ ૪ ૯ ૧

સ્વરના આંકડાનો સરવાળો ૧૧ (આત્માનું બળ),

વ્યંજનના આંકડાનો સરવાળો ૧ (સંજોગોનું બળ),

સ્વરના અને વ્યંજનના આંકડાનો સરવાળો ૨૨ (ભાવિની ગતિ)

(૧૧) નો આંકડો એ મહાનબુદ્ધિમાન, વિચક્ષણ અને અલૌકિક પુરુષનો આંકડો છે. એ આંકડો મનુષ્યને આ દેશ અને પરદેશમાં પ્રસિદ્ધિ અપાવે છે. તેવી જ રીતે (૨૨) નો આંકડો એ દૈવી ઐશ્વર્યનો આંકડો છે. એ આંકડો ઈશ્વરના અગાધ ઐશ્વર્ય ને શક્તિની ધૂન જાગ્રત કરે છે. હિંદુસ્તાનના મહાપ્રખ્યાત કવિશ્રેષ્ઠ રવીન્દ્રનાથ ટાગોરમાં આ બંને આંકડાનું અતિ સામર્થ્ય હતું તેથી તે વિશ્વવિખ્યાત થઈ ગયા.

(૪) જો નામનો ભાવિદર્શક આંકડો જન્મના ભાવિદર્શક આંકડા કરતાં વધારે બળવાન હોય તો તે મનુષ્ય ગમે તેવા સંજોગો કે ગમે તેવી મુસીબતોની પરવા કર્યા સિવાય સ્વતંત્ર ગતિ પોતાનું જીવન ગુજારવા પ્રયાસ કરે છે અને આથી તેના જીવનમાં અણધારી મુસીબતો અને અણચિંતવી અડચણો ઊભી થાય છે.

(૫) જો જન્મનો ભાવિદર્શક આંકડો નામના ભાવિદર્શક આંકડા કરતાં વધારે બળવાન હોય તો મનુષ્ય સંજોગવશ ને પરાધીન થઈ આગળ વધી શકતો નથી. આવો મનુષ્ય મુસીબતોથી ડરી જાય છે, આફતનો સામનો કરવાને જોઈતુ આત્મબળ તેનામા હોતુ નથી તેથી તે ઉદાસ થઈ જીવન દુઃખી કરે છે.

**(૬) સર્વ રીતે એકસંપી. એકદિલી અને આત્મબળ કે સંજોગોમાં બળની એકતા સાધવા માટે કાર્યસિદ્ધિ કરવા માટે ઉત્તમોત્તમ ઉપાય જન્મ તારીખના ભાવિની ગતિ દર્શાવનાર આંકડા પ્રમાણે જ નામના ભાવિની ગતિ દર્શાવનાર આંકડો રાખવો. બંને આંકડા એક જ હોવા જોઈએ. આમ કરવાથી સર્વ રીતે વિજય સાધ્ય થશે.**

(૭) મનુષ્યના ઉપનામમા પણ સાવચેતી રાખવાની જરૂર છે, પોતાની પ્રકૃતિ અનુસાર ઉપનામ રાખવુ જોઈએ.



## પ્રકરણ ૫ મું

## આંકનો પ્રભાવ

### એકવડા આંકડાનું સામર્થ્ય

### एकोऽहं बहु स्याम् ।

(હું એકલો અનેક સ્વરૂપે બ્રહ્માંડમાં વ્યાપ્ત થયેલો છું)

એકવડા આંકડાનું સામર્થ્ય આ સંસારમાં અતિ મહાન છે. એકવડા આંકડા મનુષ્યના વ્યક્તિત્વને ઓપાવી તેના ચારિત્ર્યને ઘડે છે. તેના જીવનના સ્પષ્ટ હેતુ નક્કી કરી તેને સ્વાશ્રયી બનાવે છે, તેના જીવનમાં નાની નાની ચીજોનું સામર્થ્ય બતાવી તેને ઉન્નતિને શિખર લઈ જાય છે. તેને વિઘ્નોના ઉપાયો દર્શાવી, મુશ્કેલીઓમાંથી વિજય પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવે છે. તેને દૃઢ નિશ્ચય ને કાર્યસિદ્ધિનું રહસ્ય સમજાવે છે. તેને પ્રાપ્તિ અને વિજય અપાવી તેનું જીવન સુખી ને સંતોષી બનાવે છે.

૧ થી ૯ સુધીના એકવડા આંકડા પુરુષ કે સ્ત્રીની, વસ્તુની કે સંજોગની, સમાજની કે દેશની, સ્થૂલદેહની સાંસારિક કે આર્થિક ઉન્નતિ સાધી અનેક પ્રકારના સુખ ને વૈભવ પૂરાં પાડે છે. આ દુનિયામાં પોતાની સાંસારિક કે આર્થિક ઉન્નતિ ચાહના દરેક પુરુષ કે સ્ત્રીએ એકવડા આંકડાનુ સામર્થ્ય પિછાણી પોતાના જીવનને ધન્ય કરવું આવશ્યક છે.



## પ્રકરણ ૬ ઠું

## ૧ ના આંકડાનાં આંદોલનો અને ગુણધર્મો

૧ ના આંકડાની સંજ્ઞા સૂર્ય છે. (૧) નો આંકડો તમામ આંકડાનું ઉત્પત્તિસ્થાન છે. સઘળા ગ્રહોનું કેન્દ્રસ્થાન છે, ચરાચર જડ-ચેતનના જીવનનો આધાર છે, પ્રાણીમાત્રના જીવનનો પ્રાણ છે. ને સર્વ પ્રાણશક્તિનો ભંડાર છે.



સૂર્ય:

(૧) મહાવીર્ય અને અજબ હિંમત.

(૨) અધિકાર ભોગવવાની સત્તા.

(૩) સ્વતંત્ર વિચાર ને આચાર.

(૪) કર્તવ્યમાં અગ્રેસર

(૫) નૂતન સર્જન.

(૬) નૂતન શોધ.

આકૃતિ ૧

(૧) એ મહાવીર્ય ને અજબ હિંમતનું આ દોલન છે. એ આ દોલન મનુષ્યને (૧) અધિકાર ભોગવવાની પ્રબળ સત્તા આપે છે. (૨) સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ આપે છે. (૩) સ્વતંત્ર રીતે કર્તવ્ય કરવાનું બળ આપે છે. (૪) કોઈપણ ધંધામાં કે કર્તવ્યમાં પહેલ કરનાર અગ્રેસરનું જોમ આપે છે (૫) કોઈપણ ધંધામાં કર્તવ્યમાં નવીન શોધ કરનાર મહાપુરુષનું જોમ આપે છે (૬) શોધથી સત્ય મેળવવાને યત્ન કરનાર કર્તવ્યનિષ્ઠ પુરુષનું ચૈતન્ય આપે છે. અને (૭) કોઈ પણ ધંધા કે કર્તવ્યમાં નૂતન સર્જન કરવાની પ્રેરણા આપે છે.

૨ ના આંકડાવાળી વ્યક્તિઓ સ્વભાવે નમ્ર અને પ્રેમી હોય છે. એવી વ્યક્તિઓ અદ્દભુત વિનર્કાત્મક, કલ્પનાશીલ ને રચનાત્મક હોય છે. એ કલ્પના, કળા અને નૂતન સર્જન અને શોધને ચાહનારી હોય છે. અતિપ્રેમાળ અને મૈત્રીવાંચ્છુ' હોવાથી તે પરાધીન ને પરવંશ બની જાય છે. ચંદ્રની અસ્થિર વૃત્તિ પ્રમાણે તેમની વૃત્તિ અને સ્વભાવ અસ્થિર હોય છે. એવી વ્યક્તિઓ સંજોગ અને સમયને આધીન થઈ જાય છે. સંજોગ અને સમયની સામે થઈ એકનિષ્ઠ કર્તવ્ય કરવાની તેમની શક્તિ હોતી નથી.

## પ્રકરણ ૮ મું

## ૩ ના આંકડાનાં આંદોલનો ને ગુણધર્મો

૩ ના આંકડાની નંજા ગુરુ છે, એ પહેલા અને બીજા નંબરનું સંયુક્ત આ દોલન છે. આ આ દોલન મનુષ્યને (૧) મહાલોભી, મહામાની, અતિસત્તાધીશ, પ્રબળ આકાક્ષાવાળો, પોતાની જ ઉન્નતિ યુક્તિપ્રયુક્તિથી આગળ ને આગળ વધાર્યે જવાની ઈચ્છાવાળો, દઢ રીત નિયમનું પાલન કરનારા અને અન્યની પાસે પણ તે જ નિયમ પાળવાની ઇચ્છા રાખનારા હોય છે.



ગુરુ :

(૧) મહાલોભી, મહામાની.

(૨) યુક્તિ–પ્રયુક્તિથી ઉન્નતિ.

(૩) સ્વતંત્ર વિચાર ને આચાર.

(૪) સમય પ્રમાણે વર્તન.

(૫) ઉત્સાહ ને ઉત્કર્ષ.

આકૃતિ ૩

૩ ના આંકડાવાળી વ્યક્તિઓ બહુરૂપી જેવા સ્વભાવવાળી હોય છે. જેવો સમય તેવું વર્તન કરી શકે છે. આવી વ્યક્તિઓ લોકમતની પરવા રાખ્યા વિના સ્વતંત્ર રીતે જીવન ગુજારી શકે છે અને વખત

આગ્યે લોકમતની સાથે મન મેળવી પોતાનો સ્વાર્થ કાઢી જાય છે. વિચક્ષણ બુદ્ધિવાળો હોઈ જીવનના ઘણા પંથનું તેને જ્ઞાન હોય છે, તે વાટે તો ઘણા ઘવા ઝી શકે છે. તેને અંતે તેને વિજય અને સુખપ્રાપ્તિ જલદીથી પ્રાપ્ય થાય છે. જીવનને તે બહુ ગંભીર સ્વરૂપ આપતો નથી. તેનો આત્મા અહર્નિશ ઉન્માદ ને ઉત્કર્ષથી ભરપૂર હોય છે.

## ૪ ના આંકડાનાં આંદોલનો ને ગુણધર્મો

૪ ના આંકડાની સંજ્ઞા દુર્બલ છે. ૪ નો આંકડો સખત મહેનત અને કાળી મજૂરીનું આંદોલન છે. એ આંદોલનથી આગમ આનંદ મળતો નથી. એક પછી એક ઉપાધિ આવ્યા જ કરે છે. ખર્ચ પછી ખર્ચ આવ્યા જ કરે છે. નાણાભીડ સદાયે ચાલુ જ રહે છે.



આકૃતિ ૪

દુર્બલ :

(૧) સખત મહેનત અને કાળી મજૂરી.

(૨) ઉપાધિ પર ઉપાધિ.

(૩) આગમનો અભાવ.

(૪) દાઝ, અદેખાઈ.

(૫) અણધાર્યો બનાવ-જેમ કે લડાઈ કે દુકાળ, વેપારની પડતી,

(૬) અસ્થિર કાયદો,

(૭) ખોટું વ્યસન-મુખ્યત્વે દારૂ. વ્યાપારમાં શુદ્ધ બુદ્ધિ અને નિરંતર ડહાપણ વાપરવાની જરૂર પડે છે; પણ તે દારૂ રાખવા દેતો નથી. દારૂ બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. ડહાપણને છેલ્લી વિદાયગીરી આપે છે. સમજશકિત મેલી કરે છે ને અવિચારી હિંમત ઉત્પન્ન કરે છે. જેથી વર્ષો સુધી કરેલી મહેનત ક્ષણ માત્રમાં ધૂળમાં મળી જાય છે.

(૮) જે વેપારી એક ધંધામાં દઢતાથી વળગી ન રહેતા વારંવાર ધંધો બદલે છે અથવા છપ્પન વેપારી થઈ ઘણા વેપાર એકલે હાથે કરવા માંડે છે તે દરેક વેપારમાં નાશીપાસ થાય છે, ધંધા બદલવામાં જ તેની જિંદગી પૂરી થાય છે. દરેક ધંધામાં તેની ખાસ ખાસિયત તથા છૂપા ભેદ જાણવાની જરૂર હોય છે. પણ તે કાંઈ સહજે પ્રાપ્ત થતા નથી. અનુભવથી તે જ્ઞાન મળે છે. ઘણા ધંધામાં મન રાખવાથી એકે બરાબર થતો નથી, અને પછીથી પસ્તાવું પડે છે. ધંધાના વિભાગ પાડવા એ સૌને માટે લાભકર્તા છે, પણ પોતાના ખાસ ધંધામાં ધ્યાન ન રાખવું તે પૈસા ગુમાવ્યા બરાબર છે.

(૯) દેવાળું કાઢવામાં સૌથી વધારે મજબૂત કારણ ખર્ચમાં ઉડાઉપણું છે, બીજાં બધાં કારણો કરતાં એ વધારે જોખમકારી છે. દેવાળાંની તપાસ કરતાં જણાયું છે કે, વેપારમાં ચાલુ નફો મળવા છતાં નફા કરતાં વધારે ખર્ચ રાખવાથી દેવાળીઆનો ¾ ભાગ વસૂલ થયો છે. જે માણસ જેટલું કમાય તેટલું વાપરી નાખે તો તે પૈસાદાર થાય જ નહિ, અને જે માણસ કમાય તે કરતાં પણ વધારે ઉડાવે તો તેની સ્થિતિ પણ અદ્ધર ને અદ્ધર જ રહે. આ વખતે કેટલાક માણસો પોતે મોટા છે, પોતે વધારે કમાણીવાળા છે, પોતે વધારે પૈસાદાર છે, એમ બતાવી લોકોને આંજી દઈ જીવે ને સ્તુતિ દેવાવાની ઈચ્છા રાખે છે. આવા માણસો જ અંતે પોતાની રચેલી જાળમાં પોતે ફસાય છે અને આફતને નોતરે છે

(૫) અનુધાર્યો બનાવ-જેમ કે લડાઈ કે દુકાળ, વેપારની પડતી,

(૬) અસ્થિર કાયદા,

(૭) ખોટું વ્યસન-મુખ્યત્વે દારૂ. વ્યાપારમાં શુદ્ધ બુદ્ધિ અને નિરંતર ડહાપણ વાપરવાની જરૂર પડે છે; પણ તે દારૂ રાખવા દેતો નથી. દારૂ બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. ડહાપણને છેલ્લી વિદાયગીરી આપે છે. સમજશક્તિ મેલી કર છે ને અવિચારી હિંમત ઉત્પન્ન કરે છે. જેથી વર્ષો સુધી કરેલી મહેનત ક્ષણ માત્રમાં ધૂળમાં મળી જાય છે.

(૮) જે વેપારી એક ધંધામાં દઢતાથી વળગી ન રહેતાં વારંવાર ધંધો બદલે છે અથવા બાવન વેપારી થઈ ઘણા વેપાર એકલે હાથે કરવા માંડે છે તે દરેક વેપારમાં નાશીપાન થાય છે, ધંધા બદલવામાં જ તેની જિંદગી પૂરી થાય છે. દરેક ધંધામાં તેની ખાસ ખાસિયત તથા છૂપા ભેદ જાણવાની જરૂર હોય છે. પણ તે કાંઈ સહજે પ્રાપ્ત થતા નથી. અનુભવથી તે જ્ઞાન મળે છે. ઘણા ધંધામાં મન રાખવાથી એક બરાબર થતો નથી, અને પછીથી પસ્તાવું પડે છે. ધંધાના વિભાગ પાડવા એ સૌને માટે લાભકર્તા છે, પણ પોતાના ખાસ ધંધામાં ધ્યાન ન રાખવું તે પૈસા ગુમાવ્યા બરાબર છે.

(૯) દેવાળુ કાઢવામાં સૌથી વધારે મજબૂત કારણ ખર્ચમાં ઉડાઉપણું છે, બીજાં બધાં કારણો કરતાં એ વધારે નુકસાનકારક છે. દેવાળાંની તપાસ કરતાં જણાયું છે કે, વેપારમાં યોગ્ય નફો મળવા છતાં નફા કરતાં વધારે ખર્ચ રાખવાથી દેવાળીઆના ½ ભાગ વસૂલ થયા છે. જે માણસ જેટલું કમાય તેટલું વાપરી નાખે તો તે પૈસાદાર થાય જ નહિ, અને જે માણસ કમાય તે કરતા પણ વધારે ઉડાવે તો તેની સ્થિતિ પણ અદ્ધર ને અદ્ધર જ રહે. છતાં ય કેટલાક માણસો પોતે મોટા છે, પોતે વધારે કમાણીવાળા છે, પોતે વધારે પૈસાદાર છે, એમ બતાવવા લોકોને આંખે દઈ ઊંધે રસ્તે દોરવવાની ઇચ્છા રાખે છે. આવા માણસો જ અંતે પોતાની રચેલી જાળમાં પોતે ફસાય છે અને આફતને નોતરે છે

# પ્રકરણ ૧૦ મું

## ૫ ના આંકડાનાં આંદોલનો ને ગુણધર્મો

૫ ના આંકડાની સંજ્ઞા બુધ છે. (૫) નો આંકડો સહેલાઈથી ઘણા મિત્રો, સોબતીઓ ને સંબંધીઓ અપાવે છે, પરંતુ પાંચમી તારીખે, ૧૪ મી તારીખ અને ૨૩ મી તારીખે જન્મેલા પુરુષની સાથે સ્ત્રી સ્થાયી બને છે.

૫ ના આંકડાવાળાં સ્ત્રી-પુરુષો અત્યંત લાગણીપ્રધાન ને ઉશ્કેરાયલી વૃત્તિવાળાં હોય છે. કોઈપણ વસ્તુના વિચાર ને નિર્ણયમાં તે બહુ ઉતાવળિયા હોય છે ને વિદ્યુત્‌વેગી કર્તવ્યો કરનારાં હોય છે. તે અતિશય સાહસિક વૃત્તિવાળા હોઈને આવળિયાં કરીને સટ્ટામા કે શેરબજારમાં અથવા ગમે તે સાહસમા ઝંપલાવનારા હોય છે.

૫ ના આંકડાવાળા માનવીઓ સ્થિતિસ્થાપક ચારિત્ર્યવાળાં હોય છે. ભાગ્યના ગમે તે ક્રૂર ફટકા કે આઘાતમાંથી તે જલદીથી સાજા થઈ જાય છે. ભાગ્યના ફટકા તેમના ચારિત્ર્ય ઉપર ઊંડી ને પ્રખર અસર કે આઘાત કરી શકતા નથી. જો તેઓ જન્મથી પ્રકૃતિથી સારાં હોય છે તો મરતાં સુધી સારાં જ રહે છે.

(૫)ના આંકડાવાળી વ્યક્તિઓ જો અયોગ્ય સ્થાને મૂકાઈ હોય તો તે સાહસિક સંજોગોમા અને સમયના પલટાતા સંજોગોમાં તદ્દન નિષ્ફળ નિર્વીર્ય થઈ જાય છે. આવી વ્યક્તિઓ એક વસ્તુથી બીજી વસ્તુ અને બીજીથી ત્રીજી વસ્તુ પર કૂદી પડે અને એકેયમાં સફળતા પામ્યા વિના ખુવાર થઈ જાય છે. તેમની ઉમદા અભિલાષાઓ અને ઉમદા ચારિત્ર્યનો કચ્ચરઘાણ નીકળી જાય છે. આજુબાજુના સંજોગોનો સહેજ પણ વિચાર કર્યા વિના તે તાત્કાલિક જરૂરીઆતો સંતોષવા પૂરતુ જ લક્ષ્ય આપે છે. તેમનુ જીવન અસ્તવ્યસ્ત અને દારુણ થઈ જાય છે. એવી વ્યક્તિઓ દગાખોર, ચંચળવૃત્તિની અને પળ પળ પલટાતા ધ્યેયની બની તેમની જાત ઉપર, તેમને ચાહનાર મિત્રો ઉપર અને સગાંસંબંધીઓ ઉપર આફતના વાદળાં લાવે છે.

કોઈપણ મહિનાની ૫ મી, ૧૪ મી અને ૨૩ મી તારીખે જન્મનો પુરુષ કે સ્ત્રી પાચના આંકડાના આ દોલતો ને ગુણધર્મો લઈને જ અવતરે છે, તેથી તે પુરુષ કે સ્ત્રીએ એ આં દોલનો ને ગુણધર્મોને અનુરૂપ જીવન જીવવું જોઈએ, તેના શુભ કાર્યની શરુઆત તે જ તારીખોએ કે બુધવારે કરવી જોઈએ.

તેમનામાં આકર્ષણનાં અજબ જાદુ છૂપાયેલાં હોય છે. સૌન્દર્યને સત્યને માટે તે મરી ફીટનારાં હોય છે, પ્રેમની બાબતમાં તે આદર્શનો નમૂનો હોય છે, ને કલ્પનાનું કેન્દ્ર હોય છે. જો તેઓ શ્રીમાન હોય તો તેઓ કળા અને કળાકાર બન્નેને આશરો આપનારાં હોય છે. તેઓ તેમના મિત્રોનું અહોર્નિશ કલ્યાણ ઝંખી તેમને માટે પોતાના સ્વાર્થના ભોગે પણ કર્તવ્ય કરનારાં હોય છે. તેમનાં સંબંધમાં આવનાર દરેક વ્યક્તિને સુખી કરવાનો તે સદાય પ્રયત્ન કરવાવાળાં હોય છે.

૬. આંકડાવાળી વ્યક્તિ જો અયોગ્ય સ્થાને મૂકાઈ હોય તો તે ટાઢા પહોરનાં ગપ્પા હાંકનારી, 'આમ કરી નાખ્યું ને તેમ કરી નાખ્યું' એવી બડાઈ હાંકનારી, તલવારની ધાર જેવી જીભવાળી બની જાય છે. આવી વ્યક્તિ વગર કામે અને વગર પૂછ્યે બીજા લોકોના બાબતમાં માથું માર્યા જ કરે છે અને 'આ માણસનું તે માણસને' અને 'તે માણસનું આ માણસને' કહી કકળાટ, કલેશ અને લડાઈ કરાવે છે, અંડા–ગંડાવાળી આ વ્યક્તિ ઝેરીલી, અદેખી, સંકુચિત વૃત્તિવાળી, હઠીલી અને અવળા પરિણામવાળી થઈ જઈ દુઃખી થાય છે. સંજોગો પ્રમાણે કેમ વર્તવું તે તેને આવડતું નથી. પ્રગતિ અને વર્તનની સામે તે બળવો પોકારે છે અને સમાજને અધઃપતનને માર્ગે લઈ જઈને મૂકે છે.

કોઈપણ મહિનાની ૬ઠ્ઠી, ૧૫મી અને ૨૪મી તારીખે જન્મેલા પુરુષ સ્ત્રી ૬ ના આંકડાના આ હાલનો ને ગુણધર્મ લઈને જ અવતરે છે. તેથી તે પુરુષ કે સ્ત્રીએ એ આ હાલનો ને ગુણધર્મોને અનુરૂપ જીવવું જોઈએ. શુભ કાર્યની શરૂઆત તે જ તારીખે કે શુક્રવારને દિવસ કરવી જોઈએ, તેમ કરવાથી તેના જીવનમાં નૂતન પ્રાણ ને નૂતન બળનો સંચાર થશે, જે વડે તે પોતાનાં ને પારકાનાં પારમાર્થિક કાર્યો સહેલાઈથી કરી શકશે.



૭ આંકડાવાળા માનવીઓ સામાન્ય રીતે જીવનની સર્વાંગી વસ્તુઓને ધિક્કારનાર હોય છે. તે નિર્ધન ને નિષ્કિંચન જીવન જીવે છે, તેમની સર્જકવૃત્તિ અને નવી યુક્તિઓથી જેત તે બાદશાહવત અતિ શ્રીમંત થઈ જાય છે, તો તે લોકકલ્યાણના કામમાં ઘણી મોટી રકમના દાન કરી સંતોષ માને છે. 'પ્રભુએ આપ્યું છે, માટે આપવું જ જોઈએ' એવી વૃત્તિ ધરાવનારાં હોય છે.

૭ના આંકડાવાળા માનવીઓના વેપાર કે હુન્નરને લગતા વિચાર ઘણા જ ઉત્તમ હોય છે; પરંતુ તેમની ચંચળ પ્રકૃતિને લીધે તે વિચાર અમલમાં મૂકતાં નથી; નહિ તો તે અવશ્ય શ્રીમંત થાય. તેમના ધર્મને લગતા વિચાર કલ્પનાપ્રધાન ને અજાયબી ભરેલા હોય છે, તેઓ બીજાના ધર્મનું આંધળું અનુકરણ કરતા નથી, પણ પોતાનો માનવધર્મ જ પાળે છે. તેમને દિવ્ય સ્વપ્નો આવે છે. તે ગૂઢ વિદ્યાના શોખીન હોય છે. તેમને મહાન પ્રભુ તરફથી અંતર્જ્ઞાન ને અગમ-નિગમના અપ્રત્યક્ષ વિષયદર્શનની કુદરતી બક્ષિસ હોય છે.

૭ના આંકડાવાળી વ્યક્તિ જેત અયોગ્ય સ્થાન મૂકાઈ હોય તો તે શાંત અને મધુર જીવન ગાળવાને બદલે અશાંત અને ઉપાધિમય જીવન જીવે છે. તે પુરુષ કે સ્ત્રી, જેના સંબંધમાં તે આવે છે તેને પોતાના જ વિચાર પ્રમાણે વર્તવાની ફરજ પાડે છે, એવી વ્યક્તિ દરેકની રીતભાત, ભાષા, વિચાર ને વર્તનની ઝાટકણી કાઢે છે, તેના આચાર ઉપર ટીકા કરે છે અને તેના હૃદયને આઘાત પહોંચાડે છે.

કોઈપણ મહિનાની (૭)મી, ૧૦મી, અને ૨૫મી તારીખે જન્મેલો પુરુષ કે સ્ત્રી ૭ના આંકડાના આ હોલના ને ગુણવર્મો લઈને જ અવતરે છે. તેથી તે પુરુષ કે સ્ત્રીએ એ આંદોલનો ને ગુણધર્મને અનુરૂપ જીવન જીવવું જોઈએ. તેના શુભ કાર્યની શરૂઆત તે જ તારીખે કે સામવારને દિવસે કરવી જોઈએ, તેમ કરવાથી તેના જીવનમાં શક્તિ અને સામર્થ્યનો સંચાર થશે.

## પ્રકરણ ૨૩ મું

## ૮ ના આંકડાનાં આંદોલનો ને ગુણધર્મો

૮ના આંકડાની સંજ્ઞા શનિ દેવ છે. શનિ દેવ લાભદેવના કહેવાય છે.



આકૃતિ ૮

શનિ :

(૧) ધન ને સત્તા
(૨) માન ને કીર્તિ
(૩) પરાક્રમને ને પુરુષાર્થ
(૪) જોરજુલમ ને ક્રૂરતા
(૫) કાર્યને સિદ્ધિ સાધકતા

શનિ દેવ રીઝે તો રાજ્ય અપાવે છે ને ખીજે તો ખદાન-મેદાન કરી નાંખે છે.

૮ એ ધન, સત્તા, માન ને કીર્તિનું આંદોલન છે. એ આંદોલનથી લક્ષ્મીપ્રિયતા, સત્તાનો શોખ, મનની તીવ્રતા અને કીર્તિની ભાવના જાગ્રત થાય છે.

૮ ના આંકડાવાળાં સ્ત્રીપુરુષો ધન, સત્તા, માન ને કીર્તિનાં અતિ લોભી હોય છે અને તે મેળવવા તે ભરણિયા પ્રયાસ કરે છે. તેમના કામમાં આડે આવનાર દરેકને તે હઠાવીને અને પ્રસંગ આવ્યે તેમની ઉપરવટ થઈને પણ તેમની મનોકામના પૂર્ણ કરવાને તે આગળ ને

આગળ ધસ્યે જ જાય છે. તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હોય છે. ગમે તે પ્રયાસે અને ગમે તે ભોગે હાથમાં લીધેલું કામ પૂરું કર્યા સિવાય મૂકતા જ નથી. તે કોઈની દખલગીરી સહન કરી શકતાં નથી. આને અંગે તેમને ઘણા છૂપા દુશ્મનો હોય છે.

૮ ના આંકડાવાળા સ્ત્રીપુરુષોના સ્વભાવ બે પ્રકારના હોય છે: એક–સ્વભાવથી ધન અને સત્તા મેળવવામાં જ રચ્યાપચ્યા રહે છે અને અનેક પ્રકારના કાવાદાવા કરી બળવો અને બંડ જગાવ્યા જ કરે છે; બીજા સ્વભાવથી તત્ત્વજ્ઞાની બની, ધાર્મિક વૃત્તિ ધારણ કરી, હાથમાં લીધેલ કાર્યની સિદ્ધિને માટે આકાશપાતાળ એક કરવાના પ્રયત્ન કર્યે જ જાય છે. તેઓ કંટાળી પ્રકૃતિના ને લાગણી વિનાના માલૂમ પડે છે; પરંતુ તેઓ તેવા હોતા નથી. જેમને તે ચાહે છે તેમને માટે તે કર્તવ્ય કરવા તત્પર હોય છે. તેમના આવા બેવડા સ્વભાવને અંગે દુનિયા તેમનામાં વિશ્વાસ મૂકતી નથી. તમને માટે નજરમાં આવે તે બોલે છે.

૮ ના આંકની વ્યક્તિ જો અસ્થાને મૂકાઈ હોય તો તે ભિન્ન સ્ત શક્તિનો ઉપયોગ કરવાથી નિષ્ફળ નીવડે છે અને પરાજય પામે છે. તેના તાબાના ને હાથ નીચેના માણસો ઉપર તે ત્રાસ ને ત્રેર–જુલમ વરસાવે છે. પોતાની સત્તા સ્થાપવા ખાતર તે અનેકોને કનડગત કરે છે. તે એક જ મુદ્દા ઉપર કામ કરે છે–'ને હું ખુશી ન થાઉં તો કોઈને ય ખુશી થવા ન દઉં' ત્રાસ એટલો બધો અસહ્ય થઈ પડે છે કે આંખે ડમડમાં આવી જાય, ને તમ્મર ચડે છે. આ બાબતમાં રોમના જુલ્મી બાદશાહ નીરોનું જીવન મનન કરવા યોગ્ય છે.

કોઈ પણ મહિનાની ૮મી, ૧૭મી કે ૨૬મી તારીખે જન્મેલા પુરુષ કે સ્ત્રી એ આંકડાના આ હાલનો ને ગુણધર્મને અનુરૂપ જીવન જીવવું જોઈએ. તેના શુભ કાર્યની શરૂઆત તે જ તારીખે કે શનિવારને દિવસે કરવી જોઈએ. કહેવત છે કે, શનિવારે રાજા ગાદીએ બેસે. તેમ કરવાથી તેના જીવનમાં નૂતન પ્રેરણા, નૂતન બળ ને નૂતન કર્તવ્યશક્તિનો સંચાર થશે.





મંગળ

(૧) દૃઢ ઈશ્વરભક્તિ, નિરાગતા,

(૨) કલ્પના ને ભાવના.

(૩) કળા ને સાહિત્ય.

(૪) ધન અને કીર્તિ.

(૫) પરાક્રમ ને ઉદ્યમ.

આકૃતિ ૯

૯ ના આંકડાની વ્યક્તિ જો અયોગ્ય સ્થાને મૂકાઈ હોય તો તે ભયંકર પરિણામ નીપજાવે છે. તે કળા, સાહિત્ય ને કૌશલ્યનો ઉપભોગ પોતાના ખપ ને સ્વાર્થ માટે જ કરે છે. આવી વ્યક્તિ સત્યને ઠેકાણે અસત્ય, ખરાને ઠેકાણે ખોટું, ભલાને બદલે બૂરું અને હિતને બદલે અહિત કરે છે. આવી વ્યક્તિઓ વિશ્વાસઘાત કરે છે ને સુખી સંસારમાં આગ લગાડે છે. તે મિત્રદ્રોહી, કપટી ને સ્વાર્થ સાધવામાં સંપૂર્ણ પ્રપંચી નીવડી મિત્રોને ગરદન મારે છે, સગાંવહાલાંને નુકસાનમાં ઉતારે છે.

કોઈપણ મહિનાની ૯ મી, ૧૮ મી અને ૨૭ મી તારીખે જન્મેલી પુરુષ કે સ્ત્રી ૯ ના આંકડાના આ દોલનો ને ગુણધર્મો લઈને જ અવતરે છે. તેથી તે પુરુષ કે સ્ત્રીએ આ દોલનો ને ગુણધર્મોને અનુરૂપ જીવન ઘડવું જોઈએ. તેના શુભ કાર્યની શરૂઆત તે જ તારીખો કે મંગળવારને નિયમ કરવી જોઈએ





આકૃતિ ૧૦

## પ્રકરણ ૨૨ મું

### ૨૨ ના આંકડાનાં આંદોલનો ને ગુણધર્મો

૨૨ નો આંક એ દૈવી ઐશ્વર્યનો આંક છે. એ આંક ઈશ્વરના અગાધ ઐશ્વર્ય ને શક્તિની ધૂન જાગ્રત કરે છે.

૨૨ એ અગાધ ઐશ્વર્ય ને દૈવી સંપત્તિનું આંદોલન છે. એ આંદોલનથી ઈશ્વર પ્રત્યે અપાર પ્રેમ ને વફાદારી જાગ્રત થાય છે—જેને આજે માનવી ધર્માંધ ગણે છે.

૨૨ ના આંકડાવાળા સ્ત્રી પુરુષો અતિ ધર્માંધ હોય છે. ધર્મની રક્ષા કરવા માટે છેલ્લી કોટિ સુધી જાય છે અને કાયાની કુરબાની કરવાનો વખત આવ્યે પોતાની કુરબાની કરી પણ બતાવે છે. આત્મ-સમર્પણ ને પ્રાણનું બલિદાન દેવાની શક્તિ તેમનામાં અજબ હોય છે. તેઓ કોઈનાથી ડરતા નથી. મોતને તો તેઓ હાથમાં લઈને ફરે છે. તેઓ મહાપરાક્રમી જીવન જીવી ઐશ્વર્યયુક્ત કર્તવ્યો કરવાના પંથે ચડી જાય છે. તેમને પરલોકના આગમનિગમના અલૌકિક રહસ્યનો

# પ્રકરણ ૧૭ મું
## બેવડા આંકડાનું સામર્થ્ય

**मनस्वी कार्यार्थी न गणयति दुःखम् न च सुखम् ।**

કાર્યથી સિદ્ધિને ઇચ્છનારો પુરુષ સુખ કે દુઃખની કાંઇ પણ પરવા કરતો નથી.

બેવડા આંકડાનું આધ્યાત્મિક સામર્થ્ય મનુષ્યના ભાવિને ઘડે છે. ૧૦ થી ૫૨ સુધીના બેવડા આંકડા આધ્યાત્મિક છે. તે મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ દ્વારા સાંસારિક ઉન્નતિ કરે છે. આધ્યાત્મિક બળને આધારે જ સાંસારિક બળ ટકી શકે છે. ખીલાના આધારે જ વાછરડું કૂદે છે.

મનુષ્યના નામ ઉપરથી ઉપસ્થિત થતા બેવડા આંકડાની શક્તિ તેની શારીરિક શક્તિને સબળ કરી તેને ઉન્નતિને શિખરે લઈ જાય છે. આ આંકડા, સંજ્ઞાદ્વારા, તેના આધ્યાત્મિક બળને જાગ્રત કરે છે અને સંજ્ઞા એ કુદરતી ભાષા છે.

બેવડા આંકડાનું ગુપ્ત તત્ત્વજ્ઞાન જીવનવિગ્રહમાં તરફડિયા મારતા દરેક પુરુષ કે સ્ત્રીને અતિ ઉપયોગી છે. માનવસમાજનાં અનેક માનવીઓ દુઃખના દાવાનળમાં દટાઈ ગયા છે, બેકારીનાં સકંજામાં ફસાઈ ગયાં છે, જુલમ ને ત્રાસથી હેરાન પરેશાન થઈ ગયાં છે. આવા દુઃખી માનવોને બેવડા આંકડા આંધળાની લાકડીની ગરજ સારે છે. બેવડા આંકડાના સામર્થ્ય વડે તેઓ દુઃખમાં ય હિંમત રાખી શકે છે ને સંકટમાં ય શ્રદ્ધાથી આગળ ને આગળ કાર્યસિદ્ધિ કરવા ધાયે જાય છે.

બેવડા આંકડા મનુષ્યના જન્મમુહૂર્તનું નિરૂપણ કરી ભાવિએ તેમને માટે નિર્માણ કરેલા ઉજ્જવળ પથ દર્શાવે છે. એ આંકડા તેના આધ્યાત્મિક અધિભૌતિક અને આધિદૈવીક તાપનું નિવારણ કરી તેને સુખી અને સંતોષી બનાવે છે. એ મનુષ્યને માયાના બંધનમાંથી મુક્ત કરી તેને બ્રહ્મજ્ઞાની બનાવે છે, એ એને સંજ્ઞામાં તેના ભાવિનુ અગાઉ બતાવે છે.

૧૩ નો આંકડો સત્તા ને જુલમનું સૂચન કરે છે. આગામી અગમ ભાવિનું એ સૂચન કરે છે. કેટલાક વિદ્વાનો એને અપશુકનીઆળ આંકડો ગણે છે, જ્યારે કેટલાક એને સત્તાવાહક આંકડો ગણે છે. ભાવિની ગણતરીમાં એ આંકડાથી ચેતતા રહેવાની ખાસ જરૂર છે. આ આંકડો જગા, રહેઠાણ, ગામ કે ધંધાની ફેરબદલીનું સૂચન કરે છે. એ ઉન્નતિ અને નાશ બન્નેનું સૂચન કરે છે. જો સત્તાનો દુરુપયોગ કરવામાં આવે તો તે પોતાની જાતનો જ નાશ કરે છે. એવો ગંભીર અર્થ એમાં છૂપાયેલો છે.

૧૪ ના આંકડાની સંજ્ઞા, ગતિ, લોકસમૂહ અને વસ્તુઓનો સંબંધ છે. આ આંકડો શુભ અને અશુભ બન્નેનું સૂચન કરે છે. અગમચેતીથી પૈસા અને ધન, સટ્ટા અને શરત સાથેનો વ્યવહાર કરવામાં આવે તો તે શુભ છે, બીજા મનુષ્યોની સાથે તકરાર અને કલહના પ્રસંગોમાં તેમજ પૃથ્વી, જળ, તેજ, આકાશ અને વાયુ એ પંચતત્ત્વની બાબતમાં અશુભ છે.

૧૫ ના આંકડાની સંજ્ઞા શુભ જ્ઞાન, જાદુ અને નજરબંધી છે. અન્યની પાસેથી યુક્તિ-પ્રયુક્તિથી પૈસા કઢાવવામાં કે બક્ષિસ કે દાન લેવા આંકડો ભાગ્યવંત છે, ચાર કે આઠ આંકડાવાળા પુરુષ કે સ્ત્રીની બાબતમાં વશીકરણનું કામ કરે છે અને તેમને સારા ફાયદો કરી આપે છે. નાટ્ય કલાકાર, સંગીતશાસ્ત્રી, વક્તા કે નાટકકારને લાભ અપાવે છે.

૧૬ ના આંકડાની સંજ્ઞા વીજળીથી તૂટી પડતા ટાવર, બુરજ કે મિનારાની છે. વીજળીથી તૂટી પડતા ટાવર, બુરજ કે મિનારામાંથી માથા ઉપર મુગટ મૂકેલા એક મનુષ્ય ટાવરની સાથે જ નીચે તૂટી પડે છે. આ અતિ અપશુકનિયાળ આંકડો છે. મનુષ્યની તૂટી પડતી મુરાદો, બરબાદ થનારી જિંદગી અને ભાંગી જતી આશાની ઈમારતના સૂચન કરે છે. ભાવિના પ્રસંગ વખતે આ આંકડાથી ખાસ સાવધ થવું જરૂરી છે.

૧૭ આંકડાની સંજ્ઞા 'શુક્રનો અગ્નિવાળો તારો છે.' આ સંજ્ઞા

શાંતિ અને પ્રેમનું સૂચન કરે છે. આ આંકડાવાળો પુરુષ જીવનના દુઃખ અને ચારિત્ર્યની કસોટીમાંથી પાર ઊતર્યો છે, એ બાબતનું સૂચન કરે છે. આ આંકડો અમરત્વનું સૂચન કરે છે. આ મનુષ્યનું નામ અને કીર્તિ તેના મરણ પછી અમર થશે, એવું એમાં સૂચન છે. ચાર અને આઠના એકવડા આંકડા સાથે આ આંકડાનો સંબંધ જો ન હોય તો ભાવિની બાબતમાં આ અતિ ઉત્તમમાં ઉત્તમ આંકડો છે.

૧૮ ના આંકડાની સંજ્ઞા કિરણે કિરણે લોહી વરસાવતો ચંદ્ર છે. એક વરુ અને એક કૂતરો કિરણમાંથી પડતાં લોહીનાં ટીપાં ચાટી જાય છે. આ બન્નેનો સાથ કરવા એક કરચલો વેગથી દોડતો આવે છે. આધ્યાત્મિક બળનો નાશ કરતાં પાશવિક બળનું આ સૂચન છે. આ આંકડાવાળા પુરુષને કુટુંબીઓ સાથે, સગાંવહાલાં સાથે સમાજના માણસો સાથે ભયંકર યુદ્ધમાં ઊતરવું પડે છે અને હતાશ તેમજ નિષ્ફળ થવું પડે છે. આ આંકડાવાળા મનુષ્યને અન્ય લોકો દગો કરે છે, વિશ્વાસઘાત કરે છે અને છેતરપીંડી કરી તેનું ધન લૂંટી લે છે. આવા મનુષ્યને તોફાન, જળ અને અગ્નિથી ઊપજતા ભય પણ રહે છે. તકરાર કરવાથી પૈસા અને સત્તાનું સૂચન કેટલાક વખત આ આંકડો આપે છે, પણ અશુભ થવાનો યોગ હોય છે. માટે એ આંકડાથી સાવચેતી રાખવી આવશ્યક છે.

આ આંકડાનું સંબોધન કેવળ આધ્યાત્મિક ભાવનાની જાગૃતિને માટે જ નિર્માણ થયેલું છે. એ સંબોધનથી મનુષ્યના ઉરમાં નૂતન પ્રેરણા, નૂતન ઊર્મિ, નૂતન ભાવ, નૂતન ચેતન નવા નવા મનોરથો અને કાર્યસિદ્ધિ માટે નવી નવી યુક્તિ-પ્રયુક્તિઓ જાગ્રત થાય છે. ઈશ્વરસ્મરણમાં આ અંક એક ધ્યાન અપાવે છે.

૨૧ ના આંકડાની સંજ્ઞા 'વિશ્વ' છે. આ આંકડો પ્રગતિ, સન્માન ચડતી, જીવનની ઉન્નતિ ને સમૃદ્ધિ સૂચવે છે. આ આંકડાવાળો મનુષ્ય દુઃખની કસોમાંથી પાર પડી વિજય મેળવે છે. ભાવિના સંબંધમાં આ આંકડો અનુકૂળ છે. કેટલાક વિદ્વાનો તેને 'કાંટાવાળો રાજમુગટ' કે 'કાંટાળો તાજ' કહે છે. કાટાવાળો રાજમુગટ પહેરનાર રાજાએ પ્રજાને માટે દુઃખ તો વેઠવા પડે છે; પરંતુ સાથે સાથે પ્રજાનો પ્રેમ ને પ્રજાના બહુમાન પણ તે પામી શકે છે, ભાવિના સંબંધમાં આ આંકડો સારો છે.

૨૨ ના આંકડાની સંજ્ઞા 'ભલો માણસ પીઠ ઉપર ભયંકર ભૂલોના ભારનો કોથળો ઉપાડીને જાય છે' આ ભલો માણસ બીજા લોકોની મૂર્ખાઈ-ખંધાઈને પ્રપંચનો ભોગ થઈ પડ્યો છે. એક વિકરાળ વાઘ તેના પર હુમલો કરે છે, છતાં તે પોતાનો બચાવ કરતો નથી. મોહમાં ને મોહમાં, આશામાં ને આશામાં તે મૂર્ખાઈથી બીજાની પાછળ તણાઈ જાય છે. પોતાના અંગત સ્વાર્થ ખાતર બીજા તેને હથિયાર બનાવે છે, તેનું તેને ભાન હોતું નથી. તે મોહમાં ને મોહમાં તે શેખચલ્લીનાં સ્વપ્નાં સેવ્યા જ કરે છે, જ્યારે તે સંકટ કે ભયથી ઘેરાય છે ત્યારે જ જાગ્રત થાય છે. આ આંકડો ખોટા વિશ્વાસનો છે. પારકાના વચન ઉપર વિશ્વાસ રાખવાથી બૂરું પરિણામ આવે છે. ભાવિની બાબતમાં જ્યારે આ આંકડો આવે ત્યારે બહુ જ સાવચેતીથી કામ કરવું જરૂરી છે,

૨૩ આંકડાની સંજ્ઞા 'સિંહનો રાજ્યશીય તારો' છે. એનો ભાવાર્થ 'વિજયની આગાહી, સત્તાવાળા ઉપરી અમલદારની કૃપા' થાય

પોતાના મળધાઓમાં આ આંકડાવાળો મનુષ્ય પોતાની વિચારશક્તિ અને તીવ્રબુદ્ધિનો પ્રભાવ પાડી શકે છે. કારણ ધનોપાર્જન અને દુનિયાદારીના વ્યવહારમાં જ આ મનુષ્ય રચ્યોપચ્યો રહે છે, ભાવિના સબંધમાં આ આંકડો મધ્યમ છે.

૩૧ નો આંકડો ૩૦ના આંકડાના જેટલુ જ ફળ આપે છે. પણ તફાવત માત્ર એટલો જ છે કે ૩૦ના આંકડાવાળા મનુષ્ય પોતાના મિત્રો, સંબધીઓ અને સ્નેહીના સબંધમાં રહી પોતાની ઉન્નતિ સાધે છે ત્યારે આ આંકડાવાળો મનુષ્ય તેમનાથી દૂર અને અતડો રહી પોતાની ઉન્નતિ સાધવા પ્રયાસ કરે છે. ભાવિના સબંધમાં આ આકડો મધ્યમ છે. બુદ્ધિનો પ્રભાવ તો આમા પણ છે, પણ અતડો રહીને તે અજમાવે છે.

૩૨ ના આકડાની જાદુઈ અસર ૫ ના, ૧૪ ના, અને ૨૩ ના આકડા જેવી જ છે. સામાન્ય રીતે તે લોકસમૂહ કે પ્રજાકીય સંગઠનના સબંધમા આવે છે. જો આ આકડાવાળો મનુષ્ય પોતાના જ દૃઢ નિશ્ચય અને પોતાના જ અભિપ્રાયને વળગી રહે તો તે ઘણો ભાગ્યવંત આકડો છે, પણ જો તે બીજાની બુદ્ધિ અને અભિપ્રાય પ્રમાણે વર્તવા જાય તો તે જરૂર ખત્તા ખાય, અને બરબાદ થાય.

૩૩ ના આકડાની અસર, ૬ ના, ૧૫ ના અને ૨૪ના આકડા જેવી છે.

૩૪ ના આકડાનો પ્રભાવ ૨૫ ના આકડા જેવો છે.

૩૫ ના આકડાનો પ્રભાવ ૨૬ ના આકડા જેવો છે.

૩૬ ના આકડાનો પ્રભાવ ૨૭ ના આકડા જેવો છે.

૩૭ ના આકડાનો પ્રભાવ ખાસ આવશ્યક અને અગત્ય છે.

આ આકડાવાળો મનુષ્ય ઘણા સારા અને ભાગ્યવાન મિત્રો મેળવી શકે છે. સ્ત્રી-જાતિની ઉપર તો તે જાદુની અને વશીકરણની અસર કરી શકે છે અને તેના તરફથી પ્રેમ અને પૈસા બન્ને મેળવી શકે છે. ગમે તે પ્રકારની ભાગીદારી માટે આ આંકડો ઘણો જ સારો છે. ભાવિના સબંધમા આ આકડો સારો છે.

## પ્રકરણ ૧૯ મું

## સાહિત્યકારોનું પૃથક્કરણ

લેખકો અને સાહિત્યકારોમાં અન્ય મનુષ્યો કરતાં વિશેષ ગુણોની આવશ્યકતા છે. તેમણે વિજયી અને પરાજિત થયેલાં સ્ત્રી-પુરુષોનાં ચારિત્ર્ય અને જીવન જાણવાની ખાસ આવશ્યકતા છે. દરેક વ્યક્તિના ચારિત્ર્ય અને ગુપ્ત ભેદ તેમને હાથના દર્પણ જેવા હોવાં જોઈએ. પ્રખર કળાવાન સાહિત્યકારોમાં પણ અત્યંત ધીરજ, અવિરત ખંત અને અથાગ શક્તિ હોવા જોઈએ. તદુપરાંત વિચારગર્જન, વિચાર-સ્વાતંત્ર્ય અને પ્રકૃતિસ્વાતંત્ર્ય પણ તેમનામાં હોવા જોઈએ. આ સદ્‌ગુણો સિવાય ઉત્તમ પ્રકારનું સાહિત્યલેખન થતું નથી. કલ્પના અને ચૈતન્યના પ્રાદુર્ભાવ, ઉત્તમ સાહિત્યનો આત્મા અને પરમાત્મા છે.

ઘણું કરીને ૫ નો આંકડો મહાન લેખકોના જીવન ઉપર અતિ મહત્ત્વની અસર કરે છે. એ આંકડો એમનામાં અંતર્જ્ઞાન અને પ્રેરણા રડે છે. અંતર્જ્ઞાન અને પ્રેરણાના જોરે અજ્ઞાત પ્રકૃતિના થઈ જાય છે; પરંતુ એ અજ્ઞાત પ્રકૃતિ દ્વારા જ તેઓ દુનિયાના દુઃખ ને સંકટ સ્પષ્ટ રીતે જોઈ શકે છે. એ દુઃખ અને સંકટથી તેમના હૃદયને આઘાત લાગે છે. અને એથી જ સાહિત્યનો નિર્મળ સ્રોત વહેવા લાગે છે અને તેને અંગે તેમને પર્યટનોનો ઘણો શોખ જાગ્રત થાય છે. કુદરતના સાન્નિધ્યથી જ તેમના અશાંત મનને શાંતિ મળે છે. દુનિયાના મહાન લેખકો ઘણુંખરું ૫ મી, ૧૪ મી અને ૨૩ મી તારીખે જ જન્મ્યા છે.

૫ ના આંકડાનો સમભાવ દાખવતો એકાકી ૭ નો આંકડો પણ તેમના નામમાં જોવામાં આવે છે. જે લેખકો અને સાહિત્યકારોએ પુષ્કળ ધનપ્રાપ્તિ અને સંપત્તિ એકઠી કરી હોય છે તેમના જીવનમાં ૬ અને ૮ નો આંકડો જોવામાં આવે છે. તેમના નામમાં ૧૧ અને ૨૨ નો આંકડો હોય તો તેમને મોટાઈ પ્રાપ્ત કરવા લાંબા વખત સુધી રાહ જોવી પડતી નથી. ઘણુંખરું લેખકો, કવિઓના જીવનમાં અંતર્જ્ઞાન આંતર્ પ્રેરણા દર્શાવનાર એકી આંકડાનું જ પ્રભુત્વ વિશેષ હોય છે.

## પ્રકરણ ૨૭ મું

## ગૃહજીવનનું પૃથક્કરણ

ગૃહજીવન એ માનવજાતીનું મધ્યબિંદુ છે. કૌટુંબિક, સામાજિક અને પ્રજાકીય જીવનનો પ્રારંભ ગૃહજીવનથી થાય છે. બાળઉછેર, પ્રજાકીય સુધારા, નાગરિક પ્રગતિ, સમાજસેવા અને સ્વદેશપ્રેમ એ સઘળાંનો સમાવેશ ગૃહજીવનમાં આવી જાય છે. ગૃહજીવનની ઉત્તમ વ્યક્તિઓમાં, વિચારમાં, આદર્શમાં અને કર્તવ્યમાં પ્રમાણિકતા હોવી જોઈએ. પ્રમાણિકતા એ ગૃહજીવનનો પ્રાણ છે. ગૃહજીવનની સફળતા પામવા માટે મનુષ્યે શંકા અને વહેમથી પર થવું જોઈએ, અને એકબીજાની શુભનિષ્ઠા ઉપર વિશ્વાસ અને શ્રદ્ધાના બળ સિવાય ગૃહજીવન, સામાજિકજીવન કે પ્રજાકીયજીવન બની શકતું નથી. પરસ્પરમાં વિશ્વાસ અને શ્રદ્ધા એ ગૃહજીવનના પાયા છે. ગૃહજીવનનો અન્ય અગત્યનો સિદ્ધાંત કૌશલ્ય અને ચાલાકી છે. કૌશલ્ય અને ચાલાકી સિવાય ગમે તેવા શુભ હેતુઓ હોય તો પણ લોકો તેમનો અવળો અર્થ લે છે. અને તેથી લાભ થવાને બદલે હાનિ વિશેષ થાય છે. ચાલાક પુરુષ અન્યની દુર્બળતા અને દુર્ગુણ જાણે છે, તે દુર્બળતા અને દુર્ગુણ દૂર કરાવવાને તે સુંદર અને મધુર પ્રયાસ કરે છે અને તેમાં પોતે મદદ કરે છે; પણ તે કદી અન્યની દુર્બળતાનો લાભ ઉઠાવતો નથી. આપત્તિના સમયે હિંમતનો સદ્ગુણ પણ આવશ્યક છે. તમામ ધંધા અને કાર્યના અગ્રેસરોએ આ ગુણ સારી રીતે કેળવ્યો હોય છે, અને એ ગુણ વડે જ તેમણે દુનિયાને મહાન કરી છે.

૯ નો આંકડો એ ગૃહજીવનનો વ્યાપમાં સારો આંકડો છે. એ આંકડો હેતુની નીતતા અને બળ આપે છે, આપત્તિના સમયમાં દૃઢતાથી અને આનંદથી કાર્ય કરવાની શક્તિ આપે છે.



## પ્રકરણ ૨૨ મું

## વૈજ્ઞાનિક પદ્ધતિનું પૃથક્કરણ

વૈજ્ઞાનિક થવા ઈચ્છનારમાં કળાકારની કલ્પના અને સિપાઈનો અવિરત પરિશ્રમ તેમ જ ખંત હોવા જોઈએ. તેનામાં વિચારનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જોઈએ. વિરુદ્ધ લોકમતની સામે કાર્ય કરવાની પ્રબળ ધગશ અને હિંમત હોવાં જોઈએ. એ કદી બની શકે જ નહિ. 'એ અશક્ય છે.' આવાં આવાં વચનો ઠંડે પેટે સાંભળવા તેણે રાતદિન તત્પર રહેવું જોઈએ. જ્યારે આસપાસનું વાતાવરણ આટલું બધું નિરુત્સાહી અને નિરાશાજનક હોય ત્યારે કેવળ પ્રબળ હિમ્મત અને ખંત ધરાવનાર પુરુષ જ આગળ ધપી શકે. અનેક નિષ્ફળતામાંથી પણ સફળતા મેળવવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. વસ્તુના ધ્યેય પ્રતિ અવિરત ધ્યાન અને એકાગ્રતા તેનામાં ઓતપ્રોત થયેલાં હોવાં જોઈએ. સૌથી વિશેષ તો હેતુ અને કાર્યની એકાગ્રતા હોવાં જોઈએ અને કાર્યસિદ્ધિ માટે સર્વ સમર્પણ કરવાની તેનામાં ભાવના હોવી જોઈએ 'કરેંગે યા મરેંગે' એ સિદ્ધાંત તેના જીવનનું સૂત્ર હોવું જોઈએ.

આટલા બધા સદ્ગુણ એકસામટા હોય તો જ વૈજ્ઞાનિક આલમને તેની અજબ શોધોથી મહાત કરી શકે, આલમના મહાન વૈજ્ઞાનિકોમાં આ સદ્ગુણો ભાગ્યશાળી ભરેલા હતા તેથી જ તેઓ વિશ્વને પોતાને વશ કરી શક્યા હતા.

૮ નો આંકડો વૈજ્ઞાનિક પ્રકૃતિવાળામાં મહત્તા, સત્તા અને વિજયના આંદોલનો ઉત્પન્ન કરે છે. ૯ નો આંકડો તેમનામાં જ્ઞાન, અંતર્જ્ઞાન અને અંતઃપ્રેરણા ઉત્પન્ન કરે છે. ૧ નો આંકડો તેનામાં ધીરજ અને હિંમત પેદા કરે છે. આ ત્રણ આંકડા વૈજ્ઞાનિક પ્રકૃતિ-વાળાને વધારે અનુકૂળ છે.

## પ્રકરણ ૨૩ મું
## નાટ્યપ્રકૃતિનું પૃથક્કરણ

કલ્પના. આત્માનો પ્રભાવ અને વ્યક્તિત્વની પ્રભા એ બન્ને સદ્‌ગુણો રંગભૂમિના કે ચિત્રપટના નટ થવાની ઈચ્છા ધરાવનાર યુવક કે યુવતીમાં જરૂરી છે. આ ઉપરાંત તમામ પ્રકારનાં રંગતિગોમાં તમામ પાત્રોનું આંતર્દર્શન તેમનામાં ઓતપ્રોત હોવું જોઈએ; નહિ તો શ્રોતાવર્ગ ઉપર ધારી જાદુઈ અસર થશે નહિ. અને નીચા વિનોદ તો જે પાત્રનો એ પાઠ ભજવનાર હોય તે પાત્રના ભાવ અને લાગણી તેની રગેરગમાં ઊતરી ગયેલાં હોવા જોઈએ. પાત્રના ભાવ, લાગણી અને તે પ્રમાણેનો અભિનય શ્રોતાવર્ગને મંત્રમુગ્ધ કર્યા સિવાય રહેતા નથી. લેખકના શબ્દોમાં પ્રાણ પૂરવાની તનામાં શક્તિ હોવી જોઈએ. આ પ્રાણપ્રેરક શક્તિ માનવસમાજમાં પ્રાણ પૂર્યા સિવાય રહેતી નથી. ધબકતાં હૈયાં જ અન્યના હૈયાંને ધબકાવે છે, ઊગતી મૂર્તિ જ અન્યને ઉગાવે છે, આનંદ અને કલ્લોલ કરતું હાસ્ય અન્યમાં આનંદ અને કલ્લોલ ઉત્પન્ન કરે છે અને વીરતાથી પ્રજ્વલી ધગતી અન્યમાં વીરતા પેદા કરે છે. આ સદ્‌ગુણો અમલમાં મૂકવા માટે 'નટ'ને પોતાનામાં સંપૂર્ણ આત્મવિશ્વાસ હોવો જોઈએ. દુનિયાના ઘણાં અજવાળીભરેલા કાર્યો આત્મવિશ્વાસ અને પ્રબળ શ્રદ્ધાથી થયેલા છે. તેનામાં વ્યક્તિત્વની અજબ પ્રભા હોવી જોઈએ. એ પ્રભાથી શ્રોતાવર્ગ આકર્ષાય છે. જે નટ થોડી પળમાં પોતાના પ્રેક્ષકવર્ગને આકર્ષતા નથી તે નટ તેના ધંધામાં નિષ્ફળ નીવડે છે.

૯ નો આંકડો નાટ્યકૃતિને માટે ઉત્તમોત્તમ છે, એ આંકડો 'નટ'ની પ્રકૃતિમાં કળાની પ્રભુતા પૂરે છે. ૧૧ અને ૨૨ ના આંકડા પણ સમયાનુસાર સારો પ્રભાવ પાડે છે. ૬ નો આંકડો સામાજિક અસર ઉત્પન્ન કરવા માટે સારો છે.



૪. જન્મતારીખનો આંકડો, જન્મના મહિનાનો આંકડો, અને જન્મના વર્ષનો આંકડો, એકડા કરી તેમનો સરવાળો કરી એકાંકી આંકડો કાઢવો.

૨૩મી ડિસેમ્બર ૧૮૯૯ને દિવસે જન્મેલો મનુષ્યના આંકડાનો એકત્ર સરવાળો આ મુજબ થાય છે. ૫+૩+૯= ૭, ૧૭ નો એકી આંકડો એ માણસનુ સામાન્ય ભાવિ ઘડે છે. ૮ ના આંકડાનો સ્વામી શનિ છે. શનિ એ માણસનું સામાન્ય ભાવિ ઘડે છે.

આ મનુષ્યના ભાવિમા ચાર ગ્રહનું સ્વામીત્વ છે : (૧) બુધનુ, (૨) ગુરુનુ, (૩) મંગળનુ અને (૪) શનિનું. શનિ એનુ સામાન્ય ભાવિ ઘડે છે, માટે એનુ આધિપત્ય સૌથી વિશેષ છે. એવી બીજા નંબરનુ આધિપત્ય બુધનું છે; કારણ કે તે એના આત્મામા બળ પ્રેરે છે, અને આત્મબળ સિવાય આગળ વધી શકાતુ નથી.

૫. બની શકે તો એ મનુષ્ય એનુ નામ પણ એના સામાન્ય ભાવિસૂચક આંકડાને અનુરૂપ રાખવુ, નામ કેવી રીત અનુરૂપ કરવુ તે આગળ દર્શાવવામા આવ્યુ છે.

૬. જે વસ્તુનો ધંધાનો વેપાર કરવાનો હોય તેનો સામાન્ય આંકડો ગણવો. દાખલા તરીકે શેરના સેર ૯૮૮ના ભાવના હોય તો રાખવા; કેમ કે એમનો એકત્ર સરવાળો ૨૭ થાય છે અને તેનો એકાંકી આંકડો ૯ છે, અને ૯ નો આંકડો એ મનુષ્યનુ ભાવિ ઘડે છે. ૯૯૯ના ભાવમા વધારે થાય ત્યારે જ એ સેર વેચી દેવા, એ પ્રમાણે ગમે તે ધંધાની વસ્તુના સરવાળા ૯ થાય તે વસ્તુના જ વેપાર કરવો. તેણે વેપાર બુધવારને દિવસ જ કરવો, કારણ કે એ સિવાય અન્ય દિવસો તેને માટે અનુકૂળ નથી.

૭. થોડા ઘણા પણ નફા મળે તો ગમે તે દિવસ સેર વેચી દેવા, પણ બહુ નફાની આશા રાખી બેસી રહેવુ નહિ. ઘણી વખત એવું બને છે કે બહુ નફાની આશા રાખી બેસી રહેનારનો બેવો નફો ગુઈ જાય છે, અને તેને નિરાશ થવું પડે છે.



૧૦. પોતાના સામાન્ય ભાવિના એકાંકી આંકડા પ્રમાણે ઘોડાના નામનો એકાંકી આંકડા આવે તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૧. પોતાની જન્મતારીખના એકાંકી આંકડા પ્રમાણેનો જોકીનો નંબર કાઢી તે જોકી જે ઘોડા ઉપર બેસવાનો હોય તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૨. પોતાના સામાન્ય ભાવિના એકાંકી આકડા પ્રમાણે જોકીના નામનો એકાંકી આંકડો કાઢી ને જોકી જે ઘોડા ઉપર બેસવાનો હોય તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૩. પોતાના જન્મ તારીખના એકાકી આંકડાનો અને પ્લેટના એકાંકી આંકડાનો સરવાળો કાઢી તેનો એકાકી આંકડો કાઢી તે આંકડા પ્રમાણેનો ઘોડો 'વિન' કે પ્લેસ માટે રમવો.

૧૪. શરતના દિવસનો આંકડો, ઘોડાના છેલ્લા નંબરનો આંકડો, ઘોડાના પહેલા અક્ષરોના આંકડાનો સામાન્ય સરવાળો કરી તેનો કાઢેલો એકાકી આકડો, અને પ્લેટના નામના અક્ષરનો એકાકી આકડો–એ તમામ આકડાનો સરવાળો કરી. એનો એકાકી આંકડો કાઢી એ આંકડાનો ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૫. પોતાના સામાન્ય ભાવિનો આંકડો, પ્લેટના નામનો એકાકી આંકડો, શરતના દિવસનો આંકડો અને ઘોડાના છેલ્લા નંબરના આંકડાનો સરવાળો કરી, તેનો એકાકી આંકડો કાઢી, તે પ્રમાણેનો ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૬. પોતાની જન્મતારીખના એકાકી આંકડા કાઢી પ્લેટના નામનો એકાંકી આંકડો કાઢી, ઘોડાના નામના પહેલા અક્ષરનો સરવાળો કરી તેનો એકાકી આંકડો કાઢી, એ આંકડાના ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૭. ઘોડાના માલિકના નામના આંકડાનો સરવાળો તેનો એકાંકી આંકડો કાઢી, તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૦. પોતાના સામાન્ય ભાવિના એકાકી આકડા પ્રમાણે ઘોડાના નામનો એકાકી આકડા આવે તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૧. પોતાની જન્મતારીખના એકાકી આકડા પ્રમાણેનો જોકીનો નંબર કાઢી તે જોકી જે ઘોડા ઉપર બેસવાનો હોય તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

૧૨. પોતાના સામાન્ય ભાવિના એકાકી આકડા પ્રમાણે જોકીના નામનો એકાકી આકડો કાઢી ને જોકી જે ઘોડા ઉપર બેસવાનો હોય તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો

૧૩. પોતાના જન્મ તારીખના એકાકી આકડાનો અને પ્લેટના એકાકી આકડાનો સરવાળો કાઢી તેનો એકાકી આકડો કાઢી તે આકડા પ્રમાણેનો ઘોડો 'વિન' કે પ્લેસ માટે રમવો.

૧૪. રમતના દિવસનો આકડો, ઘોડાના બેજ નંબરનો આકડો, ઘોડાના પહેલા અક્ષરના આકડાનો સામાન્ય સરવાળો કરી તેના કાઢેલો એકાકી આકડો, અને પ્લેટના નામના અક્ષરનો એકાકી આકડો—એ તમામ આકડાનો સરવાળો કરી એના એકાકી આકડા કાઢી એ આકડાનો ઘોડો 'વિન' કે પ્લેસ' માટે રમવો

૧૫. પોતાના સામાન્ય ભાવિનો આકડો, પ્લેટના નામનો એકાકી આકડો, રમતના દિવસના આકડા અને ઘોડાના બેજ નંબરના આકડાનો સરવાળો કરી, તેના એકાકી આકડો કાઢી, તે પ્રમાણેના ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો

૧૬. પોતાની જન્મતારીખના એકાકી આકડા કાઢી પ્લેટના નામનો એકાકી આકડો કાઢી ઘોડાના નામના પહેલા અક્ષરનો સરવાળો કરી તેનો એકાકી આકડો કાઢી એ આકડાના ઘોડો 'વિન' કે પ્લેસ' માટે રમવો.

૧૭ ઘોડાના માલિકના નામના આકડાના સરવાળા તેનો એકાકી આકડો કાઢી, તે ઘોડો 'વિન' કે 'પ્લેસ' માટે રમવો.

**વૃષભ :** (અંગ્રેજી ટર્મ Taurus) (ચ. ર. ઉ) ગો, ઉક્ષ, તાવ્રદ, ગ્ર, ગોકુલ, દ્વિતીય–આ જાતના નામો વૃષભ રાશીનાં ગણવામાં આવ્યા છે વૃષભ રાશીનો રંગ સફેદ ગણવામાં આવ્યો છે. આ રાશીની આકૃતિ **બળદને મળતી** આવે છે. આ રાશીની જાતિ **સ્ત્રી** સમજવામાં આવી છે. વૃષભ રાશીની **સ્થિર સંજ્ઞા** છે. આ રાશીનુ આધિપત્ય **દક્ષિણ દિશામાં** છે. તેથી વૃષભ, કન્યા અને મકર રાશીમાં દક્ષિણ દિશામાં યાત્રા કરવાનુ શાસ્ત્રકારોએ ફરમાવ્યુ છે. આ રાશીને **રાત્રિને** વિષે બળવાન સમજી છે. આ વૃષભ રાશીને **ચાર પાદ** કલ્પવામાં આવ્યા છે. પૃથ્વી પર ગતિ કરનાર આ રાશી છે. આ રાશીની પ્રકૃતિ ઠંડી છે. આ રાશીમા **કાંતિ નથી. મધ્યમ પ્રજાવાળી** અને **મધ્યમ ઉદયવાળી** આ રાશી છે. આ રાશીના માલિક શુક્ર છે. આ રાશીની અસર માનવ શરીરના મોઢાના ભાગ પર થાય છે. આ રાશી **સ્ત્રી**– **સંરક્ષક** છે. આ રાશી **સ્થિર–સંજ્ઞક** સમજવી. આ રાશી દક્ષિણ દિશામા બળવાન હોય છે. એવુ સમજવામા આવ્યુ છે કે આ રાશી. પરથી સૂર્ય–ચંદ્રાદિ ગ્રહો પસાર થાય ત્યારે દક્ષિણ દિશા તરફનું ભાગમાં ફળ સમજવુ. આ રાશીના ઉત્તરાર્ધ ભાગ **ચતુષ્પાદ** જાણવો. આ રાશી **દક્ષિણ દિશામાં** અને રાત્રીને વિષે બળવાન હોય છે. આ

આ રાશીને **પૃષ્ઠોદય** સમજવી, અર્થાત કે આકાશમા ઊગતી વખતે પાછ-ળના ભાગમાંથી ઉદય પામે છે. વૃષભ રાશી **કર્ણાટક** પ્રદેશમાં વધારે વર્ચસ્વ ધરાવે છે, એટલે બહુધા ત્યાનુ સમજવુ. **ઊંચા પહાડો પર ખેતી કરવાની** જગ્યામા આ રાશીનુ સ્થાન સમજવું. આ રાશી **હ્રસ્વ–વર્ગક** સમજવી આ રાશી પાણીના આશ્રયવાળા સ્થાનમા રહેનારી હોય છે. આ રાશીને **મૂલ સંજ્ઞક** ગણવી. (ઝાડ, વનસ્પતિ, ધાન્ય, તણખલાને મૂલ સંજ્ઞક કહે છે) આ રાશી **સમ** રાશી ગણવામા આવે છે. આ રાશીનો વર્ણ **વૈશ્ય** ગણવો. આ રાશી **મધ્યરાત્રીને** વિષે આંધળી જાણવી. આ રાશી ભૂમિતત્ત્વની જાણવી

બને છે. આ રાશી **માથાના ભાગથી** ઉદય **પામનારી** ગણવી. આ રાશીનું સ્થાન **ચેરા પ્રદેશમાં** ગણવુ. આ રાશી જુગાર-ખાનુ, સ્ત્રી-પુરૂષનુ એકાંત સ્થળ, મોજશોખની વસ્તુઓમાં, બગીચો અને રમણીય જગ્યાઓમા રહે છે. આ રાશી **સરખી લંબાઈની** ગણવામા આવે છે. આ રાશી **પાણીના આશ્રયવાળી** ગણવી. આ રાશી **જીવ સંજ્ઞક** સમજવી; આ રાશી **વષય** ગણવી. આ રાશી શુદ્ર વર્ણની જાણવી. આ રાશી બપોર વખતે **આંધળી** જાણવી. આ રાશીનું દ્રવ્ય **ફળ-ફૂલ** છે. આ રાશી વાયુ તત્ત્વની જાણવી.

## મિથુન રાશી

મૃગશીર્ષ નક્ષત્રનો અર્ધો ભાગ, આર્દ્રા અને પુનર્વસુ નક્ષત્રના ચાર ભાગમાંના પહેલા ત્રણ ભાગ એ મિથુન રાશીના જાણવા.

### ઉપયોગિતા અને બિનઉપયોગિતા

બહુશ્રુતતા, વિચાર, કલ્પના શક્તિ, વ્યવહારુતા, હેતુ (કારણ), અનુરૂપતા-બીજાને પોતાના સમજવાની શક્તિ-એ મિથુન રાશીના ઈચ્છનીય ગુણો છે. ચંચળતા, બીજા વિષે શંકા કરવી, અજંપો-એ મિથુન રાશીના અનિચ્છનીય ગુણો છે.

કર્ક (ડ. હ.), અંગ્રેજી : કેન્સર : (Cancer) આ રાશીનાં નામો નીચે પ્રમાણે આપણા જૂના ગ્રંથોમા જણાવવામા આવે છે-કર્ક કુલીર, કર્કટક, અંભની, ચતુર્થ, કર્ણિક-એ નામો છે. આ રાશીનો રંગ **પીળચટો બદામી** સમજવો. આ રાશીની આકૃતિ પાણીમા **રહેનાર કરચલા જેવી** છે. આ રાશી સ્ત્રી પ્રકૃતિની છે. આ રાશી ખૂબ **પ્રજાવાળી** અનુભવવામા આવેલી છે. ગરીબ વિષે વિચરનાર આ રાશી છે. **પાણીમાં ચાલનાર** આ રાશીની ખાસિયત છે. તેમજ આ રાશી ચાલવામા ખૂબ જ ઝડપ ધરાવતી હોય છે. આ રાશી તેજસ્વી ગણાય છે. આ રાશીને **પગો ઘણા** હોય છે. એમ આપણા અનુભવી વૈજ્ઞાનિકો માને છે. આ રાશી **ઉત્તર દિશાની** અધિપતિ છે. આ રાશી

કર્ક પ્રકૃતિની છે, અને ઘન વા ઉત્પન્ન થનારી એમ માનવામાં આવે છે. આ રાશીનો **માલિક ચન્દ્ર** છે. આ રાશી **છાતીમાં** હૃદયને વિષે અમલ કરનારી છે. આ રાશી **સૌમ્ય** સંજ્ઞક ગણાય છે. તેમજ ચર સંજ્ઞક ગણાય છે. આ રાશી કીટ રાશી ગણવામાં આવે છે. ખાસ જળચર હોવાથી **પશ્ચિમ દિશામાં સાયંકાળને** વિષે બળવાન બને છે. આ રાશી રાત્રીને વિષે બળવાન હોય છે. આ રાશીનું સ્થાન **ચોલા** દેશમાં જાણવું. તેમજ વાવ, તળાવ, તેમજ જળ નદીનાં કિનારા ભાગમાં આ રાશીનું સ્થાન છે. આ રાશી **સરખી લંબાઈની** છે. આ રાશી **ધાતુ સંજ્ઞક** રાશી. (સોનાથી લઈને માટી સુધીની દરેક વસ્તુઓ ધાતુ સંજ્ઞક જાણવી) આ રાશી સમ જાણવી. આ રાશી **બપોરના સમયે આંધળી** જાણવી. આ રાશીનું દ્રવ્ય **કૂવો** જાણવું. આ રાશી વાત કફની જાણવી.

દિશામાં આધિપત્ય ભોગવે છે. આ રાશી રાત્રિને વિષે ફરનાર તેમજ ચાર **પગવાળી** જાણવી. આ રાશીની **ચર** સંજ્ઞા છે. આ રાશી **અલ્પ પ્રજાવાળી** સમજવી, આ રાશી **સ્ત્રી જાતિની** છે. આ રાશીની પ્રકૃતિ કડી જાણવી. **કાંતિરહિત** તેમજ **પાણીમાં** ચાલનાર આ રાશી જાણવી. આ રાશીની આકૃતિ **મગર** જેવી છે. આ રાશીનો માલિક શનિ છે. આ રાશી પંચભુતત્ત્વ શરીરમાં બે **ઢીંચણના** ભાગ પર અમલ કરનારી છે. આ રાશી સૌમ્ય જાણવી. મકર રાશીનો ઉત્તરાર્ધ **જળચર** કહેવાય છે. (દ્વિપદ રાશી) આ **રાશી** પૂર્વ દિશામાં વિષમ ભાગમાન જાણવી આ રાશી આકાશમાં ઊગવાના સમય **પૃષ્ઠોદય** એટલે પાછળના ભાગમાંથી ઊગે છે આ રાશીનો દશ **પચાસ** નદી, જળાશય, વન-જંગલ આ રાશીનાં સ્થાનો છે આ રાશી **સરખી લંબાઈની** છે આ રાશી પાણીમાં રહેનારી છે. આ રાશી **ધાતુ** સંજ્ઞક છે. આ રાશી સમ જાણવી આ રાશી દૈવ વર્ગની જાણવી આ રાશી દિવસના ત્રણ ભાગમાંના છેલ્લા ભાગમાં **બહેરી** જાણવી. આ રાશીનું દ્રવ્ય **કંચન. સોનું અને ઝવેરાત** જાણવા આ રાશી **ભૂમિતત્વની** જાણવી.

## મકર રાશી

ઉત્તરાષાઢા નક્ષત્રના કટકના ત્રણ ચરણ મળીને મકર રાશી બની છે

### ઈચ્છનીય અને અનિચ્છનીય ગુણો

આ રાશીના ઉપયોગી ગુણોમાં પરિપૂર્ણતા લાગણીશક્તિ, ન્યાયવૃત્તિ, વ્યાવહારિકપણું સૂચવે છે, અને બિનઉપયોગી ગુણોમાં ઉદાસીનતા, સ્વાર્થ અને કપટવૃત્તિ સૂચવે છે

**કુંભ :** (ગ સ ) અંગ્રેજી એક્વેરિયસ (Aquarius) આ રાશીના નામો આ પ્રમાણે જાણવા - કુંભ, ઘટ, તોયધર, ગેગ, એકાદશ. આ રાશીનો રંગ **નોળિયા** જેવો જાણવો. આ રાશીની સંજ્ઞા **સ્થિર** જાણવી. આ રાશી **બે પગવાળી** છે. આ રાશીની **પુરુષ** સંજ્ઞા

છે. તેમ જ રાત્રીને વિશે વિચરનાર આ રાશી જાણવી. આ રાશી કફ પ્રકૃતિની જાણવી. આ રાશી સ્ત્રી સંજ્ઞક છે. તેજસ્વી તેમ જ અનંત પ્રજાવાળી આ રાશી જાણવી. આ રાશીનો સ્વભાવ દ્વિસ્વભાવ જાણવો. આ રાશી ઉત્તર દિશામાં આધિપત્ય ભોગવે છે. અને અત્યંત મેલી જાણવી. આ રાશીનો માલિક ગુરુ જાણવો. આ રાશી શરીરના બે પગના ભાગ ઉપર અસરકર્તા બને છે. આ સૌમ્ય રાશી છે. મીન રાશીનો ઉત્તરાર્ધ જળચર જાણવો. જળચર રાશી ઉત્તર દિશામાં અને સંધ્યાકાળે બળવાન બને છે. આ રાશી **ઉભયોદય** એટલે બંને ભાગથી ઉદય થનારી જાણવી. આ રાશીનો દેશ કોશલ જાણવો. નદી, સમુદ્ર, પાણીની ધારાઓમાં સ્થાન જાણવું. આ રાશી પાંગળી જાણવી. આ રાશી **જીવ** સંજ્ઞાવાળી જાણવી. (પ્રાણી માત્રની જીવ સંજ્ઞા). આ રાશી **સમ** જાણવી. આ રાશીનો વર્ણ બ્રાહ્મણ જાણવો. ધાતુ-પાણીમાં થતી સર્વ વસ્તુઓ મીન રાશીના દ્રવ્ય તરીકે છે. આ રાશી **વારિતત્ત્વની** જાણવી.

## મીન રાશી

પૂર્વાભાદ્રપદ નક્ષત્રનું એક પાદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી એમ મળીને મીન રાશી જાણવી.

### ગંડાન્ત યોગ

મીન રાશી ઊતરતાં ૩૦ પળ એટલે બાર મિનિટ અને મેષ રાશી બેસતાં ૩૦ પળ એટલે બાર મિનિટ એમ મળીને એક ઘડી એટલે ૨૪ મિનિટનો ગંડાન્ત યોગ બને છે.

### ફળ

આ યોગમાં જન્મનાર બાળક મરી જાય છે, માતાને રોગી રાખે છે, કુળનો નાશ કરે છે, અને બાળક જીવે તો તે સારો પૈસાદાર થાય છે.

### ઇચ્છનીય અને અનિચ્છનીય ગુણો

ભાવના, શાન્તિ, વિશ્વપ્રેમ, નમ્રતા, કલ્પના શક્તિ, માયાળુપણું-એ આ રાશીના ઉપયોગી ગુણો છે. બિનઉપયોગી ગુણોમાં સ્વાનશીલતા

પ્રમાદ-આળસ, શંકા, અસ્થિરતા, બીકણા, પરાધીનતા છે.

**સૂર્ય** : આ ગ્રહ **જીવન-તત્વનો** માલિક છે. સૂર્યનાં વિશેષ નામો-સૂર્ય, હેલી, ભાનુપાત્ર, હીમરશ્મિ, ચન્ડાંશુ, ભાસ્કર, અર્કસ્કર, તિગ્માંશુકર, દીવાકર, ભાસ્વાન, તિગ્મરશ્મિ, વિવસ્વાન, નલિનીપતિ દીવાર્બંધુ, દીપોદ્યોતા, દિનેશ, અર્ક, ભાનુ આદિ છે.

## સૂર્યની આકૃતિ

શરીરનો બાંધો ઘણો ઊંચો નહી, થોડા વાળ હોય, મજબુત હાડકાનો, પિત પ્રકૃતિનો, વાઘ જેવી આંખો, શૂર, લાલ રંગનો અને ગંજા છે. સૂર્યની ઉમ્મર પચાસ વર્ષની સમજાય છે. સૂર્ય **સત્વગુણી** છે. સૂર્યની રાશી **પાંચમી** સિંહ રાશી છે. સૂર્ય **પાપ** ગ્રહ તરીકે ગણવામાં છે. સૂર્ય મેષ રાશીના દશ અંશે ઉચ્ચનો ગણ્યો છે. **તુલા** રાશીમાં નીચેનો ગણ્યો છે. સૂર્ય સિંહ રાશીમાં આવ્યા પછી વીશ અંશ સુધી **મૂળ ત્રિકોણનો** ગણવામાં આવે છે. પછી સ્વગૃહી બને છે. સૂર્ય પુરુષ ગ્રહ છે. સૂર્યનો **ક્ષત્રિય વર્ણ** બનાવ્યો છે. સૂર્યનો રંગ ત્રાંબા જેવો લાલ છે. સૂર્ય ઊંચું જુએ છે.

**સૂર્યના** ચંદ્ર, મંગળ, ગુરૂ, **મિત્ર** છે. બુધ **સમ** છે. શુક્ર, રાહુ, શનિ, **શત્રુ** છે. સૂર્ય દક્ષિણ દિશામાં બળવાન જાણવો, સૂર્ય દિવસે બળવાન છે. સૂર્ય ઉત્તરાયનમાં બળવાન હોય છે.

**સૂર્ય** ઉચ્ચનો, સ્વગૃહી પોતાના હેલ્લાણનો, પોતાથી હોરાના જન્મના વારના ગ્રહની રાશીનો નવમાંશમાં હોય તો ઉત્તરાયણનો બપોર, રાશીમાં દાખલ થતી વખતે હંમેશનો જાણવો.

**સૂર્ય** પહેલાં ભાગમાં ફળ આપનાર બને છે, સૂર્ય એ પ્રકાશ આપનાર ગ્રહ છે.

સૂર્ય આકાશમાં ઊંચની વખતે પોતાના ભાગમાં પાછળથી ઉદય થાય છે.

સૂર્ય દરેકનો આત્મા છે.

**સૂર્ય રાજા** છે. સૂર્ય **મૂળ** સંજ્ઞા જાણવી. સૂર્ય આત્માથી પેદા થતી વાતુના સ્વામી છે. સૂર્ય **સ્થિર** છે. સૂર્યનું નંગ **માણેક** છે. સૂર્યની પ્રસન્નતા માટે માણેક પહેરવું. સૂર્યના જાપ ૭૦૦૦ (સાત હજાર) છે. હાડકામાંના તેજને સૂર્યની અસર જાણવી. સૂર્ય **તીખો** સ્વાદ છે. સૂર્યનું **દેવસ્થાન** છે. સૂર્યનું **જાડું વસ્ત્ર** જાણવું. સૂર્યની ધાતુ **તાંબુ** જાણવી. સૂર્ય સમયનો સ્વામી છે. સૂર્ય પિતૃલોકનો સ્વામી છે. સૂર્ય જાતિથી બ્રાહ્મણ છે.

## સૂર્યની અશુભ અસર

સૂર્યની ખરાબ અસર હોય તો માથાનો દુખાવો, તાવ, ક્ષય, મગજના રોગોનો અનુભવ થાય છે.

સૂર્ય **લોહી ને પિત્તના વિકારથી** માથામાં અને મુખમાં પિડાકારક બને છે.

**શીર્ષોદય રાશી** . (૩–૫– –૭–૮–૧૧ રાશી)માં રહેલો સૂર્ય પોતાની દશાના પહેલા ભાગમાં ફળ આપે છે. **ઉભયોદય** રાશી(૧૨ રાશી)માં રહેલો સૂર્ય બધા ભાગોમાં ફળ આપનાર બને છે.

સૂર્ય પરથી નીચેની બાબતો સમજી શકાય છે —

સામાન્ય જાહોજલાલી, શરીરનો બાંધો, તબિયત, આયુષ્ય, પિતા, પતિ, વ્યાપાર, યશ, સત્તા, માન, માલ. વિગેરે જાણી શકાય છે

## સૂર્યનો મંત્ર



जपाकुसुमसंकाशं काश्यपेयं महाद्युतिम् ।
तमोऽरिं सर्वपापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥

## ચંદ્ર

ચંદ્ર એ મનનો પ્રાધાન્ય અંક છે.

ચંદ્ર અમૃત, ચંદ્રમા, સોમ, સિતાંશુ, શીતરશ્મિ, કવેશ, શશાંક, મૃગાંક, નિશાકર, તારાપતિ, ઇન્દુ, શીતગુ, રજનીપતિ, નિશાનાથ, સુધાંશુ, ચંદ્રના આવા જુદા જુદા નામો છે.

ચંદ્ર ઉત્તર દિશામાં બળવાન બને છે ચંદ્ર ગતિ વિશે બળવાન બને છે ચંદ્ર **રાત્રીના પ્રથમ ભાગમાં** બળવાન બને છે.

ચંદ્ર વૃષભ રાશીમાં, પોતાના વારમાં, પોતાના દેશકાળમાં પોતાની હોરામાં પોતાના નવમાંશમાં, રાશીના અંતમાં, શુભગ્રહ જોયેલા હોય ત્યારે, સુખ (ચોથા) સ્થાનમાં, દક્ષિણાયનને વિશે, સંપૂર્ણકળાનો હોય ત્યારે બળવાન બને છે ચંદ્ર અસ્ત ભાગને વિશે બળવાન બને છે,

**શીર્ષોદય રાશી** (૩-૫-૬-૭-૮-૧૧ મી રાશી)માં રહેલો ચંદ્ર દશાના પહેલા ભાગમાં ફળ આપનાર બને છે, **પૃષ્ઠોદય રાશી** (૧-૨-૪-૯-૧૦ મી રાશી)માં રહેલા ચંદ્ર દશાના છેવટના ભાગમાં ફળદાયી બને છે. **ઉભયોદય** રાશી (૧૨ રાશી)માં રહેલો ચંદ્ર દશાના મધ્ય ભાગમાં ફળ આપનાર બને છે.

ચંદ્ર પ્રકાશ આપનાર ગ્રહ છે (પ્રકાશિત)

ચંદ્ર, આકાશમાં ઊગતી વખતે આગળના ભાગમાંથી ઊગતો દેખાવાથી **શીર્ષોદય** જાણવો.

ચંદ્ર, કુમાર ગ્રહ જાણવો. ચંદ્ર એ **ધાતુ** મન છે. ચંદ્ર **મૂળનો** સ્વામી છે.

ચંદ્ર ચર ગ્રહ છે ચંદ્રનું નંગ મોતી જાણવું.

ચંદ્રની પ્રસન્નતા માટે નવગ્રહની વીંટીમાં, અગ્નિકોણમાં ચંદ્રનું નંગ મોતી પહેરવું.

ચંદ્રના જપની સંખ્યા ૧૧૦૦૦ છે ચંદ્રની અસર છાતી પર વધારે થાય છે. એટલા માટે વૈદ્યો **મોતીની ભસ્મનો** ઉપયોગ કરે છે.

ચંદ્ર ખારો રસ છે. ચંદ્રનું સ્થાન પાણી છે. ચંદ્રનું વસ્ત્ર **નવું વસ્ત્ર** જાણવું, ચંદ્રની વાસ્તુ મકાન જાણવી. ચંદ્ર મુહૂર્ત (કાળ)નો સ્વામી છે. ચંદ્ર ચંદ્રથી બળવાન છે.

ચંદ્ર અનિષ્ટ હોય તો જાતીયતાને કારણે થતા રોગો, નિર્બળતા, શરદી, પાણી તાવ, મૂત્ર-પિત્તાદિ રોગ થતા વ્યાધિઓ થાય છે.

મંગળ, મેષ રાશીના બાર અંશ સુધી મૂળ ત્રિકોણ રહે છે. પછી સ્વગ્રહી છે.

મંગળ પુરુષ ગ્રહ છે. મંગળ ક્ષત્રિય ગ્રહ છે. મંગળનો રંગ અત્યંત રાતો છે. મંગળનો સ્વામી અગ્નિ છે. મંગળ દક્ષિણ દિશાનો સ્વામી છે. મંગળ ઊંચે જુએ છે.

## મિત્ર સમ શત્રુ

સૂર્ય, ચંદ્ર, ગુરુ—મંગળના મિત્ર છે.

શુક્ર, શનિ—મંગળના સમ (તટસ્થ) છે.

બુધ, રાહુ—મંગળના શત્રુ છે.

મંગળ દક્ષિણ દિશામા બળવાન છે. મંગળ **રાત્રીને** વિષે બળવાન બને છે. મંગળ ઉત્તરાયનને વિષે બળવાન છે.

મંગળવાર, પોતાના નવમાંશમા મીન, વૃશ્ચિક, કુંભ, મકર, મીન રાશીમાં રાત્રીએ વક્ર ગતિનો હોય ત્યારે, દક્ષિણ સૂર્યમા રાશીની શરૂઆતમા બળવાન જાણવો. દશમા સ્થાનમા મંગળ ધન આપે છે.

મંગળ શરૂઆતમા ફળ આપે છે.

**શીર્ષોદય** રાશી (૩-૫-૬-૭-૮-૧૧ રાશી)મા રહેલો મંગળ દશાના પાછલા ભાગમા ફળ આપે છે.

**પૃષ્ઠોદય** રાશી (૧-૨-૪-૯-૧૦ રાશી)મા રહેલો મંગળ દશાના પાછલા ભાગમા ફળ આપે છે.

**ઉભયોદય** રાશી (૧૨ રાશી)મા રહેલો ગ્રહ દશાના બધા ભાગમાં ફળ આપે છે.

મંગળ **તારાગ્રહ** સમજવો.

મંગળ આકાશમાં ઊગતી વખતે આકૃતિના પાછળના ભાગથી ઉદય પામે છે.

મંગળ એ **સેનાપતિ** છે. મંગળ એ ધાતુ સંજ્ઞક છે. મંગળ **ખાણમાંથી** પેદા થતી ધાતુનો કારક છે. મંગળ ક્રૂર છે, મંગળનુ નંગ **પરવાળું** છે.

અને ઉભયોદય રાશી (૧૨ રાશી)માં રહેલો બુધ દશાના [illegible] ભાગમાં ફળ આપે છે.

બુધ આકાશમાં ઊગતી વખતે માથાના ભાગથી ઉદય પામે છે. બુધ **કુમાર** છે. બુધની **શૂદ્ર** સંજ્ઞા છે. બુધ એ ઝાડોનો સ્વામી છે. બુધ **મિશ્ર** સ્વભાવનો છે.

બુધનું નંગ નીલમ (લસણિયો) પાનું પણ છે. બુધની પ્રસન્નતા માટે નવગ્રહની વીંટીમાં, ઈશાન ખૂણામાં પાનું-નંગ નાંખી પહેરવું.

બુધના ગ્રહની મંત્ર—સંખ્યા ૪૦૦૦ છે.

બુધ શરીરમાં ચામડી પર અસર છે. બુધનો **મિશ્ર** સ્વાદ જાણવો. બુધનું સ્થાન **સ્ત્રી-પુરુષોનું** એકાંત જાણવું. બુધનું સ્થાન જ્યાં વિદ્વાન માણસો રહેતા હોય ત્યાં જાણવું. બુધ પૃથ્વીનો સ્વામી છે. બુધનું વસ્ત્ર **કોરીયું અને કાણાંવાળું** વસ્ત્ર જાણવું.

બુધ ઋતુઓનો સ્વામી છે. બુધ નિર્બળ લોકનો સ્વામી છે. બુધથી ચંદ્ર બંધાય છે.

જો બુધ નિર્બળ હોય તો, પેટમાં વાયુનો રોગ કરે છે. ઘણા ભાગના રોગો પણ બુધની ખરાબ અસરનાં કારણે થાય છે. અજીર્ણ, સંગ્રહણી વિગેરે રોગોનો અનુભવ થાય છે. વિષ્ણુ વિપ્રદ્રોહના શાપથી આ રોગો થાય છે.

બુધના કારણે વાત, પિત્ત તથા કફ, બે પક્ષ અને બે કાર્યને પીડાકારક બને છે.

### બુધ-મદદથી નીચેની બાબતો સમજી શકાય છે :–

જ્ઞાન, બુદ્ધિ, મુસાફરી, નાનપણ, વ્યાપાર, યુવાની, વ્યાવહારિક સાધના, યાદદાસ્ત, નોકરચાકર, મિત્ર, પાડોશી, [illegible] વિગેરે સમજી શકાય છે.

प्रियङ्गुकलिकाश्यामं रूपेणप्रतिमं बुधम् ।
सौम्यं सौम्यगुणोपेतं त्वं बुध प्रणमाम्यहम् ॥

## ગુરુ

ગુરુ એ **જ્ઞાન**—સુખનો કારક ગ્રહ છે.

ગુરુનાં જુદાં જુદા નામો.—જીવ, અંગિરા, દેવગુરુ, પ્રશાંત, વાચસ્પતિ, મંત્રી, દેવેજ્ય, સુરાચાર્ય, સૂરિ, સુરેજ્ય, વાક્પતિ, ઇન્દ્રમંત્રી, બૃહસ્પતિ છે.

## આકૃતિ

ગુરુ પીળી આંખોવાળો, બુદ્ધિશાળી, જાડા શરીરવાળો, ક્રૂર પ્રકૃતિનો; કંઈક પીળાશવાળો, તેમજ વધારે ચરબીવાળો ઊંચો જાણવો.

ગુરુની ઉંમર **ત્રીસ** વર્ષની જાણવી. ગુરુ **સત્વગુણી** જાણવો. ગુરુ **ધન–મીન** રાશીનો સ્વામી છે. ગુરુ **શુભ** ગ્રહ છે. ગુરુ **કર્ક** રાશીમા ઉચ્ચનો બને છે, ગુરુ **મકર** રાશીમા નીચનો બને છે.

ગુરુ ધન રાશીમા આવીને દશ અંશ સુધી મૂળ ત્રિકોણનો રહે છે, બાદમા સ્વગ્રહી બને છે.

ગુરુ **પુરુષ** ગ્રહ છે. ગુરુના વર્ણ **બ્રાહ્મણ** જાણવો. ગુરુનો રંગ પીળો જાણવો, ગુરુનો સ્વામી **ઈન્દ્ર** છે. ગુરુ **ઈશાન** ખૂણાનો સ્વામી છે. ગુરુ સરખે ભાગે જુએ છે.

## મિત્ર–સમ–શત્રુ

સૂર્ય ચંદ્ર, મંગળ, રાહુ—**ગુરુના મિત્ર** છે. શનિ, ગુરુનો સમ (તટસ્થ) છે. બુધ—શુક્ર **ગુરુના શત્રુ** જાણવા.

ગુરુ પૂર્વ દિશામા બળવાન બને છે. ગુરુ દિવસે બળવાન બને છે. ગુરુ ઉત્તરાયનમા બળવાન બને છે. ગુરુનું સ્થાન ધનભંડાર છે. ગુરુ **દિવસે** અને **રાત્રે** બળવાન બને છે, ગુરુ **મીન** રાશીમા,

ગુરૂથી નીચેની વસ્તુઓ સમજાય છે :—

સામાન્ય જાહોજલાલી, આશાવાદ, આરોગ્ય, ધન સંતાન વારસો, ધર્મ, કાયદો, જીવન—વ્યવસાયની બાબતો, વિદ્યાભ્યાસ, કમાઈ, તાસુ, એ વિષે સમજી શકાય છે

ગુરુનો મંત્ર

देवानां च ऋषीणां च गुरुं काञ्चनसन्निभम् ।
बुद्धिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥

ॐ

રાહુ પુરુષ પ્રકૃતિનો છે-કેતુ પુરુષ પ્રકૃતિનો છે.

રાહુ દિવસના છેલ્લા ભાગમાં બળવાન બને છે-કેતુ દિવસના ત્રીજા ભાગમાં બળવાન બને છે.

રાહુ નૈર્ઋત્ય ખૂણાનો સ્વામી-કેતુ નૈર્ઋત્ય ખૂણાનો સ્વામી છે.

રાહુની ધાતુ લોહ છે-કેતુની ધાતુ લોહ છે.

રાહુ પાપીપ્રકૃતિનો છે-કેતુ પાપી પ્રકૃતિનો છે.

રાહુ તમોગુણી છે-કેતુ તમોગુણી છે.

રાહુનો રસ તૂરો છે-કેતુનો રસ તૂરો છે.

રાહુ ખારી જમીનમાં રહેનાર છે-કેતુ ખારી જમીનમાં રહેનાર છે.

રાહુ ગુફામાં રહેનાર છે-કેતુ ગુફામાં રહેનાર છે.

રાહુ વાયુ પ્રકૃતિનો છે-કેતુ વાયુ પ્રકૃતિનો છે.

રાહુની ઉમર ૧૦૦ વર્ષની છે-કેતુની ઉમર ૧૦૦ વર્ષની છે.

રાહુની મિથુન અને કન્યા રાશી છે.

કેતુની ધન અને મીન રાશી છે.

રાહુ મિથુન રાશીમાં ઉચ્ચનો બને છે.

કેતુ ધન રાશીમાં ઉચ્ચનો બને છે.

રાહુ કુંભ રાશીમાં મૂળ ત્રિકોણ જાણવો.

કેતુ સિંહ રાશીમાં મૂળ ત્રિકોણમાં જાણવો.

વર્ણ પ્રકૃતિ, રંગ સ્વામી શનિની માફક રાહુ કેતુનાં જાણવાં.

રાહુ નીચું જુએ છે.

પૃથ્વીનું હાલવું, ગ્રહણ થવું, ઉલ્કાપાત થવા—ત્યારે બળવાન બને છે.

રાહુનું નંગ ગોમેદક છે.

રાહુના નંગને નૈઋર્ત્ય ખૂણામાં અને કેતુના નંગને વાયવ્ય ખૂણામાં વીંટીમાં મઢાવી ધારણ કરવું.

કેતુનું નંગ વૈડૂર્ય પથ્થર છે.

રાહુના મંત્રની જપ સંખ્યા ૧૮૦૦૦ છે.

કેતુના મંત્રની જપ સંખ્યા ૧૭૦૦૦ છે.

રાહુ-કેતુનું સ્થાન સાપના રાફડામાં છે.

રાહુ-કેતુ જંગલ-મહેલો ઉપર સ્થાન ધરાવે છે.

રાહુનું વસ્ત્ર ચિત્રરૂપ જાણવું—કેતુનું વસ્ત્ર મેલાં ટાંકા-વાળા જાણવું.

રાહુ ખરાબ હોય તો કેદ, સેવક, બંદીખાનું, ગંદવાડ, પીડા, ભૂતપ્રેત, ફાંસો ખાઈ આપઘાત કરનાર, ભૂખ અને કોઢ વગેરેના દર્દો થાય છે.

કેતુ ખરાબ હોય તો ખુજલી, વળગાના રોગ, શત્રુ-બનાવટ આચારરહિત, હલક માણસોની સોબતથી થતાં દર્દો થાય છે શરીરનાં સ્થાન શનિનાં જાણવાં.

રાહુ-કેતુના ગ્રહ ઉપરથી નીચેની વસ્તુઓ જાણી શકાય છે—

રાહુ : ચેપી રોગ, ત્યાગ, જ્ઞાતિ, સીસુ, વિગેરે સમજવું.

કેતુ : જ્ઞાન, મોક્ષ, સંઘ, ગૂઢ વિદ્યા, પોલાદ—એ વસ્તુઓ જાણી શકાય છે.

રાહુ—મંત્ર

अर्धकाय महावीर्य चन्द्रादित्यविमर्दनम् ।
सिंहिकागर्भसंभूतं तं राहुं प्रणमाम्यहम् ॥

કેતુ-મંત્ર

पलाशपुष्पसंकाशं तारकाग्रह मस्तकम् ।
रौद्रं रौद्रात्मकं घोरं तं केतुं प्रणमाम्यहम् ॥

(૩) તૃતીયભવન-ભ્રાતૃભવન કે સહોદરભવન

આ ભવનમાં (अ) ભાઇઓની સાથેની લેણદેણ, (ब) ભગિની ઓની સાથેની લેણદેણ (क) ટૂંકી મુસાફરીઓ, (ड) પત્રવ્યવહાર, (ई) નોકર-ચાકરનું સુખ, (फ) પરાક્રમ, (ग) મગજ ને મન (ह) ભાવણીથી પ્રાપ્ત થયેલી બુદ્ધિ, (ज) વાહ વગેરે જોવાય છે.

(૪) ચતુર્થભવન-મિત્રભવન

આ ભવનમાં (अ) માતાનું ને મિત્રનું સુખ, (ब) વાહના અગર મિલકત, (क) ખતી, વા ક જમીનની આબો (ड) ઉંચી માગી અને મગણુ વખતની સ્થિતિ, (ई) ગતી, હાજરી અને પીડ, (फ) સાહન વ્યવહાર (ग) ઘર વગેરે સ્થાવર જંગમ મિલકત વગેરે જોવાય છે આ સ્થાન અતિ અગત્યનું ઉપયોગી છે

(૫) પંચમભવન-પુત્રભવન

આ ભવનમાં (अ) પરસ્પર પ્રાપ્તિયોગ (ब) સંતાન-સુખ, (क) મિત્ર વર્ગ, (ड) સુખ સંપત્તિ (ई) સટ્ટો, (फ) કવિત્વશક્તિ કે લેખનકળા કે ગા ત્રન્ના રસ (ग) પત્નસુખ, (ह) વિદ્યા, મ ન બુદ્ધિ (ज) નીતિ (म) રૈનર ને અભિચાર (ल) હ ા, વાના ને પેટ વગેરે જોવાય છે

( ) ષષ્ઠભવન-શત્રુભવન

આ ભવનમાં (अ) સંભોગ-સુખ (ब) રોગ, (क) શત્રુ, (ड) મોસાળ પક્ષનું સુખ, (ई) નોકરી, (ग) ચાર કે ઠગ, (ज) પટ, આતરડાં કે અ વગેરે જોવાય છે

(૭) સપ્તમભવન સ્ત્રીભવન

આ ભવનમાં (अ) કૂર કર્મ, (ब) ભાગીદારી, (क) ખુલ્લા દુશ્મન, (ड) યુદ્ધ, (ई) મુસાફરી (લગ્નાઈ), (फ) કોર્ટના કજિયા, (ग) ચોરવૃત્તિ, (ह) પેઢુ અને કમર (ज) ગર ક મકાની દલાલી વગેરે જોવાય છે.

## (૮) અષ્ટમભવન-મૃત્યુભવન

આ ભવનમા (अ) આયુષ અને મૃત્યુ, (ब) ગુપ્તશાસ્ત્ર ને ગૂઢવિદ્યા, (क) અકસ્માત, (ड) ભાગીદારીમાથી ધનનો વારસો, (ई) નકામ થી લાભ, (फ) શરીરના ગુપ્ત ભાગ, (ग) સંકટ ? શસ્ત્રથી નાશ (ह) મૃત્યુનુ કારણ, સ્થળ અને અવસ્થા, (ज) જનનેન્દ્રિય કે ગુપ્તભાગ વગેરે જોવાય છે.

## (૯) નવમભવન ધર્મભવન

આ ભવનમા (अ) લાંબી મુસાફરી (દરિયાઈ કે જમીનની), (ब) તત્ત્વજ્ઞાન, (क) ભાગ્યોદય, (ड) ભગ, શુભાશુભ આચાર ને ધર્મ, (फ) તીર્થયાત્રા, (ग) આધ્યાત્મિક જ્ઞાન વગેરે જોવાય છે.

## (૧૦) દશમભવન રાજ્યભવન કે પિતૃભવન

આ ભવનમા (अ) પદવી, (ब) કીર્તિ, (क) પિતાનુ સુખ, કર્મ (ड) હીરાણુ, (ई) વ્યાપાર ને ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ, તથા (फ) રાજ્ય અને પિતા તરફથી લાભ વગેરે જોવાય છે. આ સ્થાન અતિ અગત્યનુ ને ઉપયોગી છે.

## (૧૧) એકાદશભવન લાભભવન

આ સ્થાનમા (अ) મૈત્રી, (ब) સામાજિક જીવન, (क) લાભ, (ड) મહત્વાકાંક્ષાઓ, (ई) ધૂટણ અને પગના નળા, (फ) રત્ન, વસ્ત્ર, વાહન ને સુવર્ણના અલંકાર વગેરે જોવાય છે. (ग) ડાબા કાનનું દર્દ પણ આ સ્થાનથી જોવાય છે.

## (૧૨) દ્વાદશભવન-વ્યયભવન

આ સ્થાનમા (अ) કારાગૃહમા બંધન, (ब) દાન, (क) હાનિ, (ड) કર્જ અને વ્યય, (ई) ગુપ્ત દુશ્મન, (फ) આફત કે રાજદ્રોહનો આરોપ, (ग) ડાબી આખ, પગના તળિયા અને અંગૂઠા વગેરે જોવાય છે. આ સ્થાન ચોથા સ્થાન સાથે ખાસ સંબંધ ધરાવે છે.



# ૨ : બાર ભવનોની મહત્તા

**અતિ બળવાન ભવનો :**

લગ્ન, ધનાદિ બાર ભવનોમાં પહેલું અને દશમું ભવન અતિ બળવાન મનાય છે; કારણ કે એ બન્ને ભવનોમાં થઈને મનુષ્યના વ્યક્તિગત અને કૌટુંબિક, સામાજિક અને રાજકીય, આર્થિક અને ઔદ્યોગિક, ઓજસ્વી અને ઉન્નતિકર જીવનનો તમામ સામાન્ય ખ્યાલ આવી જાય છે.

**કેન્દ્રસ્થાનો :**

પહેલું, ચોથું, સાતમું અને દશમું ભવન કેન્દ્રભવનો કે કેન્દ્રસ્થાનો કહેવાય છે. એમા રહેલા બીજા ગ્રહો કરતાં દશગણું, અધિક ફળ આપે છે.

**પણફર સ્થાનો :**

બીજું, પાચમું, આઠમું અને અગિયારમું ભવન, પણફર ભવનો કે પણફર સ્થાનો કહેવાય છે, કેમ કે તે ભવનો કેન્દ્રની પછીના છે.

**આપોક્લિમ સ્થાનો :**

ત્રીજું, છઠ્ઠુ, નવમું અને બારમું એ આપોક્લિમ ભવનો કહેવાય છે; કેમ કે તે કેન્દ્રથી છૂટાં છે.

**ત્રિકોણ : ભવનો**

પાંચમું અને નવમું એ ત્રિકોણ કહેવાય છે કારણ કે તેમની કક્ષા ત્રિકોણમા સમાઈ જાય છે.

**ત્રિકોણ ભવન**

નવમા ભવનને ત્રિ ત્રિકોણ ભવન કહે છે, કારણ કે દરેક ભવનની સાથે તેની મહત્તા ત્રીજા ભાગની રહ્યા જ કરે છે. અને તેમાં યે પાંચમા ભવન સાથે તો ખાસ જ.

### બુદ્ધિદાતા ભવનો

પહેલું, ત્રીજું અને નવમું ભવન બુદ્ધિદાતા ભવનો કહેવાય છે, કારણ કે એ ભવનોમાં આવેલા ગ્રહો મગજ ઉપર ઘણી અસર કરે છે.

### અદૃશ્ય ગોળાર્ધ :

લગ્નભવન, ધનભવન, ભ્રાતૃભવન, મિત્રભવન, પુત્રભવન અને શત્રુભવન અથવા પહેલાથી છઠ્ઠા સુધીના ભવનોનો ગોળાર્ધ અદૃશ્ય ગોળાર્ધ ( below the earth ) કહેવાય છે અને તેમા આવેલા ગ્રહો નિર્બળી કે સત્ત્વ વિનાના ગણાય છે.

### દૃશ્ય ગોળાર્ધ :

સ્ત્રીભવન, મૃત્યુભવન, ધર્મભવન અને વ્યવસાયભવન અગર સાતમાથી બારમા સુધીના ભવનોનો ગોળાર્ધ દૃશ્ય ગોળાર્ધ ( above the earth ) કહેવાય છે અને તેમા આવેલા ગ્રહો અતિ બળવાન ગણાય છે. એ ગ્રહોના પ્રતાપે મનુષ્ય ધનવાન ને કીર્તિવાન થાય છે.

### પાશ્ચાત્ય ભવન :

મિત્રભવન, પુત્રભવન, શત્રુભવન, સ્ત્રીભવન, મૃત્યુભવન અને ધર્મભવન અગર ચોથાથી નવમા સુધીના ભવનો પાશ્ચાત્ય ભવનો (Occidental અથવા Western ) કહેવાય છે.

### પૌરસ્ત્ય ભવનો :

રાજ્યભવન, લાભભવન, વ્યયભવન, લગ્નભવન, ધનભવન અને ભ્રાતૃભવન અગર દશમાથી ત્રીજા સુધીના ભવનો પૌરસ્ત્ય ભવનો ( Oriental અથવા Eastern ) કહેવાય છે.

### જીવનમાં ધીમે ધીમે વૈભવ આપતાં ભવનો :

લગ્નભવન, ધનભવન અને ભ્રાતૃભવનમાં અગર એકથી ત્રણ ભવનોમાં પડેલા ગ્રહો મનુષ્યને જીવનમાં ધીમે ધીમે વૈભવ આપે છે

### જીવનમાં દુઃખ અને હાનિ આપતાં ભવનો :

મિત્રભવન, પુત્રભવન અને શત્રુભવનમાં અગર ચારથી ૭ ભવનોમાં પડેલા ગ્રહો મનુષ્યને જીવનમાં દુઃખ અને હાનિ આપ્યા જ કરે છે.

### લગ્ન અને ભાગીદારીથી મધ્યમાવસ્થામાં સુખી કરનારાં ભવનો :

સ્ત્રીભવનમાં, મૃત્યુભવન અને ધર્મભવનમાં અગર સાતથી નવ ભવનમાં પડેલા ગ્રહો મનુષ્યને લગ્ન અને ભાગીદારીથી મધ્યમાવસ્થામાં સુખી કરે છે.

### લાભ અને વિજય આપી ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ આપતાં ભવનો :

રાજ્યભવન, લાભભવન અને વ્યય ભવનમાં અગર ૧૦થી બાર ભવનોમાં પડેલા ગ્રહો મનુષ્યને વિજય, આનંદ, લાભ, મિત્રસહાય અને પરાક્રમ વગેરે અર્પી ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ આપ્યા કરે છે.



એ પ્રમાણે જન્મસમયની લગ્નરાશીનો આંકડો લગ્નસ્થાનમાં મૂકી લગ્નની નજીક આપી બાકીના ધન, પુત્રાદિ ભવનોમાં બાકીની રાશીઓના ક્રમવાર આંકડા મૂકી આખું ભચક્ર પૂરું કરવામાં આવે છે.

## રાશીઓના પ્રકાર

રાશીઓના ગુણદોષના નીચે જણાવ્યા મુજબના ભાગ પાડવામાં આવ્યા છે :—

| પુરુષ | સ્ત્રી | અગ્નિ તત્વ | પૃથ્વી તત્વ | વાયુ તત્વ | જળ તત્વ | લઘુ | દીર્ઘ | ઉત્તર તરફની | દક્ષિણ તરફની |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | વૃષભ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | મકર | કર્ક | મેષ | તુલા |
| મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | કુંભ | સિંહ | વૃષભ | વૃશ્ચિક |
| સિંહ | કન્યા | ધન | મકર | કુંભ | મીન | મીન | કન્યા | મિથુન | ધન |
| તુલા | વૃશ્ચિક | | | | | મેષ | તુલા | કર્ક | મકર |
| ધન | મકર | | | | | વૃષભ | વૃશ્ચિક | સિંહ | કુંભ |
| કુંભ | મીન | | | | | મિથુન | ધન | કન્યા | મીન |

મેષ, મિથુન, તુલા, ધન અને કુંભ એકી રાશીઓ છે, અને વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન બેકી રાશીઓ છે.

## ચર રાશીઓ કે કેન્દ્ર રાશીઓ

**ગ્રહની દૃષ્ટિ અતિ પ્રબળ**

મેષ, કર્ક, તુલા અને મકરને ચર રાશીઓ કહેવાય છે, કારણ કે એ રાશીઓ ફરતી છે અને અસ્થિર છે. એમને કેન્દ્ર રાશીઓ પણ કહે છે, કારણ કે આ રાશીઓમાં થયેલી ગ્રહોની દૃષ્ટિ અતિ પ્રબળ હોય છે.

# ૬ : લગ્નની રાશીથી મનુષ્યનો શારીરિક દેખાવ

## મેષ રાશીમાં જન્મનાર :

મેષ રાશીમાં જન્મનાર મનુષ્ય જરા ઊંચા કદનો, પાતળા બાંધાનો અને મજબૂત અવયવવાળો હોય છે. એનું ગળું ને મુખ લાંબા હોય છે ને દૃષ્ટિ તીવ્ર હોય છે. કેટલીક વખત તેનો બાંધો મજબૂત હોય છે ત્યારે શરીર ઉપર ચાઠા હોય છે ને આંખોના ખૂણા લાલાશ પડતા હોય છે.

## વૃષભ રાશીમાં જન્મનાર :

વૃષભ રાશીમા જન્મનાર મનુષ્ય ભરાવદાર ચહેરાવાળા અને વિશાળ આંખોવાળો હોય છે. એનો માથો ગોળ અને જાડો હોય છે, ગરદન ટૂંકી અને જાડી હોય છે ને નાક મોટું હોય છે. એની આંખોમા ને અંગોમા વન ને વિલાસની ખુમારી ભરી હોય છે.

## મિથુન રાશીમા જન્મનાર :

મિથુન રાશીમા જન્મનાર મનુષ્ય જરા [illegible] વાળો, નીચા [illegible] શરીરવાળા હોય છે. એના હાથ લાંબા હોય ને [illegible] આગળ પડતી હોય છે, ચાલ ઉતાવળી ને દૃષ્ટિ ચંચળ હોય છે, તેમ જ નાક મનોહર અને એની આંખમા [illegible] ભરી હોય છે.

## કર્ક રાશીમાં જન્મનાર :

કર્ક રાશીમા જન્મનાર મનુષ્ય મધ્યમ કદનો, ગોળ મુખવાળો, મોટા ફિક્કા ચહેરાવાળો તેમ જ નિર્બળ બાંધાનો હોય છે. સ્વભાવે તે બીકણ હોઈને ઘણી વખત તે સ્ત્રીઓનો શિકાર બને છે.

## સિંહ રાશીમાં જન્મનાર :

સિંહ રાશીમાં જન્મનાર ઊંચા મોટા દમામદાર શરીરવાળા ઓછા અને મોટા માથાવાળા, ભવ્ય અને પહોળા ખભા ધરાવનાર, તેજસ્વી આંખોવાળા અને ભયંકર તેમ જ પ્રતાપી ચહેરાવાળા હોય છે

## કન્યા રાશીમાં જન્મનાર :

કન્યા રાશીમાં જન્મનાર એકવડા પાતળા શરીરવાળા, ઊંચા, કપાળવાળા, લાંબા નાકવાળા, મોટા હોઠવાળા ને લાંબા પગવાળા હોય છે, તે છોકરી જેવો શરમાળ ને ઘેટા જેવો બીકણ હોય છે. બાળકની બાબતમાં સંભાળ રાખવાની જરૂર હોય છે.

## તુલા રાશીમાં જન્મનાર :

તુલા રાશીમાં જન્મનાર ઊંચા, સીધા, પાતળા પણ ઘાટીલા શરીરવાળા હોઈને તેનું મોં ગોળ હોય છે. અને ચહેરો સ્વચ્છ સુંદર હોય છે. ઘણી વખત તે દરેક જાતના ગોપાન હોય છે.

### મકર રાશીમાં જન્મનાર :

મકર રાશીમાં જન્મનાર મનુષ્ય લાંબા ચહેરાવાળો, બેસી ગયેલા ડાચાવાળો, નબળી છાતીવાળો, નિર્બળ ઢીંચણવાળો ને વાંકીચૂકી ચાલ ચાલવાવાળો હોય છે

### કુંભ રાશીમાં જન્મનાર :

કુંભ રાશીમાં જન્મનાર હૃષ્ટપુષ્ટ, મજબૂત ને દૃઢ શરીરવાળો હોય છે, લાંબા ચહેરાવાળો અને ઘઉંવર્ણી કાંતિવાળો હોય છે

### મીન રાશીમાં જન્મનાર :

મીન રાશીમાં જન્મનાર ઠીંગણા કદના, બાંધી દડીના, માંસલ અવયવવાળો, ફિક્કા ચહેરાવાળો ને સુસ્ત તેમજ ઊંઘણશી જેવી આંખવાળો હોય છે. તેના પગના તળિયા સમતલ હોય છે. તેનો સ્વભાવ પિંડ રોગિયા જેવો હોય છે



ભાવિ વિજ્ઞાનના કોઈપણ સાધનનો અભાવ હોય તો જન્મ નક્ષત્ર ઉપરથી મનુષ્યનુ આખુ ભાવિ કહી શકાય.

જુદા જુદા જન્મ નક્ષત્રોમા જન્મેલા માણસની પ્રકૃતિ જુદી જુદી હોય છે. ગુણ ભાવ જુદા જુદા હોય છે. એ પ્રકૃતિ ગુણ ભાવ ઉપરથી મનુષ્યનુ ચરિત્ર યથાર્થ કહી શકાય છે.

## (૧) અશ્વિની જન્મ નક્ષત્ર :

અશ્વિની નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) અતિ સ્વરૂપવાન, (૨) શૃગારી, (૩) આકર્ષક, (૪) ચાલાક અને (૫) ધીર પ્રકૃતિનો હોય છે.

## (૨) ભરણી જન્મ નક્ષત્ર :

ભરણી નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) દૃઢ મનોશક્તિવાળો, (૨) સત્યવાદી (૩) નિરોગી, (૪) ઉત્સાહી, (૫) વિદ્વાન અને (૬) ધનવાન હોય છે.

## (૩) કૃતિકા જન્મ નક્ષત્ર :

કૃતિકા જન્મ નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) ખાઉધરા, (૨) વિલાસી, (૩) મજબૂત, (૪) લુચ્ચા, (૫) કીર્તિવાન અને (૬) સતાવાન હોય છે.

## (૪) રોહિણી જન્મ નક્ષત્ર :

રોહિણી નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) સત્યવાદી, (૨) વ્યવહાર કુશળ, (૩) મનોનિગ્રહી, (૪) ઉદારવૃત્તિવાળો અને (૫) મોટી આંખોવાળો હોય છે.

## (૫) મૃગશીર્ષ જન્મ નક્ષત્ર :

મૃગશીર્ષ નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) ખંતથી કાર્ય કરનાર (૨) સારી વાતચીત કરનાર, (૩) ધનવાન, (૪) આગમપ્રિય, (૫) પોતાની જાતને હલકી ગણનાર અને (૬) સુંદર સ્નાન-વિધિમા માનનારો હોય છે.

શૂળાવાળો, (૭) પાન ખાવાનો શોખીન, (૮) સુંદર સ્ત્રીઓના સહવાસની ઈચ્છાવાળો, (૯) નિત્ય મુસાફરી કરવાનો શોખીન અને (૧૦) પરદેશ વસવાટ કરવાની વૃત્તિ સેવનારો થાય છે.

### (૧૮) જયેષ્ઠા જન્મ નક્ષત્ર :

જયેષ્ઠા નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) એકદમ ક્રોધી અને ઝનૂની, (૨) કઠોર અને નિર્દય શબ્દોના પ્રયોગવાળો, (૩) ગરીબ, (૪) જૂઠો, (૫) ઉદાર વૃત્તિનો, (૬) થોડા મિત્રોવાળો, (૭) શબ્દોના જુદા જુદા અર્થ કરવાવાળો અને (૮) આનંદી થાય છે.

### (૧૯) મૂળ જન્મ નક્ષત્ર :

મૂળ નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) અભિમાની, (૨) ધનવાન (૩) સ્થિરવૃત્તિવાળો. (૪) આરામપ્રિય, (૫) ઉગ્ર વૃત્તિનો, (૬) કઠોર. (૭) સગાંવહાલાનો તિરસ્કાર કરનારો અને (૮) શિસ્તપાલનવાળો થાય છે.

### (૨૦) પૂર્વાષાઢા જન્મ નક્ષત્ર :

પૂર્વાષાઢા નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) ક્રોધી, (૨) અભિમાની (૩) પ્રેમાળ પત્નીવાળો, (૪) દીર્ઘદર્શી, (૫) માતૃભક્તિવાળો (૬) સત્યવાદી, (૭) મુસાફરીનો શોખીન, (૮) સ્ત્રીઓનો પ્રેમપાત્ર અને (૯) ધનવાન મિત્રોનો પ્રેમપાત્ર થાય છે.

### (૨૧) ઉત્તરાષાઢા જન્મ નક્ષત્ર :

ઉત્તરાષાઢા નક્ષત્રમા જન્મનાર મનુષ્ય (૧) મજબૂત, (૨) કદાવર શરીરવાળો, (૩) લાંબા નાકવાળો, (૪) ઉપકારી, (૫) કીર્તિવાન, (૬) નમ્ર, (૭) પ્રભુ-પ્રેમી, (૮) માબાપનો પ્રેમપાત્ર, (૯) સુંદર ભોજન વૃત્તિવાળો. (૧ ) કુટુંબ-પ્રેમી અને (૧૧) સાચ ખોટાની પરીક્ષાવાળો થાય છે.

### (૨૨) શ્રવણ જન્મ નક્ષત્ર :

શ્રવણ નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) વિદ્વાન. (૨) કીર્તિવાન, (૩) સમવાધિન (૪) સ્ત્રીઓનો પ્રેમપાત્ર, (૫) સુગંધી

અને અસ્તગનો ગોખીન, (૬) અતિનય ઉત્સાહી અને (૭) સંપૂર્ણ ગૃહસ્થ થાય છે.

### (૨૩) ધનિષ્ઠા નક્ષત્ર :

ધનિષ્ઠા નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય, (૧) નીડર, (૨) સ્વતંત્ર, (૩) ઉમદા, (૪) બહાદુર, (૫) કીર્તિવાન, (૬) સંગીતપ્રિય અને (૭) મોટાઓની કૃપાવાળા થાય છે.

### (૨૪) શતભિષા નક્ષત્ર :

શતભિષા નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) સ્પષ્ટ, (૨) અંતર્-વૃત્તિવાળો, (૩) સત્યવાદી, (૪) કઠોર સ્વભાવવાળો, (૫) વિદ્વાન, (૬) હિંમતવાન, (૭) ચાલાક, (૮) પગત ન અને (૯) રાજાઓની પ્રીતિવાળા થાય છે.

### (૨૫) પૂર્વાભાદ્રપદ જન્મ નક્ષત્ર :

પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) ગોક વૃત્તિવાળો, (૨) સ્ત્રીઓથી બાદ જમા છતી શકાય, (૩) સ્ત્રી-ધનનો વાનના મેળવનાર, (૪) ચાલાક સ્વભાવવાળા (૫) વિદ્વાન (૬) નાસ્તિક, (૭) કંજૂસ અને (૮) અદેખા થાય છે.

### (૨૬) ઉત્તરા ભાદ્રપદ જન્મ નક્ષત્ર :

ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) ઉદાર, (૨) વાતોડિયો, (૩) ચાલાક, (૪) સુખી, (૫) વાદવિવાદમાં ભાગ લેનાર, (૬) પ્રજોત્પાદન કરવામાં શક્તિવાળો અને વિદ્યાના શોખીન થાય છે.

### (૨૭) રેવતી જન્મ નક્ષત્ર :

રેવતી નક્ષત્રમાં જન્મનાર મનુષ્ય (૧) સંપૂર્ણ ભરાવદાર શરીર-વાળો, (૨) અતિનય માનવંત ને કીર્તિવંત, (૩) શૂરવીર, (૪) પરધનને તુચ્છ સમજનાર, (૫) સ્ત્રીઓમાં આસક્ત અને (૬) ચાલાક ભાષણ કરનાર થાય છે.

**નુકસાનકારક પદો :**

દરેક નક્ષત્ર ૧૩° ૨૦' અંશ અથવા ૬૦ ઘડીનું બનેલું છે. દરેક નક્ષત્રના ચાર પદ હોય છે. દરેક પદ ૩° ૨૦' અંશ અથવા ૧૫ ઘડીનું બનેલું હોય છે.

જ્યારે ચંદ્ર જન્મ નક્ષત્રનાં અમુક પદોમાં થઈને પસાર થાય છે ત્યારે ભયંકર નુકસાન થાય છે.

જ્યારે ચંદ્ર (૧) અશ્વિની નક્ષત્રના પહેલા પદમાં, (૨) અશ્લેષા નક્ષત્રના ચોથા પદમા, (૩) મઘા નક્ષત્રનાં પહેલા પદમા, (૪) જ્યેષ્ઠા નક્ષત્રના ચોથા પદમા અને (૫) મૂળ નક્ષત્રના પહેલા અને (૬) રેવતીના છેલ્લા પદમા જન્મ સમય હોય છે ત્યારે બાળક ભાગ્યે જ જીવે છે, ત્યારે માતાપિતાનું જીવન પણ ભયમા મુકાય છે. જ્યેષ્ઠા-મૂળ વધારે નેષ્ટ છે તેથી તેની શાન્તિ કરવાની છે.

જ્યેષ્ઠા-મૂળ નક્ષત્રમા જન્મ થયો હોય તો તેનું વિશેષ ફળ જાતક પારિજાતક અધ્યાય ૮, શ્લોક ૪૫ થી ૫૫ સુધીમા જોઈ લેવું. પત્ર ૨૭.

જ્યારે ચંદ્ર, જ્યેષ્ઠા જન્મ નક્ષત્રના પહેલા પદમાં હોય છે ત્યારે મોટાભાઈને નુકસાન થાય છે અને જ્યેષ્ઠા નક્ષત્રના બીજા પદમાં હોય છે ત્યારે નાનાભાઈને નુકસાન થાય છે ત્રીજામા બાપ અને ચોથામા પોતાનો નાશ કરે છે.

**જન્મ નક્ષત્રો અને ગ્રહો :**

જેમ રાશીઓ ઉપર ગ્રહોનું આધિપત્ય છે તે પ્રમાણે જન્મ નક્ષત્રોની ઉપર પણ ગ્રહોનું આધિપત્ય છે.

**સૂર્યનું આધિપત્ય :** કૃતિકા, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાષાઢ નક્ષત્રો ઉપર છે.

**ચંદ્રનુ આધિપત્ય :** રોહિણી, હસ્ત અને શ્રવણ ઉપર છે.

**મંગળનું આધિપત્ય :** મૃગશીર્ષ, ચિત્રા અને ધનિષ્ઠા ઉપર છે.

**બુધનુ આધિપત્ય :** અશ્લેષા, જ્યેષ્ઠા અને રેવતી ઉપર છે.

**ગુરુનું આધિપત્ય :** પુનર્વસુ, વિશાખા અને પૂર્વ ભાદ્રપદા ઉપર છે.

**શુક્રનું આધિપત્ય :** ભરણી, પૂર્વાફાલ્ગુની અને પૂર્વાષાઢા ઉપર છે.

**શનિનું આધિપત્ય :** પુષ્ય, અનુરાધા, અને ઉત્તરાભાદ્રપદા ઉપર છે.

**રાહુનુ આધિપત્ય :** આર્દ્રા, સ્વાતિ અને શતભિષા ઉપર છે.

**કેતુનુ આધિપત્ય :** અશ્વિની, મઘા અને મૂળ ઉપર છે.



# ૯ : નક્ષત્રના ચરણ ઉપરથી નામાક્ષર પાડવાની પદ્ધતિ

દરેક નક્ષત્ર ૧૩°૨૦' અંશનું બનેલુ છે અથવા સાઠ ઘડીનું બનેલુ છે. દરેક નક્ષત્રનાં ચાર ચરણ અથવા પદ હોય છે. દરેક ચરણ અથવા પદ ૧૫ ઘડીનું અથવા ૩°૨૦' અંશ બનેલું છે, દરેક ચરણ અથવા પદના નામાક્ષર જુદા જુદા છે.

| નં. | નક્ષત્ર | પહેલું ચરણ. | બીજું ચરણ. | ત્રીજું ચરણ. | ચોથું ચરણ |
|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | ચુ | ચે | ચો | લા |
| ૨ | ભરણી | લી | લુ | લે | લો |
| ૩ | કૃત્તિકા | અ | ઈ | ઉ | એ |
| ૪ | રોહિણી | ઓ | વા | વી | વૂ |
| ૫ | મૃગશીર્ષ | વે | વો | કા | કી |
| ૬ | આર્દ્રા | કુ | ઘ | ઙ | છ |
| ૭ | પુનર્વસુ | કે | કો | હ | હિ |
| ૮ | પુષ્ય | હુ | હે | હો | ડા |
| ૯ | આશ્લેષા | ડી | ડુ | ડે | ડો |
| ૧૦ | મઘા | મા | મી | મુ | મે |
| ૧૧ | પૂર્વાફાલ્ગુની | મો | ટ | ટિ | ટુ |
| ૧૨ | ઉત્તરાફાલ્ગુની | ટે | ટો | પ | પિ |

# રાશી ઉપરથી નામાક્ષર પાડવાની પદ્ધતિ

દરેક રાશી ૩૦° અંશની હોય છે. અથવા ૧૩૫ ઘડીની હોય છે. દરેક રાશીમા નવ ચરણ અથવા પદ હોય છે. દરેક ચરણ અથવા પદ ૧૫ ઘડીનું અથવા ૩°-૨૦'નુ બનેલુ હોય છે.

| રા. ન. રાશી | ૧લુ. ચરણ | ૨જુ. ચરણ | ૩જુ. ચરણ | ૪થુ. ચરણ | ૫મુ. ચરણ | ૬ઠુ. ચરણ | ૭મુ. ચરણ | ૮મુ. ચરણ | ૯મુ. ચરણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મેષ | ચૂ | ચે | ચો | લા | લી | લુ | લે | લો | અ |
| ૨ વૃષભ | ઈ | ઉ | એ | ઓ | વા | વી | વૂ | વે | વો |
| ૩ મિથુન | કા | કી | કુ | ઘ | ઙ | છ | કે | કો | હ |
| ૪ કર્ક | ડા | ડે | હો | ડ | ડિ | ડી | ડ | ડી | ડુ |
| ૫ સિંહ | મા | મી | મુ | મે | મો | ટ | ટિ | ટ | ટુ |
| ૬ કન્યા | ટા | પો | પે | પ | પી | પુ | ષ | ણા | ઠા |
| ૭ તુલા | રા | રી | રુ | રે | રો | ત | તી | તે | તુ |
| ૮ વૃશ્ચિક | તા | નો | ને | ની | નૂ | ન | થા | થૂ | થ |
| ૯ ધન | યે | યો | ભા | ભી | ભૂ | ધ | ભે | ફા | ઢ |
| ૧૦ મકર | ભો | જા | જી | જૂ | જે | ખ | ખો | ખી | ખુ |
| | | | | | | (ખે, | ખા, | ગા, | ગી) |
| ૧૧ કુંભ | ગો | ગુ | ગે | સી | સુ | સે | સા | સો | દ |
| ૧૨ મીન | દી | દુ | દે | દો | ઝ | થ | ઞ | ચી | ચ |

જન્મસમયે ચંદ્ર જે રાશીમા હોય તે રાશી અને તેના ચરણ ઉપરથી નામ પડે છે.

## ૧૦. અયન, મુહૂર્ત પ્રકરણ યોગ, કરણો તથા વર્ષની ઋતુઓ વગેરે

**અયન :**

અયન બે છે (૧) ઉત્તરાયન અને (૨) દક્ષિણાયન. ઉત્તરાયન મકર, કુંભ, મીન, મેષ, વૃષભ અને મિથુન રાશીઓનો બનેલો છે તે વખતે સૂર્યની ગતિ ઉત્તર તરફ હોય છે તેથી તે ઉત્તરાયનનો સૂર્ય કહેવાય છે, દક્ષિણાયન કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને ધન રાશીઓનો બનેલો છે તે વખતે સૂર્યની ગતિ દક્ષિણ તરફ હોય છે. તેથી તે દક્ષિણાયનનો સૂર્ય કહેવાય છે.

**વર્ષની ઋતુ :**

વર્ષની ઋતુ ૬ છે: (૧) વસંત, (૨) ગ્રીષ્મ, (૩) વર્ષા, (૪) શરદ (૫) હેમંત, અને (૬) શિશિર.



## ૧૧ : ઋતુ, રાશી, માસ, અને સ્વામી સમજવાનું કોષ્ટક

| ઋતુનો અનુ નં. | ઋતુ | રાશીઓ | માસ | સ્વામી |
|---|---|---|---|---|
| ૧ | વસંત | મીન અને મેષ | ફાગણ–ચૈત્ર | શુક્ર |
| ૨ | ગ્રીષ્મ | વૃષભ અને મિથુન | વૈશાખ–જેઠ | સૂર્ય તથા મંગળ |
| ૩ | વર્ષા | કર્ક અને સિંહ | અષાઢ–શ્રાવણ | ચંદ્ર |
| ૪ | શરદ | કન્યા અને તુલા | ભાદરવો–આસો | બુધ |
| ૫ | હેમંત | વૃશ્ચિક અને ધન | કારતક–માગશર | ગુરુ |
| ૬ | શિશિર | મકર અને કુંભ | પોષ–માહ | શનિ |

## ૧૨ : સંવત્સર બાબત

શાલિવાહન શક કરતા વિક્રમનો સંવત ૧૩૫ વર્ષ પહેલાનો છે, એટલે શાલિવાહનના શકમાં ૧૩૫ વર્ષ ઉમેરીએ ત્યારે વિક્રમાદિત્ય સંવત થાય છે; તેમ જ વિક્રમાદિત્ય સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ ત્યારે ચૈત્રાદિ શાલિવાહન શક થાય છે.

સંવત્સર અનુક્રમે સાઠ છે, દરેક સંવત્સર એક વર્ષ રહે છે. અનુક્રમે સાઠ સંવત્સર બેઠા પછી ફરીને સંવત્સર પહેલાથી બેસવા માંડે છે. સંવત્સરનાં નામ અનુક્રમે નીચે પ્રમાણે છે :

(૧) પ્રભવ, (૨) વિભવ, (૩) શુક્લ, (૪) પ્રમોદ, (૫) પ્રજાપતિ, (૬) અંગિરા, (૭) શ્રીમુખ, (૮) ભાવ, (૯) યુવા, (૧૦) ધાતા, (૧૧) ઈશ્વર, (૧૨) બાહુધાન્ય, (૧૩) પ્રમાથી, (૧૪) વિક્રમ, (૧૫) વૃષભ (૧૬) ચિત્રભાનુ, (૧૭) સુભાનુ, (૧૮) તારણ, (૧૯) પાર્થિવ, (૨૦) વ્યય, (૨૧) સર્વજીત, (૨૨) સર્વધારી, (૨૩) વિરોધી, (૨૪) વિકૃત, (૨૫) ખર, (૨૬) નંદન, (૨૭) વિજય (૨૮) જય, (૨૯) મન્મથ, (૩૦) દુર્મુખ, (૩૧) હેમલંબ, (૩૨) વિલંબ, (૩૩) વિકારી, (૩૪) સાર્વરી, (૩૫) પ્લવ, (૩૬) શુભકૃત, (૩૭) શોભનકૃત, (૩૮) ક્રોધી, (૩૯) વિશ્વાસુ, (૪૦) પરાભવ, (૪૧) પ્લવગ (૪૨) કિલક, (૪૩) સૌમ્ય, (૪૪) સાધારણ, (૪૫) વિરોધી, (૪૬) પરિધાવી, (૪૭) પ્રમાદી, (૪૮) આનંદ, (૪૯) રાક્ષસ, (૫૦) નળ, (૫૧) પીંગળ, (૫૨) કાળ, (૫૩) સિદ્ધાર્થ, (૫૪) રૌદ્ર, (૫૫) દુર્મતી, (૫૬) દુંદભી, (૫૭) રુધિરોદ્ગારી, (૫૮) રક્તાક્ષ, (૫૯) ક્રોધન અને (૬૦) ક્ષયકૃત.



## ૧૩ : મુહૂર્ત પ્રકરણ

પંચાગ એટલે પાચ અગ, જ્યોતિશાસ્ત્ર આ પાચ અગ ઉપર રચાયું છે

(૧) તિથિ, (૨) વાર, (૩) નક્ષત્ર, (૪) યોગ, (૫) કરણ, આ પાચ અગો દાન મુહૂર્તનો નિર્ણય લેવાય છે, આ મુહૂર્તો આપણા ધર્મમા ધાર્મિક કાર્યો, વ્રતો—ઉપવાસાદિ, શુભાશુભ કાર્યો માટે લેવાય છે, મુહૂર્ત—શુદ્ધિમા થયેલા કાર્યો શુભફળ આપનાર હોય છે, તેથી જે શુભાશુભ કાર્યો કરવાના હોય તે આપણે તેના નિયમોને અનુસરીને કરવા

**ભારતમાં વર્ષ જુદા જુદા મહિનાથી ગણવામાં આવે છે.**

(૧) કલિકાલ, (૨) મહાવીર, (ન્નત), (૩) વિક્રમ, નવત, (૪) શાલીવાહન શક, (૫) રાજપુતાના (પુર્ણિમાન્ત), (૬) ઓરિસા (કન્યાસર્ગ (૭) બગાલ (મેષસૂર્ય), (૮) તામીલ મદ્રાસ (મેષસૂર્ય), (૯) મલબાર (કોલ્લમ ૧૮, મઘા નક્ષત્ર સૂર્ય પ્રવેશ), (૧ ) કાશ્મીર (સારનર્દિવા) અને હમણા આપણી સરકાર ભારતી નવુ નવીન ગણુન પ્રમાણે બનાવ્યુ છે શાલિવાહન શકની માર વર્ષારંભની ગણના મેષસૂર્યથી થાય છે.

**બાર માસ**

કાર્તિક માર્ગશીર્ષ પોષ માઘ ફાગણ, ચૈત્ર, વૈશાખ જ્યેષ્ઠ અષાઢ, શ્રાવણ ભાદરવ, આસો,

**ખ્રિસ્તી માસનાં નામો અને દિવસ**

(૧) જાન્યુઆરી, (૨) ફેબ્રુઆરી, (૩) માર્ચ, (૪) એપ્રિલ, (૫) મે
૩૧ ૨૮–૨૯ ૩૧ ૩૦ ૩૧

( ) જૂન, (૭) જુલાઈ, (૮) ઓગષ્ટ (૯) સપ્ટેમ્બર (૧૦) ઓક્ટોબર,
૩૦ ૩૧ ૩૧ ૩૦ ૩૧

(૧૧) નવેમ્બર, (૧૨) ડિસેમ્બર
૩૦ ૩૧.

## અધિક માસ અને ક્ષય માસ વિચાર

સૂર્ય-સંક્રાન્તિ જે ચાન્દ્ર માસમા ન થાય, તે અધિક માસ ગણાય છે અને જે ચાન્દ્ર માનમા બે વખત સૂર્ય-સંક્રાન્તિ આવતી હોય તે ક્ષય માસ ગણાય છે. આ ક્ષય-માસ, કાર્તિક, માગશર, અને પોષ માનમા આવે છે.

જે વર્ષમા ક્ષય માસ આવતા હોય તે વર્ષમા બે અધિક માસ આવે છે, એક અધિક માસથી બીજો અધિક-માસ ૩૨ મહિના ૧૬ દિવસ અને ૪ ઘડી વ્યતીત થયા પછી આવે છે.

### પક્ષ નિર્ણય

એક મહિનામાં બે પક્ષ આવે છે. શુક્લપક્ષ, અને કૃષ્ણપક્ષ. અજવાળિયાને શુક્લપક્ષ ગણવામા આવે છે. અંધારિયાને કૃષ્ણપક્ષ ગણવામા આવે છે,

## તિથિ નિર્ણય

૫ દર દિવસનુ પખવાડિયુ ગણવામા આવે છે. અને તે દિવસની તિથિ ગણવામા આવે છે. તેના નામ નીચે પ્રમાણે છે.

(૧) પ્રતિપદા, (૨) દ્વિતીયા,-બીજ, (૩) તૃતીયા (ત્રીજ) (૪) ચતુર્થી (ચોથ), (૫) ૫ચમી (પાચમ), (૬) ષષ્ઠી, (છઠ), (૭) સપ્તમી (સાતમ), (૮) અષ્ટમી (આઠમ), (૯) નવમી (નોમ), (૧૦) દશમી (દશમ), (૧૧) એકાદશી (અગીઆરસ), (૧૨) દ્વાદશી (બારસ) (૧૩) ત્રયોદશી (તેરસ), (૧૪) ચતુર્દશી (ચૌદશ), (૧૫) પૂર્ણિમા (પૂનમ), (૩૦) અમાવાસ્યા (અમાસ)

### નક્ષત્ર

ઉત્તરાષાઢા નક્ષત્રના ચોથા ભાગ અને શ્રવણ નક્ષત્રના પ્રથમ ભાગને અભિજીત ગણવામા આવે છે.

### યોગનાં નામ

(૧) વિષ્કુંભ, (૨) પ્રીતિ, (૩) આયુષ્માન, (૪) સૌભાગ્ય,

## રાશીના સ્વામી

મેષ અને વૃશ્ચિક રાશીનો સ્વામી મંગળ, વૃષભ અને તુલા રાશીનો સ્વામી શુક્ર, મિથુન અને કન્યા રાશીનો સ્વામી બુધ, કર્ક રાશીનો સ્વામી ચંદ્ર, ધન અને મીન રાશીનો સ્વામી ગુરુ, મકર અને કુંભ રાશીનો સ્વામી શનિ, અને સિંહ રાશીનો સ્વામી સૂર્યદાદા છે

લઘુ સંજ્ઞા છે. આ નક્ષત્રોનાં બજારનું કાર્ય, સ્ત્રી-સંભોગ, સાગનું જ્ઞાન, આભુષણો બનાવવાં અને પહેરવાં, ચિત્ર દોરવાં, ગાવું બજાવવું, તથા કલા સંબંધી કાર્યો કરવાં.

### મૃદુ અને મૈત્ર

મૃગશીર્ષ, ચિત્રા, અનુરાધા, રેવતી અને શુક્રવારની મૃદુ અને મૈત્ર સંજ્ઞા જાણવી. આ નક્ષત્રોમાં મૈત્રી તેમજ માંગલિક કાર્યો કરવાં.

### દારુણ અને તિક્ષ્ણ

આર્દ્રા, આશ્લેષા, જ્યેષ્ઠા. મૂળ અને શનિવારની દારુણ અને તિક્ષ્ણ સંજ્ઞા જાણવી, આ નક્ષત્રોમાં ક્લેશ, બંધન, પશુઓને કેળવવાં વિગેરે કર્મની સિદ્ધિ થાય.

### શુભ ચોઘડિયાં

અમૃત, ચલ, લાભ અને શુભ છે.

### શુભ ગ્રહો

ચંદ્ર, બુધ, અને ગુરુ લેવા.

### શુભ તિથિ

૧-૨-૩-૫-૭-૧૦-૧૧-૧૩ લેવી.

### શુભ વાર

સોમ, બુધ, ગુરુ અને શુક્રવાર લેવા.

### શુભ ચંદ્ર

જન્મ રાશીથી ગણતાં ૧-૩-૬ ૭-૧૧ લેવાં.

સુદમાં ૨-૫ ૯ પણ શુભ છે.



### જુદાં જુદાં મુહુર્તો

સ્વાતિ, ધનિષ્ઠા, અશ્વિની, મૃગશીર્ષ અને ત્રણે ઉત્તરા આ નક્ષત્રોમાં શુભ વાર અને શુભ તિથિએ રજસ્વલા સ્ત્રીએ સ્નાન કરવું. રોહિણી, મૃગશીર્ષ, સ્વાતિ, હસ્ત, રેવતી અને અશ્વિની નક્ષત્રોમાં રજસ્વલા સ્નાન કરે તો જલદી ગર્ભવતી થાય છે.

શ્રવણ, પુષ્ય, પુનર્વસુ, મૃગશીર્ષ, હસ્ત, મૂળ, અનુરાધા–આ નક્ષત્રો લેવા, ચુનાવડ પછીનો પહેલો માસ છોડીને લેવા

## પારણાનુ મુહૂર્ત

ચિત્રા, અનુરાધા, મૃગશીર્ષ, રેવતી, રોહિણી, અશ્વિની ત્રણે ઉત્તરા, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, નક્ષત્રો લેવા. રવિ, બુધ, ચદ્ર, ગુરુ અને શુક્રવાર લેવા.

## પારણુ બાધવાનુ મુહૂર્ત

સૂર્યના નક્ષત્રથી જન્મ દિવસના નક્ષત્ર સુધી ગણુતા પ્રથમ પાચ નક્ષત્રમા પારણુ બાધવાથી આરોગ્યતા, બીજા પાચમા મરણ, અને ત્રીજા પાચમા બાળ નિર્બળ બને છે. ચોથા પાચ નક્ષત્રમા વ્યાધિ, અને પાચમા સાત નક્ષત્રોમા સુખ થાય છે

## બાળકને ભૂમિ પર બેસાડવાનુ મુહૂર્ત

જન્મથી ચોથો, પાચમો અને નવમા માસ, રીક્ત છોડીને બીજી તિથિઓ, ત્રણે ઉત્તરા, રોહિણી, મૃગશીર્ષ, જ્યેષ્ઠા, અનુરાધા, હસ્ત, અશ્વિની, અથવા પુષ્ય નક્ષત્રમા પૃથ્વી તેમજ વરાહનુ પૂજન કરીને કટિસૂત્ર ગાવીને બાળકને ભૂમિ ઉપર બેસાડવુ.

## ચૌલ-(બાળકને પ્રથમ વાળ ઉતરાવવા)

ગુરુ, શુક્રનો અસ્ત ન હોય તેવો ટાઈમ લેવો તિથિ ૨-૩-૫-૭-૧૦-૧૧-૧૩ લેવી સોમ, બુધ, ગુરુને શુક્રવાર લેવો નક્ષત્રોમા અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, જ્યેષ્ઠા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, રેવતી, જન્મથી ૨-૩-૫ મા વર્ષમા મહા, ફાગણ, વૈશાખ અને જેઠ માસમા મૂળ ઉતારવુ (ઉત્તરાયનનો સૂર્ય લેવો)

## નિશાળે બેસાડવાનુ મુહૂર્ત

ઉત્તરાયનના સૂર્યમા શુભમાસ, શુભતિથિ તેમજ લગ્નમા ગ્રહ બળવાન હોય ત્યારે અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, આર્દ્રા, શ્રવણ હસ્ત, ચિત્રા, સ્વાતિ, રેવતી—આ નક્ષત્રામા ગણપતિ, કાર્તિક સરસ્વતી અને ઈષ્ટદેવનુ પૂજન કરી પાચમા વર્ષમા વિદ્યારંભ કરવો ખાસ કરીને વિદ્યારંભમા ગુરુવાર અતિશ્રેષ્ઠ ગણ્યો છે

## શાંતિ પૌષ્ટિક કર્મ

સુધ, ગુરુ, શુક્ર, રવિવાર મૃગશીર્ષ, મઘા, ત્રણે ઉત્તરા, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મૂળ, શ્રવણ, રેવતી એ નક્ષત્રો શુભ છે

## યજ્ઞોપવિત મહુર્ત

જન્મથી પાચમા અથવા આઠમા વર્ષ બ્રાહ્મણને, છઠ્ઠા અગર અગિયારમા વર્ષ ક્ષત્રિયને, અને આઠમા અથવા બારમા વર્ષ વૈશ્યને યજ્ઞોપવિત આપવુ શ્રેષ્ઠ છે ચૈત્ર માસના મીનનો સૂર્ય હોય તો તે વખત બ્રાહ્મણને યજ્ઞોપવિત આપવુ શ્રેષ્ઠ ગણાય છે તેમજ જે બાળકને ઉપવિત આપવાનુ હોય તેના પિતાને સૂર્યનુ બળ હોવુ જરૂરી છે

અને વર્ણેશ બળ તેમજ બાળકને ગુરુ અને ચંદ્રબળ હોવુ જોઈએ

બ્રાહ્મણનો સ્વામી ગુરુ, ક્ષત્રિયનો સ્વામી શુક્ર, બ્રાહ્મણનો સ્વામી મંગળ તેમજ અન્યનો સ્વામી બુધ છે

બ્રાહ્મણનો સ્વામી ગુરુ, શુક્ર, ક્ષત્રિયનો સ્વામી મંગળ અને રવિ, વૈશ્યનો સ્વામી ચંદ્ર અને બુધ છે

નક્ષત્રોમાં હસ્ત, અશ્વિની, પુષ્ય, આશ્લેષા, આર્દ્રા, મૂલ ત્રણ પૂર્વા, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, સ્વાતિ, મૃગશીર્ષ, અનુરાધા ચિત્રા અને રેવતી

વારોમાં રવિ, સોમ, બુધ, ગુરુ, શુક્ર, તેમ જ માસમાં માઘ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠમાં શુક્લપક્ષમાં, બીજ, ત્રીજ, પાંચમ, છઠ, દશમ, અગિયારસ અને બારસ આ તિથિઓ લેવી

## પંચક જ્ઞાન અને એનો ઉપયોગ

ધનિષ્ઠા નક્ષત્રના ઉત્તરાર્ધથી રેવતી નક્ષત્રના ઉત્તરાર્ધ પર્યંત પાંચ નક્ષત્રનો પંચક કહેવાય છે, (કુંભ અને મીનના ચંદ્રમા) આ પંચકમાં દક્ષિણ દિશાની યાત્રા, ગૃહરંભાદાન પ્રેતદાહ, ઘાસ અને કાષ્ટનો સંગ્રહ તેમ જ ખાટનો ભરવો આ કાર્યો પંચકમાં વર્જ્ય ગણાય છે

## વિવાહ મુહૂર્ત

જ્યારે છોકરા છોકરી ઉમરલાયક થાય છે ત્યારે તેને ગૃહસ્થાશ્રમમાં દાખલ કરવાના વિચાર ચાલે છે તે માટે સગાઇના પ્રસંગો ઊભા થાય છે, તે વખતે છોકરા છોકરીની જન્મકુંડલી જોવાના આવે છે તેમાં વરને કે કન્યાને પાઘડીએ ઘાટડીએ મંગળ છે કે નહિ તે વિષે જોવામાં આવે છે તેમાં વરકન્યાની જન્મકુંડલીમાં (જન્મલગ્ન) ચોથા, બારમા, આઠમા અને બારમા સ્થાનમાં મંગળ હોય તો તે પાઘડીએ મંગળ કહેવાય છે અને કન્યાને આ રીતે હોય તો તે ઘાટડીએ મંગળ કહેવાય છે તેમ જ સાતમા સ્થાનનો માલિક હોય અથવા અન્યોન્ય થઈ નીચ બનતો હોય તો તે પણ ખરાબ ગણાય. આવા મંગળવાળાએ સામની વ્યક્તિ મંગળવાળી શોધવી, જે માટે

મંગળના સ્થાનોમાં જો શનિ હોય તો દોષ ઓછો થાય છે, જે વ્યક્તિઓને મંગળ લગ્નમાં મેષ રાશીનો, આઠમા સ્થાનમાં વૃશ્ચિક રાશીનો, સાતમા સ્થાનમાં મીન રાશીનો, બારમા સ્થાનમાં કુંભ રાશીનો અને બારમા સ્થાનમાં ધન રાશીનો, હોય તો તેને મંગળનો દોષવાળો ગણાતો નથી, દોષ હોય તો લગ્ન પહેલાં કુંભ, પીપળા અને અર્કવિવાહ કરવાનો ઉપાય શાસ્ત્રકાર બતાવ્યો છે. તે પ્રમાણે લગ્ન કરવાથી મંગળનો દોષ ઓછો થાય છે અને લગ્નજીવનમાં અવરોધો ઓછા થાય છે

મંગળ ઉચ્ચનો, સ્વગૃહીનો, સૂર્યની રાશીનો, ગુરુના ઘરમાં હોય ત્યારે મંગળ દોષકારક બનતો નથી, મંગળ ઉપર ગુરુની દૃષ્ટિ હોય તો પણ મંગળના દોષ નાશ પામે છે. આ સિવાય શનિ ૧-૪-૭-૮-૧૦ આ સ્થાનોમાં હોય તો પણ લગ્નજીવનમાં અવરોધ આવે છે જન્મ કુંડળીમાં શનિ આઠમા કે બારમા, સ્થાનમાં હોય તો લગ્નજીવનમાં વધુ અવરોધ ગણવામાં આવે છે

## વિવાહ મુહૂર્ત

રેવતી, ઉ. પા, ઉ. ભા., રોહિણી, મૃગશીર્ષ, મઘા, અનુરાધા હસ્ત, સ્વાતિ, નક્ષત્રમાં, કન્યા, તુલા, વૃષભ અને મિથુન લગ્નમાં; ફાગણ, માગશર, મહા, અષાઢ, જેઠ, વૈશાખ માસોમાં, તેમ જ અમાવાસ્યા છોડીને બીજી તિથિઓમાં વિવાહ શુભ છે. ક્ષય અને વૃદ્ધિ તિથિ ત્યાગ કરવી, ખરાબ યોગ ત્યાગ કરવા.

કન્યાને ગુરુ, ચંદ્ર, વરને સૂર્ય અને ચંદ્રનું બળ જોવું. ગોચર ગ્રહોમાં ૪-૮-૧૨માં સ્થાનમાં ગુરુ, ચંદ્ર અને સૂર્ય ન હોવા જોઈએ.

મિથુન, કુંભ મકર, વૃશ્ચિક, વૃષભ અને મેષ રાશીનો સૂર્ય ચાલતો હોય ત્યારે વિવાહ કરવો શુભ છે.

મિથુનના સૂર્યમાં અષાઢ શુક્લ દશમી શુભ છે, વૃશ્ચિકના સૂર્યમાં કાર્તિક માસમાં, મકરના સૂર્યમાં પોષ માસમાં, અને મેષ રાશીના સૂર્યમાં ચૈત્ર માસમા, વિવાહ કરવો શ્રેષ્ઠ છે,

લગ્નમા જન્મમાસ, જન્મતિથિ, જન્મવાર, તમ જ જ્યેષ્ઠ પુત્રનો જ્યેષ્ઠ માસમાં વિવાહ કરવો નહિ.

## વરકન્યા-પ્રીતિ-વિચાર

વર્ણ, વૈશ્ય, તારા યોનિ, ગ્રહમૈત્રી, ગણમૈત્રી, નાડીઓ આ બધાંનો પહેલો વિચાર કરવો.

## વર્ણ વિચાર

કર્ક-વૃશ્ચિક અને મીન રાશીનો બ્રાહ્મણ વર્ણ છે.

મેષ, સિંહ અને ધન રાશીનો ક્ષત્રિય વર્ણ છે, વૃષભ કન્યા અને મકર રાશીનો શૂદ્ર વર્ણ છે, ઉત્તમ વર્ણની કન્યા હોય અને કનિષ્ઠ વર્ણનો વર હોય તો વરનુ મૃત્યુ થાય.

બ્રાહ્મણ વર્ણની કન્યા હોય અને શૂદ્ર વર્ણનો વર હોય તો કન્યા વિધવા થાય છે.

## વશ્ય વિચાર

દ્વિપદના વશમા સિંહ સિવાય સર્વ વશ્ય છે જલચર-દ્વિપદનુ છે, પરતુ એમા સર્વ પ્રતિકારક છે. મકરનો પૂર્વ ભાગ, મેષ, સિંહ ધન, વૃષભ ચતુષ્પાદ ગણાય છે, કર્ક, રાશી કીટ રાશી ગણવામા આવે છે, વૃશ્ચિક સર્વની નાશી ગણાય છે મિથુન, કન્યા, તુલા, અને ધનનો પૂર્વ ભાગ, દ્વિપદ ગણાય છે મકરનો પશ્ચિમ ભાગ, કુભ મીન રાશી જલચર ગણવામા આવે છે.

## તારાબલનો વિચાર

કન્યાનો જે નક્ષત્રમા જન્મ થયો હોય તે નક્ષત્રથી વરના જન્મ વખતમા જે નક્ષત્રમા હોય તે નક્ષત્ર સુધી અને તે પ્રમાણે વરના જન્મના નક્ષત્રથી કન્યાના જન્મ વખતના નક્ષત્ર સુધી જુદા જુદા ગણવા, તેને આઠ (નવ)નો ભાગ આપવો, અને જો તેમા ત્રણ નવ પાચ અને સાત રહે તો અશુભ તારા ગણવી.

## યોનિ-વિચાર

અશ્વિની અને શતતારાની ઘોડાની યોનિ જાણવી ભરણી અને રેવતીની હાથીની યોનિ જાણવી કૃત્તિકા અને પુષ્યની મેંઢ યોની જાણવી રોહિણી અને મૃગશીર્ષની સર્પ યોનિ જાણવી. આર્દ્રા અને મૂળની શ્વાનની યોનિ જાણવી

પુનર્વસુ અને આશ્લેષાની બિલાડાની યોનિ જાણવી મઘા અને પૂર્વાફાલ્ગુનીની ઉદર યોનિ જાણવી. પૂર્વાભાદ્રપદા અને ધનિષ્ઠાની સિંહ યોનિ જાણવી હસ્ત અને સ્વાતિની ભેંસ યોનિ જાણવી, ચિત્રા અને વિશાખાની વાઘ યોનિ જાણવી અનુરાધા અને જ્યેષ્ઠાની હરણ યોનિ જાણવી પૂર્વાષાઢા અને શ્રવણની વાનર યોનિ જાણવી. ઉત્તરાષાઢા અને અભિજીતની નોળિયાની યોનિ જાણવી ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદાની ગાયની યોનિ જાણવી

## યોનિનું ફળ

ગાય અને વાઘને વેર હોય છે, તેમ હાથી અને સિંહને, ઘોડો અને ભેંસને, કૂતરા અને હરણ, સર્પ અને નોળિયો, વાનર અને મેષ, બિલાડી અને ઉંદર, આ પ્રમાણે પરસ્પર વેર હોવાથી આ જાતના બંને નક્ષત્રોનો મેળ ન કરવો.

## મૈત્રી વિચાર

વર કન્યાના સ્વામી મિત્ર હોય તો, અને એક હોય તો મિત્ર બને છે, રાશી સ્વામી સમ હોય તો, સાધારણ બને છે. અને બંનેના સ્વામી શત્રુ હોય તો મેળ મળે નહિ. એમ મિત્ર સાધારણ.

## ગણ-મૈત્રી વિચાર

અશ્વિની, મૃગશિર્ષ, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, શ્રવણ, સ્વાતિ, અને રેવતીનો દેવતાગણ છે

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા-પૂર્વાભાદ્રપદ ઉત્તરફાલ્ગુની ઉત્તરાષાઢા-ઉત્તરાભાદ્રપદ, આદ્રા-રોહિણી અને ભરણી નક્ષત્રના ગણ મનુષ્ય છે

કૃત્તિકા, મઘા, આશ્લેષા, વિશાખા, શતભિષા, ચિત્રા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા અને મૂળ, આ નક્ષત્રોનો રાક્ષસ ગણ જાણવો.

## ગણનું ફળ

વર-કન્યાના એક ગણ હોય તો અધિક પ્રીતિ.

દેવ અને મનુષ્ય ગણ હોય તો મધ્યમ. મનુષ્ય અને રાક્ષસ ગણ હોય તો મૃત્યુ અને દેવ અને, રાક્ષસ ગણ હોય તો કલેશ જાણવો.

## ભકૂટ વિચાર

કન્યાથી વરની રાશી ચોથી હોય અને વરથી કન્યાની રાશી દશમી હોય અને પરસ્પર ત્રીજે, અગિયારમે, હોય તો એકબીજાથી એકબીજાની રાશી છઠ્ઠે, આઠમે હોય તો ખરાબ જાણવી. એકબીજાથી એકબીજાની રાશી નવમે, પાંચમે હોય તો કલેશકારક જાણવી. બીજે બારમે, દારિદ્રકારક જાણવી.

વરને સૂર્યનું બળ, કન્યાને ગુરુનું બળ, તેમજ વર અને કન્યાને ચંદ્રનું બળ જોવું.

સિંહ રાશી ઉપર ગુરુ પસાર થતો હોય તો, લગ્ન ન કરવાં.

મેષ રાશીનો સૂર્ય અને સિંહ રાશીનો ગુરુ શુભ છે.

## નાડી-વિચાર

| આદી | મધ્ય | આંત્ય |
|---|---|---|
| અશ્વિની | ભરણી | કૃતિકા |
| આર્દ્રા | મૃગશીર્ષ | રોહિણી |
| પુનર્વસુ | પુષ્ય | આશ્લેષા |
| ઉ. ફા. | પૂર્વાફાલ્ગુની | મઘા |
| હસ્ત | ચિત્રા | સ્વાતિ |
| જ્યેષ્ઠા | અનુરાધા | વિશાખા |
| મૂળ | પૂર્વાષાઢા | ઉ. ષાઢા |
| શતતારકા | ધનિષ્ઠા | શ્રવણ |
| પૂર્વા-ભા. | ઉ. ભાદ્રપદ | રેવતી |

સ્ત્રી અને પુરુષની આદિ નાડી હોય તો પુરુષને, બન્નેની મધ્ય નાડી હોય તો બન્નેને અને બન્નેની આંત્ય નાડી હોય તો કન્યાને કષ્ટદાયી જાણવી. ખાસ કરીને એક નાડી ન લેવી.

## વર્ગ વિચાર

| ગરુડ | બિલાડી | સિંહ | કૂતરો | સર્પ | ઉંદર | મૃગ | મેષ |
|---|---|---|---|---|---|---|---|
| અ | ક | ચ | ટ | ત | પ | ય | ન |
| ઈ | ખ | છ | ઠ | થ | ફ | ર | ગ |
| ઉ | ગ | જ | ડ | દ | બ | લ | ષ |
| એ | ઘ | ઝ | ઢ | ધ | ભ | વ | હ |
| ઓ | ઙ | ઞ | ણ | ન | મ | ૦ | ૦ |

પોતાના વર્ગથી પાચમા વર્ગ શત્રુ જાણવો.

### કર્તરીદોષ વિચાર

લગ્ન અથવા ચંદ્રમાથી બારમા અથવા બીજા સ્થાનમા પાપગ્રહ જો રહેલા હોય તો કર્તરી-દોષ થાય છે આ દોષમા વિવાહ, જનોઈ વિગેરે શુભ કાર્યો ન કરવા.

### સૂર્યબલ-વિચાર

વરને રીતે, ત્રીજો દશમો અને અગિયારમો, સૂર્ય હોય તો વિવાહમા શુભ જાણવો, પહેલો, બીજો, પાચમો, સાતમો અને નવમો હોય તો પૂજા કરવાથી શુભ થાય છે ચોથો, આઠમો અને બારમા સૂર્ય હોય તો લગ્ન ન કરવા

### વધૂ પ્રવેશ-મુહૂર્ત

હસ્ત, ચિત્રા, સ્વાતિ, રોહિણી, મૃગશીર્ષ, મઘા, પુષ્ય, ધનિષ્ઠા, શ્રવણ, ત્રણે ઉત્તરા, મૂળ, અનુરાધા, અશ્વિની, રેવતી-આ નક્ષત્રો લેવા વૃષભ, સિંહ વૃશ્ચિક અને કુંભ લગ્નમા પ્રવેશ કરવો, શ્રેષ્ઠ છે. રવિવારે, વધૂ પ્રવેશ થાય તો રોગ, મંગળવારે મૃત્યુ, બુધવારે વિધવા થાય, ગુરુવાર, શુક્રવાર, ચંદ્રવાર અને શનિવાર શુભ જાણવા.

## શુભ દ્વિદ્વાદશ ચક્ર

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મીન | વૃષભ | કર્ક | સિંહ | કન્યા | વૃશ્ચિક | મકર |
| મેષ | મિથુન | સિંહ | કન્યા | તુલા | ધન | કુંભ |

## મૃત્યુ ષડાષ્ટક ચક્ર

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેષ | મિથુન | સિંહ | તુલા | ધન | કુંભ |
| કન્યા | વૃશ્ચિક | મકર | મીન | વૃષભ | કર્ક |

## અશુભ દ્વિદ્વાદશ ચક્ર

| | | | | |
|---|---|---|---|---|
| મેષ | મિથુન | તુલા | ધન | કુંભ |
| વૃષભ | કર્ક | વૃશ્ચિક | મકર | મીન |

## શુભ નવમ ચક્ર

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મેષ | વૃષભ | મિથુન | સિંહ | તુલા | મકર | વૃશ્ચિક | ધન |
| સિંહ | કન્યા | તુલા | ધન | કુંભ | વૃષભ | મીન | મેષ |

## અશુભ નવમ ચક્ર

| | | | |
|---|---|---|---|
| કર્ક | કન્યા | કુંભ | મીન |
| વૃશ્ચિક | મકર | મિથુન | કર્ક |

કન્યાના નક્ષત્રથી વરનું નક્ષત્ર નજીક હોય તો આમ જાણવું, વરના નક્ષત્રથી કન્યાનું નક્ષત્ર દૂર હોય તો શુભ જાણવું. બન્નેના એક હોય તો અને તેઓના સ્વામી એક હોય તો શુભ જાણવું.

## પુષ્ય નક્ષત્ર વિચાર

પુષ્ય નક્ષત્રમાં વિવાહ સિવાયના કાર્યો સિદ્ધ થાય છે.

## દ્વિરાગમન મુહૂર્ત

રેવતી, અનુરાધા, ત્રણે ઉત્તરા, ચિત્રા, રોહિણી, મૂળ, પુનર્વસુ, સ્વાતિ, મૃગશીર્ષ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પુષ્ય, અશ્વિની અને હસ્ત નક્ષત્ર લેવા. વૃશ્ચિક, કુંભ અને મેષ રાશીનો સૂર્ય લેવો. ૧-૨ ૫ ના તેમજ વારમા ચંદ્ર-બુધ-ગુરુ અને શુક્રવાર લેવા.

બુધવારે યાત્રા કરવાથી દ્રવ્ય અને સુખની પ્રાપ્તિ થાય છે. ગુરુવારે યાત્રા કરવાથી આરોગ્ય અને સુખ મળે છે. શુક્રવારે યાત્રા કરવાથી લાભ થાય છે. શનિવારે યાત્રા કરવાથી બંધન તથા નુકસાન થાય છે, આ વર્ણન ગર્ગાદિ મુનિનું કહેલું છે.

## યાત્રામાં શુભ નક્ષત્રો

મૃગશીર્ષ, પુનર્વસુ, હસ્ત, પુષ્ય, અનુરાધા, અશ્વિની, શ્રવણ, ધનિષ્ઠા, રેવતી, નક્ષત્રામાં લેવાં.

## વાર દિશા શૂલ

શનિવાર અને સોમવારે પૂર્વ દિશામાં, ગુરુવારે દક્ષિણ દિશામાં રવિવાર અને શુક્રવારે પશ્ચિમ દિશામાં બુધવાર અને મંગળવારે ઉત્તર દિશામાં શૂલ રહે છે. એ યાત્રાનો ત્યાગ કરવો.

## ભદ્રાનામ

(૧) નંદની (૨) ગેંદ્રા (૩) દુર્મુખી (૪) ત્રુમુખી (૫) મીશ્રી (૬) વૈષ્ણુ (૭) હસ્ત ભદ્રાના નામ છે.

## ભદ્રાના વાસ તેમજ ફળ

મેષ, સિંહ, વૃશ્ચિક, મીન, રાશીના ચંદ્રમા ભદ્રાનો વાસ સ્વર્ગ–લોકમા હોય છે. કન્યા, તુલા, ધન અને મકર રાશીના ચંદ્રમાં ભદ્રાનો વાસ, પાતાળલોકમા હોય છે. કર્ક, કુંભ. વૃષભ અને મિથુન રાશીનાં ચંદ્રમાં ભદ્રાનો વાસ મૃત્યુલોકમા હોય છે. સ્વર્ગમા રહેલી ભદ્રા શુભ જાણવી. પાતાળમાં ધનનો લાભ થાય છે, અને મૃત્યુલોકમા ભદ્રા સર્વ નાશ કરે છે. દિવસની ભદ્રા રાત્રીમાં અને રાત્રીની ભદ્રા દિવસમા હોય વગી બનતી નથી. ભદ્રાનો ઉપયોગ યુદ્ધ, રાજદર્શન, ભગ, વન, ઘાત, પાટ, હય, વૈદ્યગમન, જલપ્રતરણ શાસ્ત્રો રચનાર, સિંહ, ગધેડું, ભેંસ, મૃગ, મેષ, અશ્વ, ગૃહપાતન, સ્ત્રીસેવન ઋતુગમન, ગાડી એ સર્વ કાર્યોમા ભદ્રા ગ્રહણ કરવી. ભદ્રામા રક્ષાબંધન અને હોળી પ્રગટાવવાનો નિષેધ છે. ભદ્રામાં શુભ કાર્યો કરવા યોગ્ય નથી.

## શુભ ચોઘડિયા

અમૃત, ચલ, લાભ, શુભ લેવાં.

## શુભ હોરા

ચંદ્ર, બુધ, ગુરુ અને શુક્રની હોરા લેવી શુભ છે.

## શુભ તિથિ

૧-૨-૩-૫-૭ ૧૦-૧૧- ૩ શુભ લેવી સુદમાં ૨-૫-૮ શુભ છે.

## શુભ વાર

સોમ, બુધ, ગુરુ અને શુક્રવાર લેવો.

## શુભ ચંદ્ર

જન્મ રાશીથી ગણતાં ૧-૨-૩-૬-૧૦-૧૧ લેવો.

## યોગિની વાસ

પ્રતિપદા અને નવમીના દિવસે પૂર્વ દિશામાં યોગીનીનો વાસ હોય છે. બીજ અને દશમીના દિવસે ઉત્તર દિશામાં, ત્રીજ અને એકાદશીના દિવસે અગ્નિ ખૂણામાં, ચોથ અને બારશના દિવસે નૈર્ઋત્ય કોણમાં. પાંચમ અને તેરસના દિવસે દક્ષિણ દિશામાં, છઠ અને ચૌદશના દિવસે પશ્ચિમ દિશામાં, સાતમ અને પૂનમના દિવસે વાયવ્ય ખૂણામાં અમાવાસ્યા અને આઠમના દિવસે ઈશાન ખૂણામાં યોગિનીનો વાસ જાણવો. પાછળ, ડાબા અને જમણા ભાગમાં યોગિની સારી જાણવી. સન્મુખ યોગિની મરણપ્રદ જાણવી.

શુક્રવારે અગ્નિ ખૂણામાં, શનિવારે પૂર્વદિશામાં કાળનો વાસ છે, યાત્રામા વર્જિત છે. પંચકમાં દક્ષિણ દિશામાં યાત્રા ન કરવી.

### સમય શૂલ

પ્રાતઃકાલે પૂર્વ દિશામાં, સાયંકાલે પશ્ચિમ દિશામાં, બપોરે દક્ષિણ દિશામાં, મધ્યરાત્રીએ ઉત્તર દિશામાં શૂલ હોય તો તે સમયે તે દિશામા પ્રયાણ ન કરવું.

### રાહુનું સ્થાન

રવિવારે નૈઋત્ય ખૂણામા, સોમવારે ઉત્તર દિશામા, મંગળવારે અગ્નિ ખૂણામા, બુધવારે પશ્ચિમ દિશામા, ગુરુવાર ઈશાન ખૂણામા, શુક્રવારે દક્ષિણ દિશામા, શનિવારે પૂર્વમા રાહુનુ સ્થાન છે.

### ચંદ્ર વાસ અને ફળ

મેષ, સિંહ અને ધન રાશીમા ચંદ્રમા પૂર્વ દિશામાં જાણવો. વૃષભ, કન્યા અને મકરનો ચંદ્ર દક્ષિણ દિશામા જાણવો. મિથુન, તુલા, કુંભ રાશીનો ચંદ્રમા દક્ષિણ દિશામા જાણવો. કર્ક, વૃષભ અને મીનનો ચંદ્ર ઉત્તર દિશામા જાણવો. સન્મુખ ચંદ્ર હોય અને એમા પ્રયાણ થાય તો લાભકારી રહે. જમણે ચંદ્ર રહે તો સુખ સંપત્તિ મળે છે. ડાબા ભાગમા હોય તો ધનનો ક્ષય કરે છે અને પાછલા ભાગમા હોય તો યાત્રામા મરણ જેટલુ દુઃખ ઊભુ કરે છે.



## વાસ્તુ-મુહુર્ત

ઘર, જલાશય, દેવાલય, વિવાહમાં આરંભ કયા ખુણામાં કરવો

| સૂર્ય નાડી | ઘરના | જલાશય વાવ, કૂવો તળાવ | દેવાલય | વિવાહમાં માણેકસ્તંભ રોપવાનું ખાત | ખાતાના આરંભની દિશા |
|---|---|---|---|---|---|
| , | ૫-૬-૭ | ૧૦-૧૧-૧૨ | ૧૨ ૧-૨ | ૨-૩-૪ | અગ્નિકોણ |
| ,, | ૨-૩-૪ | ૭-૮-૯ | ૯-૧૦-૧૧ | ૧૧ ૧૨-૧ | નૈઋત્યકોણ |
| , | ૧૧-૧૨ ૧ | ૪ ૫ | ૭-૮ | ૮ ૯-૧૦ | વાયવ્યકોણ |
| , | ૮-૯ ૧૦ | ૧-૨ ૩ | ૩-૪-૫ | ૫-૬ ૭ | ઈશાનકોણ |

**ઉદાહરણ :** આપણે ઘરનું ખાતમુહૂર્ત કરવું છે, તો, તેમાં જ્યારે મેષ રાશીનો સૂર્ય હોય, તો વાયવ્ય ખુણામાં ખાતમુહૂર્ત કરવું

વાર મુહૂર્ત કરવાનુ હોય તે વાર સુધી, અશ્વિની નક્ષત્રથી જે વારે મુહૂર્ત કરવાનુ હોય તે વારના નક્ષત્ર સુધી, એ ત્રણેનો સરવાળો કરવો તેને ચાર ભાગતા. એક શેષ રહે તો પૃથ્વી ઊભી છે, બે શેષ રહે તો પૃથ્વી બેઠી છે એમ જાણવું, અને ત્રણ શેષ રહે તો પૃથ્વી સૂતેલી છે એમ જાણવું. ઊભી અને જાગતી પૃથ્વી હોય તો ખાતમા લેવી નહિ. કૂવો ખોદવામાં પૃથ્વી સૂતેલી સારી.

## ગૃહના આરંભમાં વૃષભ સ્થંભની સમજ

સૂર્યના નક્ષત્રથી જે દિવસે કાર્ય કરવુ હોય, તો તે દિવસના નક્ષત્ર સુધી ગણતા પહેલા સાત નક્ષત્રમા કાર્ય કરવાનુ હોય તો, તે ખરાબ, બીજા અગિયાર નક્ષત્ર સારા, પછીના નક્ષત્ર ખરાબ.

## શિલા-સ્થાપન મુહૂર્ત

ગૃહારંભમા બતાવેલા મહિના, પક્ષ, વાર, તિથિ, સ્થાપન કરવું.

## ખાત માટે દિશાજ્ઞાન

વાસ્તુના મુહૂર્તની શરૂઆતમા આપેલુ છે તે જોઈ લેવું.

## સ્થંભ મુહૂર્ત

ગૃહારંભના માસ વિગેરે સમજાવ્યા છે, તે જોવા. સૂર્ય-ચંદ્ર તેમજ ચંદ્રબુદ્ધિ જોઈ સ્થંભની સ્થાપના કરવી.

## સ્થંભચક્ર

સૂર્યના નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણવાથી પ્રથમ-૪ નક્ષત્રમા ધનક્ષય, બીજા તીન નક્ષત્રમા ધનસૌખ્ય, ત્રીજા ૭ નક્ષત્રમા મરણ જાણવું.

## ત્યાજ્ય તિથિ

શુક્લમા ૧-૮-૯-૧૪, કૃષ્ણપક્ષમા ૮-૯-૧૩-૧૪-૩૦ ત્યાગવી, વ્યતિપાત, વૈધૃતિ દુષ્ટ યોગો ત્યાગવા.

## રાહુ જોવાની રીત

માગશર, પોષ માસમા પૂર્વ દિશામા.

વનિષ્ઠા આ નક્ષત્રોમા પન્ગોએ નવીન વસ્ત્ર ધારણ કરવા. હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અશ્વિની, ધનિષ્ઠા અને રેવતી નક્ષત્રોમા સ્ત્રીઓએ નવા વસ્ત્ર ધારણ કરવા.

## વારફળ

રવિવારે વસ્ત્ર ધારણ કરવાથી વસ્ત્ર જુનુ થાય છે.
સોમવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી વસ્ત્ર ભીનુ રહે છે.
મંગળવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી રોગની પ્રાપ્તિ થાય.
બુધવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી ધનની પ્રાપ્તિ થાય.
ગુરુવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય.
શુક્રવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી પ્રિય માણસનો મેળાપ થાય.
શનિવારે નવીન વસ્ત્ર ધારણ કરવાથી કપડુ મલુ રહે છે.

નવીન વસ્ત્ર પહેરવામા બ્રાહ્મણની આજ્ઞા, વિવાહ વિધિ, રાજાએ પ્રેમથી આપેલુ વસ્ત્ર તે સ્વમિતાન ધારણ કરવુ એમ બુદ્ધિશાળી પંડિતોનુ માનવુ છે.

## રોગ-મુક્તિસ્નાન

સોમવાર, શુક્રવાર તેમજ નક્ષત્રોમા–રોહિણી ત્રણે ઉત્તરા, આશ્લેષા, પુનર્વસુ, સ્વાતિ, મઘા રેવતી. આ નક્ષત્રોમા રોગમુક્ત થયેલી વ્યક્તિઓએ કોઈ વખત સ્નાન ન કરવુ.

## દવા લેવા માટેનુ મુહૂર્ત

હસ્ત, અશ્વિની, પુષ્ય, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, મૂળ, પુનર્વસુ, સ્વાતિ-મૃગશીર્ષ, રેવતી, ચિત્રા, અનુરાધા નક્ષત્રો, રવિવાર તેમજ ગાભ વારોમા ૮–૯–૧૪ આ તિથિઓ છોડીને બીજી તિથિઓમા ઔષધ લેવાથી જલ્દી ફાયદો થાય છે.

## શરીરે તેલ માલિશ ક્યારે કરવું

રવિવાર તેલ લગાડવાથી તાવપ્રદ સાનવાર કાન્તિમાન થાય. મંગળવારે મૃત્યુદાતા થાય, બુધવારે મહાલક્ષ્મી, ગુરુવાર મિત્રવિનાશક, શુક્રવારે અને શનિવારે નપધિનાશ જાણવુ.

બારે રાશી પરથી ક્યા અક્ષરો નક્કી કરવા.

(૧) મેષ (અ. લ. ઈ.)
(૨) વૃષભ (બ. વ. ઉ.)
(૩) મિથુન (ક. છ. ઘ.)
(૪) કર્ક (ડ. હ.)
(૫) સિંહ (મ. ટ.)
(૬) કન્યા (પ. ઠ. ણ.)
(૭) તુલા (ર. ત.)
(૮) વૃશ્ચિક (ન. ય.)
(૯) ધન (ભ. ધ. ફ. ઢ.)
(૧૦) મકર (ખ. જ.)
(૧૧) કુંભ (ગ. શ.)
(૧૨) મીન (દ. ચ. ઝ થ)

ગોચર ગ્રહો જોવા માટે તેમ જ વેધસ્થાન જોવા માટે
નીચેનુ કોષ્ટક તપાસો

| ગ્રહ | શુભ ગોચર | વેધસ્થાન |
|---|---|---|
| સૂર્ય | ૩-૬ ૧૦-૧૧ | ૯-૧૨-૪-૫ |
| ચંદ્ર | ૧-૩-૬-૭-૧૦-૧૧ | ૫-૯-૧૨-૨-૪-૮ |
| મંગળ | ૩-૬ ૧૧ | ૧૨-૯-૫ |
| બુધ | ૨ ૪ ૬-૮-૧૦-૧૧ | ૫-૩-૯-૧ ૮ ૧૨ |
| ગુરુ | ૨-૫ ૭ ૯-૧૧ | ૧૨-૪-૩-૧૦-૮ |
| શુક્ર | ૧ ૨-૩-૪-૫-૮-૯ | ૮-૭-૧-૧૦-૯-૫-૧૧-૩-૬ |
| શનિ | ૩ ૬-૧૧ | ૧૨ ૯-૫ |

ગ્રહો પરમાત્માની ઇચ્છાઓના દૂતો છે. તેઓ જીવાત્મા અને પરમાત્માની વચ્ચે એક આંકોડારૂપ છે. એમના ગુપ્ત જ્ઞાનથી પરમાત્માનું ઐક્ય સાધી શકાય છે. આ ગ્રહો દરેક કોઈને તેઓ જીવોને પોતાની સત્તામાં લે છે; રાશીમંડળના તો તેઓ અધિકારી કે સ્વામી છે. ગર્ભાશયમાં ગર્ભની જેવી સ્થિતિ છે, તેવી જ સ્થિતિ રાશીમંડળની અને ગ્રહોની છે. બાળકના જન્મ વખતે તેના બાહ્ય શરીર ઉપર ગ્રહોની અસર થાય છે, પછીથી મન ત્વચામાં તેની અસર થવા માંડે છે, ત્યારબાદ બાળકનું શરીર વિકસવા માંડે છે ને તે મનુષ્ય થાય છે. ગ્રહમંડળનું ચિત્ર એ જ પ્રમાણે મનુષ્યના ચિત્રમાં સમાયેલું છે.

ગ્રહો અનુક્રમે નવ છે: (૧) સૂર્ય, (૨) ચંદ્ર, (૩) મંગળ, (૪) બુધ, (૫) ગુરુ, (૬) શુક્ર, (૭) શનિ, (૮) રાહુ અને (૯) કેતુ. પશ્ચિમના જ્યોતિષીઓ રાહુ અને કેતુઓને ગ્રહો માનતા નથી. પરંતુ પૃથ્વીની ઉત્તર અને દક્ષિણ છાયા માને છે. આપણા પ્રાચીન આર્ય જ્યોતિષીઓ ઇંદ્ર અને વરુણ નામના ગ્રહોનું આધિપત્ય જન્મકુંડળીમાં અન્ય ગ્રહોની માફક સ્વીકારતા હતા, પશ્ચિમના જ્યોતિષીઓ એ બેનું આધિપત્ય અત્યારે પણ સ્વીકારે છે ને તેમને જન્મકુંડળીમાં સ્થાન આપે છે. ઇંદ્રને તેઓ હર્ષલ (Harshal) કે યુરેનસ (Uranus) કહે છે અને વરુણને નેપચ્યુન (Neptune) કહે છે, હાલમાં એ લોકો ધન સબંધી સ્થિતિ જોવા માટે નસીબ નામના કલ્પિત ગ્રહની કે Fortune Planetની જન્મકુંડળીમાં ગણતરી કરે છે.

દરેક રાશી ઉપર જુદા જુદા ગ્રહનું આધિપત્ય છે. દરેક રાશીને પોતાનો આકાર, રંગ અને સ્વામી હોય છે, રાહુ અને કેતુ કોઈપણ રાશીના સ્વામી નથી. સૂર્ય, સિંહ રાશીનો સ્વામી છે; ચંદ્ર કર્ક રાશીનો સ્વામી છે; મંગળ, મેષ અને વૃશ્ચિક રાશીનો સ્વામી છે. બુધ, મિથુન અને કન્યા રાશીઓનો સ્વામી છે.

૪ થી રાશીમાં ચંદ્ર સ્વગૃહી ગ્રહ કહેવાય છે; ૫ મી રાશીમાં સૂર્ય સ્વગૃહી ગ્રહ કહેવાય છે; ૯ અને ૧૨ રાશીઓમાં ગુરુ સ્વગૃહી ગ્રહ કહેવાય છે અને ૧૦ તથા ૧૧ રાશીઓમાં શનિ સ્વગૃહી ગ્રહ કહેવાય છે.

| | |
|---|---|
| ૧ અને ૮ મંગળ | ૪ —— ચંદ્ર |
| ૨ અને ૭ શુક્ર | ૫ —— સૂર્ય |
| ૩ અને ૬ બુધ | ૯ અને ૧૨ ગુરુ |
| | ૧૦ અને ૧૧ શનિ |

## ઉચ્ચ રાશીના ગ્રહો તથા તેના અંશો

સૂર્ય મેષ રાશીના ૧૦ અંશ સુધી ઉચ્ચનો છે; ચંદ્ર વૃષભ રાશીના ૩ અંશ સુધી ઉચ્ચનો છે; મંગળ મકર રાશીના ૨૮ અંશ સુધી ઉચ્ચનો છે; બુધ કન્યા રાશીના ૧૫ અંશ સુધી ઉચ્ચનો છે; ગુરુ કર્ક રાશીના ૫ અંશ સુધી ઉચ્ચનો છે; શુક્ર મીન રાશીના ૨૭ અંશ સુધી ઉચ્ચનો છે અને શનિ તુલા રાશીના ૨૦ અંશ સુધી ઊંચનો છે.

## નીચના ગ્રહો તથા તેના અંશો

ઊંચ રાશીથી સાતમી રાશી નીચ જાણવી. મેષ રાશીના ૧૦ અંશ સુધી સૂર્ય ઊંચનો છે. તો મેષથી સાતમી તુલા રાશીના ૧૦ અંશ સુધી સૂર્ય નીચનો છે; ચંદ્ર વૃશ્ચિક રાશીના ૩ અંશ સુધી નીચનો છે, મંગળ કર્ક રાશીના ૨૮ અંશ સુધી નીચનો છે; બુધ, મીન રાશીના ૧૫ અંશ સુધી નીચનો છે; ગુરુ મકર રાશીના ૫ અંશ સુધી નીચનો છે; શુક્ર કન્યા રાશીના ૨૭ અંશ સુધી નીચનો છે અને શનિ, મેષ રાશીના ૨૦ અંશ સુધી નીચનો છે.

રાહુ કન્યા રાશીમાં સ્વગૃહી, મિથુન રાશીના ૩ અંશ સુધી ઊંચનો અને ધન રાશીમાં ત્રણ અંશ સુધી નીચનો કહેવાય છે. કેતુ મીન રાશીના સ્વગૃહી, ધન રાશીના ૩ અંશ સુધી ઊંચનો અને મિથુન રાશીના ૩ અંશ સુધી નીચનો કહેવાય છે.

## ૨૫ : દૃષ્ટિઓ

દૃષ્ટિઓ મુખ્યત્વે કરીને ત્રણ જાતની છે. (૧) ભાવદૃષ્ટિ સ્થાનદૃષ્ટિ અથવા ભવનદૃષ્ટિ; (૨) ગ્રહદૃષ્ટિ અને (૩) ગ્રહ ભાવદૃષ્ટિ ગ્રહસ્થાનદૃષ્ટિ અથવા ગ્રહભવનદૃષ્ટિ.

### (૧) ભાવદૃષ્ટિ, સ્થાનદૃષ્ટિ અથવા ભવનદૃષ્ટિ :

એક ભાવ, એક સ્થાન અથવા એક ભવન બીજા ભાવ, બીજા સ્થાન અથવા બીજા ભવન ઉપર જે દૃષ્ટિ કરે છે તેને ભાવદૃષ્ટિ, સ્થાનદૃષ્ટિ, અથવા ભવનદૃષ્ટિ કહે છે.

### (૨) ગ્રહ દૃષ્ટિ :

પહેલુ ભવન ત્રીજા ભવન ઉપર ૬૦ અંશની દૃષ્ટિ કરે છે. આ દૃષ્ટિને ગુપ્ત સ્નેહદૃષ્ટિ કહે છે.

એક ગ્રહ બીજા ગ્રહ પ્રત્યે જે દૃષ્ટિ કરે તેને ગ્રહદૃષ્ટિ કહે છે.

સૂર્ય ચંદ્ર ઉપર ૧૨૦°ને છેટે રહી દૃષ્ટિ કરે છે. આ દૃષ્ટિને ગુપ્ત સ્નેહદૃષ્ટિ કહે છે

### (૩) ગ્રહ ભાવદૃષ્ટિ. ગ્રહ સ્થાનદૃષ્ટિ અથવા ગ્રહ ભવનદૃષ્ટિ

એક ગ્રહ એક ભાવ એક સ્થાન અથવા એક ભવનમાં હોઈ બીજા ભાવ ઉપર બીજા સ્થાન ઉપર અથવા બીજા ભવન ઉપર જે દૃષ્ટિ કરે છે તે ગ્રહ ભાવદૃષ્ટિ, ગ્રહ સ્થાનદૃષ્ટિ અથવા ગ્રહ ભવનદૃષ્ટિ કહેવાય છે.

ગુરુ ત્રીજા ભાવમાં બેસીને નવમસ્થાન ઉપર ૧૮૦° મિત્રદૃષ્ટિ કરે છે.

આ ઉપરાંત બીજી બે મુખ્ય દૃષ્ટિઓ પણ છે.

(૧) મિત્રદૃષ્ટિ અને શત્રુદૃષ્ટિ.

મિત્રદૃષ્ટિના ત્રણ ભાગ પડે છે.

(૧) સમફળદાતા દૃષ્ટિ, (૨) ગુપ્તસ્નેહ દૃષ્ટિ અને (૩) પ્રત્યક્ષ સ્નેહદૃષ્ટિ

(૨) મંગળનો બુધ સાથેનો સમાગમ.

(૩) બુધનો ચંદ્ર સાથેનો સમાગમ.

(૪) ગુરુનો બુધ અને મંગળ સાથેનો સમાગમ.

(૫) શુક્રનો રવિ અને ચંદ્ર સાથેનો સમાગમ.

(૬) શનિનો રવિ, ચંદ્ર અને મંગળ સાથેનો સમાગમ.

**સૂર્ય ચંદ્ર વગેરે ગ્રહોની એક વર્ષમાં મુદત :**

(૧) સૂર્યની દશા એક વર્ષમાં ૧૮ દિવસ રહે છે.

| | | | |
|---|---|---|---|
| (૨) ચંદ્રની દશા | " | ૩૦ | " |
| (૩) મંગળની દશા | " | ૨૧ | " |
| (૪) બુધની દશા | " | ૫૧ | " |
| (૫) ગુરુની દશા | " | ૪૮ | " |
| (૬) શુક્રની દશા | " | ૬૦ | " |
| (૭) શનિની દશા | " | ૫૭ | " |
| (૮) રાહુની દશા | " | ૫૪ | " |
| (૯) કેતુની દશા | " | ૨૧ | " |



| ગ્રહ | પ્રકૃતિ | બંધારણ | શુભ દૃષ્ટિમાં સ્વભાવ | પાપ દૃષ્ટિમાં સ્વભાવ | શરીરના અવયવ ઉપરનાં દર્દો |
|---|---|---|---|---|---|
| શનિ | દુઃખ અને ઉદાસી, એકાંત-વાસી, દુઃખી | ફિક્કો કાળો ચહેરો, નાની કાળી આંખો નાનું પેટ. | ઓછાબોલો, પણ કામમાં ચાલાકો, ગંભીરતા ને સ્થિર-તાવાળો, કલ્પના શક્તિ વાળો. | બીકણ, અદેખો, લોભી; વહેમી, આળસુ. ઝેરીલો ને હઠીલો, જૂઠો ને અસંતોષી. | ચામડી, દાંત, હાડકાં અને આંખ ઉપર ક્ષયરોગ, પત્ત, ઘેલછા, મૂંગાપણું કે બહેરાપણું, ભગંદર કે જલંદર કે નસોના રોગો થાય છે. |
| રાહુ | વિલાસમાં મસ્ત | સામાન્ય કદ | સીધે રસ્તે ચાલનાર, સ્નેહી ને મિત્રો માટે ખર્ચાળ, નાસ્તિક. | બદદાનત, આડે માર્ગે ખર્ચ કરે ભીના સ્વભાવ, ખરાબ ચાલ, કામી. | મગજ ઘુમરાવે, કોઈ કોઈ વખત આપઘાત કરવા ઈચ્છે. |
| કેતુ | ઝાકઝો અને મસ્ત | સામાન્ય કદ. | પ્રસિદ્ધ. | કુટુંબ ક્લેશ, સમાજ ક્લેશ, સ્વાર્થી | દરેકારણ વગર વિચાર્યું કાર્ય કરે, જગકપટ કરી કેદ ભોગવે. |

સાતમું ભવન :

(૧) સંસાર સુખી, (૨) ધંધા ભાગીદારી માટે સારી લેણદેણ, (૩) સ્ત્રીની સાથે કાયમનો કજિયો કરનાર, (૪) ધનવાન મિત્રોની મદદ, (૫) સામાજિક જીવનમાં ઉન્નતિ.

આઠમું ભવન :

(૧) આંખની ખોડ, (૨) શેઠ કે સ્વામીથી લાભ મેળવેલો, (૩) વારસાનો લાભ, (૪) પેટીઅન રોગી, (૫) ઉડાઉ ને ખર્ચાળ.

નવમું ભવન :

(૧) ધનવાન, (૨) ઈશ્વરપ્રેમી, (૩) ઉપરી અમલદારોનો વિશ્વાસુ, (૪) પરદેશમાં લાભ, (૫) કાયદાના કામોમાં વિજય.

દશમું ભવન :

(૧) જિંદગીમાં વિજય, (૨) ધનનો સંચય, (૩) ભાગ્યશાળી. (૪) ઘણા માનવંત, (૫) મોટાઓની કૃપા, (૬) મોટી આબરૂદાર જગા ઉપર સત્તારૂઢ હોય, (૭) મોટા ઈલકાબ મળે, (૮) સરકારી કે પરદેશી પેઢીઓ સાથે સંબંધ સંધાય, (૯) અણધાર્યો લાભ મળે.

અગિયારમું ભવન :

(૧) સત્તાવાન અને શક્તિશાળી મિત્રો, (૨) કાર્યકુશળ, (૩) પિતા માટે ખરાબ, (૪) ઉત્સાહપૂર્ણ ને આનંદી, (૫) દીર્ઘાયુષી.

બારમું ભવન :

(૧) ઉચ્ચનો સૂર્ય રોગ-શત્રુનો નાશ કરે ને જિંદગીમાં કીર્તિ અપાવે; (૨) નીચનો સૂર્ય બળવાન શત્રુઓ ઊભા કરે ને કેદખાનું ભોગવાવે; (૩) આંખની બિમારી, (૪) સંતતિ માટે વિઘ્નકર્તા (૫) અસ્થિર.



# ૧૮ : દરેક ભવને અંકનું ફળ

**પહેલુ ભવન :**

(૧) મજબૂત, (૨) મનોહર નયનો, (૩) માયાળુ, (૪) સારો સ્વભાવ, (૫) માનવંત

**બીજું ભવન :**

(૧) ધનસંચય, (૨) વિજય, (૩) વિલાસી, (૪) મધુર વાણી. (૫) મનહર પ્રકૃતિ.

**ત્રીજું ભવન :**

(૧) દૃઢ બાંધો, (૨) પ્રેમમૂર્તિનો પૂજક, (૩) ભાઈઓ અને બહેનો તરફ પોતાની ફરજ અદા કરનાર, (૪) રેલવેની નાની નાની મુસાફરીઓ થાય, (૫) વિદ્યાનો શોખ, (૬) ગુપ્તશાસ્ત્ર શીખવાનું મન થાય, (૭) બુદ્ધિ કરતા કલ્પના વધારે, (૮) લખાણોથી લાભ થાય.

**ચોથુ ભવન :**

(૧) ઘર, જમીન અને ખેતીથી લાભ, (૨) માબાપનું સુખ સારું, (૩) વિજય અને છેવટની જિન્દગીમા સુખ, (૪) વારસો મળવાનો કે સ્વતંત્ર થવાનો સંભવ, (૫) કુળની કરવાનો સ્વભાવ,

**પાંચમું ભવન :**

(૧) સ્ત્રીઓનો ઘણો શોખીન, (૨) અસ્થિર પ્રેમ, (૩) સટ્ટા અને સાહસનું વલણ, (૪) વિદ્વાન. (૫) આદર્શપ્રધાન.

**છઠું ભવન :**

(૧) તબિયત નાદુરસ્ત રહે, (૨) શરીર રોગનું ઘર, (૩) સારી નોકરી (૪) ખોટી પતરાજી, (૫) જઠરની પીડાવાળો ને જઠરને લગતા દર્દવાળો, (૬) સાંકડા મનનો ને સંકુચિત હૃદયવાળો.

**સાતમું ભવન :**

(૧) ચિડિયા સ્વભાવનો, (૨) પ્રેમમૂર્તિ અતિ સુંદર અને મનોહર

(૩) નસ્ર, (૪) હિંમતવાળો, (૫) પરણેલી સ્ત્રીઓમાં સુખ ( ) કાયદા ને ભાગીદારીમાં ફત્તેહ, (૭) ઉદ્યોગી

આઠમું ભવન

(૧) લગ્નથી પૈસા, (૨) વિલ કે વસ્સાથી લાભ, (૩) આયખુ દ઼ીર્ઘ (૪) જળવતનો સંભવ (૫) દમના વ્યાધિનો સંભવ

નવમું ભવન :

(૧) દરિયાઈ સફર (૨) શાસ્ત્રનો શોખ, (૩) લોકાચારની વિરુદ્ધ (૪) જમીનની ઘણી મુસાફરીઓ, (૫) ઉદાર સ્વભાવ, ( ) સુખી સંતાનોના પિતા

દશમું ભવન :

(૧) વેપારમાં વિજય (૨) લોખંડ અને ધાતુના બજારમાં લોભ પામે (૩) ધનવાન થાય, (૪) સ્ત્રીઓમાં લોકપ્રિય, (૫) સુખી થવો, ( ) મકાન ખાતાઓની અને કુટુંબના મોટા માણસોની મદદ મળી (૭) લોકોપયોગી ચીજોના વેપારમાં લાભ (૮) મોટા લોકોથી માનકીર્તિ અને ધન

અગિયારમું ભવન :

(૧) વિશ્વાસુ મિત્રો, (૨) સટ્ટામાં ફાયદો, (૩) ધનવાન સંતાનવાન અને ભૂલવાન, (૪) લોકપ્રીતિની પ્રાપ્તિ, (૫) મોટી કંપનીઓમાં જોખમ

બારમું ભવન :

(૧) બુદ્ધિશાળી, (૨) વિદેશનો વતની (૩) ખર્ચાળ, (૪) સ્ત્રીઓ તરફથી ગવાનો સંભવ અને તેથી નુકસાન (૫) પોતે પોતાની ગુપ્ત વાતો જાહેર કરે અને તેથી ઘણી અડચણો ને વિઘ્ન નડે



## ૧૯ : દરેક ભવને મંગળનું ફળ

**પહેલું ભવન :**

(૧) શરીર પર ઘાનાં કે શીળીનાં ચિહ્ન, (૨) સહેજ સહેજમા ક્રોધી બની જાય, (૩) તીવ્ર મિજાજનો છતાં રંગીલો, (૪) હિંમતવાન, (૫) સ્વતંત્ર, (૬) જક્કી, (૭) લડાયક વૃત્તિવાળો, (૮) મહત્ત્વાકાંક્ષી અને (૯) કામી.

**બીજું ભવન :**

(૧) પૈસા મેળવવામા નિશ્ચયવાળો. (૨) ઉડાઉ અને ઘણો ખર્ચાળ, (૩) આગેવાની કરીને સાહસ કે સટ્ટો કરવાની વૃત્તિવાળો, (૪) મંત્રાલય, શીલ્પીનુ કામ, બાંધકામ, ઇલેક્ટ્રિક, લેખક, દવા, દાક્તરી કે ખલાસીના કામમાં પૈસા મેળવે. (૫) વાગ્બાના અધિપતિ, (૬) ઉદ્યોગી, (૭) ખેતીથી લાભ.

**ત્રીજું ભવન :**

(૧) સુશીલ ને વિનય સ્વભાવ, (૨) ભાગ્યશાળી, (૩) ધનવાન, (૪) ભાઈઓ અને બહેનો પ્રતિ ઈર્ષ્યાળુ વૃત્તિવાળા ને તેમને નુકસાન કરવાના સ્વભાવવાળો, (૫) લાગણીવાળો પણ હલકા મનનો. મિજાજ જાય ત્યારે કાબૂ ના રહે.

**ચોથું ભવન :**

(૧) બાપ સાથે તકરાર થાય, (૨) ગૃહસ્થાશ્રમે ને દુઃખ (૩) નિરાંત નહિ ઘરમાં. (૪) સ્થાવર–જંગમ મિલકત પામી જિંદગીમા સુખ

**પાંચમું ભવન :**

(૧) સંતાનો નહિ હવા અને વેરવૃત્તિવાળો, (૨) દુષ્ટ કામનાવાળો, (૩) સાંકડા મનનો, (૪) હાથે કરીને ઉપાધિ લાવવાના સ્વભાવવાળો, (૫) શરત, સટ્ટા કે જુગારમા નુકસાન.

**છઠ્ઠું ભવન :**

(૧) ખરાબ નોકરોથી નુકસાન, (૨) ભાગ્યવાન, (૩) કીર્તિવાન, (૪) અનિયમ વિનાની, (૫) બાની ને કાંટાના ડર.

# ૩૦ દરેક ભવને બુધનું ફળ

**પહેલું ભવન**

(૧) તીવ્ર અને ચાલાક, (૨) વાચનનો, લખવાનો અને ભાષણનો શોખ, (૩) પ્રત્યુત્પન્નમતિ અને કાબેલ, (૪) મીઠી જીભ, (૫) સ્વપ્રયત્ને ધનવાન.

**બીજું ભવન .**

(૧) સારો વક્તા, (૨) સ્વકમાણીથી ધનપ્રાપ્તિ, (૩) કવિ, (૪) અભ્યાસ અને શાસ્ત્રનું વલણ, (૫) વિદ્વાન, કમિશન અને વેપારમાં લાભ

**ત્રીજું ભવન :**

(૧) સારાં લખાણ કરે, (૨) ભ્રમણાજ ને હુન્નરી (૩) કપટકળા, (૪) ભાઈઓ તરફ પ્રમાળ (૫) લાગણીપ્રધાન

**ચોથું ભવન :**

(૧) સ્થાવર-જંગમ મિલકતનો વારસો, (૨) સારો સલાહ આપનાર, (૩) જીવન સુખથી પસાર કરે, (૪) સગાંવહાલાંને તિરસ્કારે, (૫) ખાણોથી લાભ.

**પાંચમું ભવન :**

(૧) પ્રભુનો ડર રાખનાર, (૨) જાદુનો શોખ, (૩) થોડાં સંતાન, (૪) કીર્તિવાન, (૫) વિદ્વાન

**છઠ્ઠું ભવન :**

(૧) આળસુ, (૨) તીખી જીભ, (૩) મંદવાડમાં નિષ્ફળ, (૪) છૂપા દુશ્મનો, (૫) તીવ્ર મિજાજ, (૬) નોકર તરીકે સારું કામ કરે.

**સાતમું ભવન :**

(૧) વેપારમાં હોશિયારી અને પૂર્ણતા, (૨) વિવાહમાં તકરાર, (૩) ભાગીદારી કે સાથી ઘણાં ચાલાક, ખર્ચ ને લાગણી જીવવાળા, (૪) વિદ્વાન, (૫) ધનવાન

# ૨૧ : દરેક ભવને ગુરુનું ફળ

**પહેલું ભવન :**

(૧) સોહામણો ને મનહર, (૨) વિદ્વાન, (૩) નીડર, (૪) વિવેકી, (૫) ધનવાન ને દિર્ઘાયુષી, (૬) માન અને કીર્તિને ઇચ્છનાર, (૭) આશ્રયદાતા, (૮) હલકાં ને તુચ્છ કામોને ધિક્કારનાર.

**બીજું ભવન :**

(૧) પુષ્કળ ધનાગમન, (૨) વિદ્વાન, (૩) સુંદર મુખાકૃતિ, (૪) આતિથ્ય સત્કારની વૃત્તિવાળો, (૫) દાન કરવાની વૃત્તિવાળો, (૬) પ્રખ્યાત અને વિજયી પુરુષ, બીજા કે દશમા સ્થાનમા ઉચ્ચનો ગુરુ હોય છે. જેમ ગુરુ બળવાન હોય, તેમ ધન વધારે આપે છે.

**ત્રીજું ભવન :**

(૧) નાની પણ આનંદી મુસાફરી, (૨) પાડોશી અને સગાંઓ તરફથી સહાય મળે, (૩) લખાણથી લાભ, (૪) ધાર્મિક મન, (૫) આધ્યાત્મિકતા તરફ વલણ, (૬) દયાળુ, આશાવંત, આનંદી તેમજ સંતોષી (૭) સ્ત્રીઓને સહેલાઇથી જીતી શકે. (૮) સહેજ સાનમાં સમજી જાય.

**ચોથું ભવન :**

(૧) માતાને શુભકારક, (૨) પ્રેમાળ મિત્રો અને સગાંઓ, (૩) વિશ્વાસુ નોકરો, (૪) સુખી ઘરબાર, (૫) ઊંચી કેળવણી, (૬) વાહન, રાખનાર, (૭) વૃદ્ધાવસ્થામા વિજય ને સુખ, (૮) વારસાથી લાભ.

**પાંચમું ભવન :**

(૧) સંતાન વિજયી, આજ્ઞાંકિત મદદગાર અને સુખદાયી તે જગતમા નામ કાઢે અને મોટા માણસ થાય, (૨) શરત, સટ્ટા કે સાહસમાં લાભ અપાવે, (૩) પ્રેમના કામકાજમા વિજયી ને વૈભવ આપે, (૪) પ્રધાન બને, (૫) યા ધર્મોપદેશક બને.

હો. ભા.—૨૮

## ૨૨ : દરેક ભવને બેઠેલા શુક્રનું ફળ

**પહેલું ભવન :**

(૧) પ્રતિજાતિ તરફ ઘણો પ્રેમ, અને તેથી લાભ, (૨) ભાગ્યશાળી, (૩) વિલાસી, (૪) માયાળુ અને ઉદાર, (૫) સારો ગાનાર તથા વગાડનાર, (૬) સ્ત્રી અને સંતાનપ્રેમી, (૭) કળાવાન.

**બીજું ભવન :**

(૧) વિલાસી, (૨) જીવનસાથી વિશ્વાસુ ને વફાદાર, (૩) વિદ્વાન (૪) કવિ અગર કળાકાર, (૫) જિંદગીમા વિજય અને લાભદાયક ધંધા.

**ત્રીજું ભવન :**

(૧) સગા, પિતરાઈ અને પાડોશીઓ તરફથી લાભ, (૨) મુસાફરીમાં લાભ, (૩) આનંદી મન, (૪) કવિતા, વાર્તાઓ અને હાસ્યરસનાં લખાણો લખવાનો તથા વાચવાનો ખૂબ શોખ, (૫) લાગણીપ્રધાન, (૬) ઘણા ભાઈ બહેન, (૭) અસંતોષી સ્ત્રી.

**ચોથું ભવન :**

(૧) વિદ્વાન, (૨) ધનવાન, (૩) કીર્તિવાન, (૪) સ્થાવર મિલકત, (૫) પાછલી જિંદગી સુખી અને આબાદ, (૬) વારસાથી લાભ.

**પાંચમું ભવન :**

(૧) મોજમઝા અને સ્ત્રીઓના સાથનો શોખ, (૨) નાટક અને રમતગમતનો શોખ, (૩) મોટું કુટુંબ (૪) સટ્ટા અને સાહસથી ફાયદા, (૫) ધનવાન.

**છઠ્ઠું ભવન :**

(૧) અરસિક, (૨) કંગાલ, (૩) સ્ત્રીઓ તરફથી ધિક્કાર અને તિરસ્કાર, (૪) ઉઘાડા દુશ્મન થાય, (૫) તાબેદાર નોકરથી લાભ.

**આઠમું ભવન :**

(૧) વારસામાં કે મિલકત મળવામાં તકરાર (૨) વનોપાર્જનમાં ઉપાધિ, (૩) તકરારી, (૪) વાદવિવાદ કરનાર (૫) ઉગ્ર

**નવમું ભવન :**

(૧) ધર્મની બાબતમાં દૃઢ (૨) આથાદ્રષ્ટ (૩) વિચારત (૪) જ્યોતિષ, ગુપ્ત વિદ્યા જાદુ અને એવી અસાધારણ શક્તિનો શોખીન (૫) પાણીની મુસાફરીમાં ભય ( ) ગર્વિષ્ઠ.

**દશમું ભવન :**

(૧) જીવનની ઉન્નત સ્થિતિએ પહોંચનાર, (૨) સત્તાવાન ને માન મેળવનાર, (૩) આતરજ્ઞાની, (૪) લાગણીપ્રધાન (૫) નામાશી પણ મળ (૬) માતાને દુઃખી કરે કે મારે.

**અગિયારમું ભવન .**

(૧) જડ અને હલકા મિત્રો મળે અને તેમના તરફથી ભારે ખમવુ પડે, (૨) ધીરધારમાં મહાસંકટ, ધીરેલો પૈસો કદી પાછો ન આવે—મહાપ્રયાન કઇક વળતર મળે, (૩) જમીનમાં મોટું જોખમ (૪) સતાન તરફથી દુઃખ, (૫) કમાણી કરનાર

**બારમું ભવન :**

(૧) માંદુ શરીર, (૨) ચાલુ ધન (૩) શરમ વિનાનો, (૪) દુશ્મનો તરફથી ઉપાધિ, (૫) ઉચ્છ્રૃંખલ, ( ) કેદનો ભય, (૭) ખોટા આરોપ, (૮) છૂપી રીતે ઝેર લાગવાનો ભય



## ૨૪ : દરેક ભવનમાં બેઠેલા રાહુનું ફળ

**પહેલું ભવન :** (૧) મગજ ઘૂમ ગમે, (૨) મુશ્કેલીમાં કાંઈ સમજણ ન પડે, (૩) થોડાં સંતાન.

**બીજું ભવન :** (૧) પુષ્કળ લાગણીવાન, (૨) રાજ્યધનની પ્રાપ્તિ, (૩) આડે માર્ગે પૈસાનો વ્યય.

**ત્રીજું ભવન :** (૧) નાસ્તિક, (૨) મોસાળમાં ઝઘડા કરનાર, (૩) મિત્રોમાં ખટપટી, (૪) સ્ત્રી જોડે અણબનાવ, (૫) ભાઈઓ અને બહેનો જોડે અણબનાવ.

**ચોથું ભવન :** ( ) મંદબુદ્ધિનો, (૨) તોફાની, (૩) મિત્રો અને સગાંસંબંધીઓને વિખારનાર, (૪) માતા માટે ખરાબ, (૫) સ્ત્રીઓને લોભ આપી લલચાવે

**પાંચમું ભવન :** (૧) વાહનનું સુખ, (૨) ઊંચા સટ્ટા, (૩) ઉચ્છૃંખલ સંતાન, (૪) કૂર હૃદયી, (૫) જઠરના દર્દો, (૬) મીઠું બોલે.

**છઠ્ઠું ભવન :** (૧) ધનવાન, (૨) દીર્ઘાયુષી, (૩) જંગલી, (૪) આંખનું દર્દ, (૫) લકવો થવાનો સંભવ, (૬) પ્રેમીજીવનમાં અસંતોષ ને કચવાણ, (૭) તબિયત સારી ન રહે.

**સાતમું ભવન :** ( ) સ્ત્રી તરફથી અસંતોષ, (૨) ઘણું કરીને સંતાનહીન, (૩) ખરાબ ચાલ, (૪) કામી, (૫) સ્ત્રીઓ પાછળ પૈસાનો ધુમાડો કરે, (૬) ચાલાક.

**આઠમું ભવન :** (૧) થોડાં સંતાન (૨) મુસાફરીનો શોખ, (૩) ઝેરથી મરવાનો સંભવ, (૪) મિત્રોથી દુર્ગતિ, (૫) ઘણો કામી, (૬) મિલકત કે વારસાની ખટપટ.

**નવમું ભવન :** (૧) મુસાફરીમાં ગોટાળા કરે, (૨) ધર્મ-દ્રોહી (૩) આમોદપ્રમોદનો શોખીન.

## ૨૫ : દરેક ભવને બેઠેલા કેતુનું ફળ

**પહેલું ભવન :** (૧) લોકમાં અપવાદ (૨) આપઘાત કરવા મન થાય, (૩) દરેક કાર્યમાં મંદાનન, (૪) સુંદર મુખાકૃતિ, (૫) નારી ગેનભાત.

**બીજું ભવન :** (૧) કડવી ઉક્તિ, (૨) ચોકુ ભણેલો, (૩) કુટુંબમાં કલેશ, (૪) એકલપેટો, (૫) ઊંચા નફા, (૬) પોતાના સંતાનને બાદી મૂકે.

**ત્રીજું ભવન :** (૧) ભાઈમાં કુસંપ અને નુકસાન કરાવનાર, (૨) સ્વાર્થી, (૩) ધર્મભ્રષ્ટ, (૪) ગામ બહાર ન જનાર, (૫) વિદ્વાન ન કપટી.

**ચોથું ભવન :** (૧) માતાને માટે નુકસાનકારક, (૨) ક્ષુધા, (૩) ભિખારી સ્થિતિમાં, (૪) અશાંતાપો.

**પાંચમું ભવન :** (૧) સંતાન માટે ખરાબ, (૨) ચાલચલગત ખરાબ, (૩) મતિહીન, (૪) સત્તામાં ખરાબી, (૫) અસ્થિર મન

**છઠ્ઠું ભવન :** (૧) ભાગ્યશાળી, (૨) દુશ્મન હોતા નથી, (૩) મોસાળમાં સત્યાનાશ વાળનાર, (૪) નોકરો તરફથી ડરનો ભય

**સાતમું ભવન :** (૧) મોડું લગ્ન કે કુંવારો રહે, (૨) કોર્ટ ચઢવા ન ગમે, (૩) સ્વચ્છંદી જીવન, (૪) સ્વાર્થી

**આઠમું ભવન :** (૧) અજાયબ વસ્તુમાં માનનાર, (૨) કાળી વિદ્યામાં કુશળ, (૩) મુંઝા, (૪) સંતાન અને મિત્રો પ્રત્યે દ્રોહી, (૫) કૃપણ ક્લેશી, ( ) આતરડામાં દર્દ (૭) ઝેર અગ્નિનો ભય

**નવમું ભવન :** (૧) અધર્મી, (૨) આળસુ અને સી, (૩) ગમે તે રીતે સત્તા મેળવનાર, (૪) પિતાના જીવનને ઉપાધિ આપે, (૫) સાધુ-વૃત્તિવાળો, (૬) અસ્પષ્ટવક્તા.

**દશમું ભવન :**(૧) અતિ બુદ્ધિશાળી, પણ ઊંધા વાંધા કરનારો, (૨) ક્રૂર ને ઘાતકી છતાં નમીગદાર, (૩) ઝેર ને કપટ થવાનો ભય

**અગિયારમું ભવન :** (૧) મિત્રોમાં વિખવાદ, (૨) નાતજાતમાં બેઆબરૂ, (૩) અપૂર્ણ આશાઓ, (૪) વિદ્વાન અને સાધુવૃત્તિવાળો

**બારમું ભવન :** (૧) સારી તર્કશક્તિ, (૨) ઊંચો આત્મા, (૩) ધનવાન, (૪) ખર્ચાળ, (૫) શત્રુઓનો નાશ કરનાર.

જ્યારે એક ગ્રહ બીજા ગ્રહના વર્તુલની હદમાં આવે છે ત્યારે તેમનો સમાગમ થાય છે. આ સમાગમને યુતિ કહે છે.

[સૂર્ય–ચંદ્રની યુતિ]

યુતિ બેથી વધારે ગ્રહોની પણ થાય છે.

[મંગળ, બુધ, ગુરુ, શુક્રની યુતિ]

આવી યુતિ જો સારા ગ્રહોની હોય છે તો ઘણું સારું ફળ આપે છે. દષ્ટાન્ત તરીકે લગ્ને **સૂર્ય મંગળની શુભ યુતિ** મનુષ્યને ૧. બળવાન, સત્તાવાન ને દીર્ઘાયુષી બનાવે છે. ૨. સારી પદવીની જગા આપે છે, ૩, માન ઈલ્કાબ અને પ્રમોશન આપે છે, ૪. મજબૂત મનોબળ અને બીજાને તાબે કરવાની શક્તિ આપે છે, ૫. જોખમદારીની જગા અને કામ કરવાનો જુસ્સો આપે છે.

આવી યુતિ જો નઠારા ગ્રહોની હોય છે તો ઘણું બૂરું ફળ આપે છે. દષ્ટાન્ત તરીકે **સાતમે તુલા રાશીમાં શનિ ચંદ્રની ખરાબ** યુતિ મનુષ્યને ૧. ભિખારી કરી મૂકે છે, ૨. દેવાળીઓ બનાવે છે, ૩. તેની મિલકતની ખુવારી કરાવી તેની પાસે આખી જિંદગીભર પૈસા સંબંધી હાડમારી ભોગવાવે છે, ૪. તેની પાસે જિંદગીભર સખત મહેનત કરાવે છે અને ૫, તેના મિત્રો તથા સ્ત્રીની મારફતે જ તેની ખુવારી કરાવે છે.

## સૂર્ય–ચંદ્રની શુભ યુતિ :

સૂર્ય–ચંદ્રની લગ્ને મેષ રાશીમાં શુભ યુતિ, ૧. જિંદગીમાં વિજય આપે છે; ૨. આબાદી આપે છે. ૩. સત્તા આપે છે, ૪. માન ચાતબો ને હોદ્દા આપે છે, ૫. અન્ય મનુષ્યોને મદદ આપે છે. આવો

મનુષ્ય યંત્રકામનો ઉત્સાહી હોય છે, તે શિલ્પી પણ ઊંચા પ્રકારનો થઈ શકે છે, ઇજનેર તરીકે સારી ખ્યાતિ મેળવી શકે છે.

## સૂર્ય-ચંદ્રની ખરાબ યુતિ :

સૂર્ય-ચંદ્રની આઠમે વૃશ્ચિક રાશીમાં ખરાબ યુતિ ૧. નાણાં મુશ્કેલી ઊભી કરે છે. ૨. નોકરી ધંધો મેળવવામાં અડચણો ઊભી કરે છે, ૩. સટ્ટાથી કે સ્ત્રીઓથી ધનની ખરાબી કરાવે છે, ૪. શરદી અને ઇન્ફ્લુએન્ઝાનાં દર્દોથી ભારે માંદગી ભોગવાવે. ૫. સઘળી મનોહર આશાઓના મહેલના ભૂક્કા કરી દે છે.

## સૂર્ય-મંગળની ખરાબ યુતિ :

સૂર્ય-મંગળની આઠમે વૃશ્ચિક રાશીમા અને બારમે મીન રાશીમાં ખરાબ યુતિ, ૧. માથાના ફેરલ બનાવે છે, ૨, દઢ અને હિંમતવાન છતાં વાતવાતમા ક્રોધી બનાવે છે, ૩. કોઈપણ જાતના સટ્ટામા આંખો મીંચીને સાહસ કરનાર આવળીઓ બનાવે છે, ૪. ઉદાર, ભોળા ને માયાળુ બનાવી પાયમાલી લાવે છે, ૫. બાપ-દીકરાનો વિયોગ કરાવે છે, ૬. કુટુંબ સાથે અણબનાવ ઉત્પન્ન કરે છે. ૭. અકસ્માતથી કે શસ્ત્રક્રિયાથી નુકસાન કરાવે છે. ૮. વ્યસની બનાવે છે.

## સૂર્ય-બુધની શુભ યુતિ :

સૂર્ય-બુધની દશમે સિંહ રાશીમાં શુભ યુતિ, ૧. લોભી અને પાકા વેપારી બનાવે છે, ૨. સહેલાઈથી શીખનાર અને અભ્યાસી બનાવે છે, ૩. બધી વાતો એકદમ સમજી મનમાં રાખી શકે તેવો ચાલાક બનાવે છે, ૪. ધંધામા પ્રવીણ અને હિસાબમાં એક્કો બનાવે છે, ૫. સારો લેખક બનાવે છે અને ૬. ઘણો સારો દાક્તર કે રસાયણિક બનાવે છે.

## સૂર્ય-શુક્રની ખરાબ યુતિ :

સૂર્ય-શુક્રની ૬ઠ્ઠ કન્યા રાશીમાં ખરાબ યુતિ ૧ કપટી, મોજમઝા અને સ્ત્રીઓની દોસ્તીનો ખાસ જતન કરે છે, ૨ સ્ત્રીઓમાં ને મોજમઝામાં પૈસા અને વખત ગુમાવનાર છે, ૩ વ્યભિચારી બનાવે છે, ૪ વૈભવ સ્ત્રીઓ, લૂગડા અને આભૂષણમાં ધનની હાનિ કરાવે છે, ૫ નિરાશા ને ઉદ્વેગ ઉત્પન્ન કરે છે

## ચંદ્ર-મંગળની ખરાબ યુતિ :

ચંદ્ર-મંગળની સાતમે કર્ક રાશીમાં અને બારમે ધન રાશીમાં ખરાબ યુતિ, ૧. ઉદ્ધત બનાવે છે, ૨. સારા કે ખોટા કાર્યમાં આંખ મીંચીને ઝંપલાવનાર બનાવે છે, ૩. પ્રજાપતિનો શોખીન બનાવે છે, ૪. તેમાં ધન અને તબિયતની હાનિ કરાવે છે, ૫. દુઃખી લગ્ન કરાવે છે, ૬. દુઃખી સંસાર ને અપકીર્તિ અપાવે છે, ૭. દારૂનો વ્યસની અને વ્યભિચારી બનાવે છે.

## ચંદ્ર-બુધની શુભ યુતિ :

ચંદ્ર-બુધની દશમે કન્યા રાશીમાં શુભ યુતિ, ૧. તીક્ષ્ણ બુદ્ધિવાળો, ચાલાક અને હોશિયાર બનાવે છે, ૨. પરભાષાનો વિદ્વાન બનાવે છે. ૩. સારો વક્તા બનાવે છે, ૪. કુશળ વ્યાપારી બનાવે છે, ૫. ધનવાન અને કીર્તિવાન બનાવે છે.

## ચંદ્ર-બુધની ખરાબ યુતિ :

ચંદ્ર-બુધની બારમે ધન રાશીમાં ખરાબ યુતિ, ૧. ચાડીઓ અને જૂઠ્ઠો બનાવે છે, ૨. નિંદાખોર ને ઉતાવળો બનાવે છે. ૩. અપ્રમાણિક અને પોતાની શક્તિઓનો અવળે માર્ગે ઉપયોગ કરનારો થાય છે.

## ચંદ્ર-ગુરુની શુભ યુતિ :

ચંદ્ર ગુરુની લગ્ને કર્ક રાશીમાં શુભ યુતિ ૧. સારામાં સારો યોગ છે. ૨. આ યોગથી આખી જિંદગી સુધી વિજય મજા કરે છે. ૩. સંપત્તિ વધ્યા જ કરે છે. ૪. લગ્નમાં વિજય મળે છે. ૫. આવા યોગવાળો મનુષ્ય સગાંવહાલાંને ચાહે છે, અને તેમનું રક્ષણ કરે છે. ૬. તે દુશ્મનોનો નાશ કરી સુખ-શાંતિ ભોગવે છે.

## ચંદ્ર-ગુરુની ખરાબ યુતિ

ચંદ્ર ગુરુની આઠમે તુલા રાશીમાં ખરાબ યુતિ ૧. બેદરકારીથી ખર્ચ કરાવે છે, ૨. દ્રવ્યની હાનિ કરાવે છે. ૩. ગરીબી લાવે છે. ૪. સટ્ટા અને સાહસમા સદા યે નુકસાન ભોગવાવે છે. ૫. લિવર અને પેટાના દર્દો ઉત્પન્ન કર છે. ૬. સ્રીઓમાં અતિકામવૃત્તિ જાગૃત કરી લોહીના વગેરે દર્દો પેદા કર છે.

## ચંદ્ર-શુક્રની શુભ યુતિ :

ચંદ્ર-શુક્રની દશમે કર્ક રાશીમા શુભ યુતિ ૧. વિલાસી બનાવે છે. ૨. સારા દેખાવા માટ ટાપટીપ કરવાનો શોખ ઉત્પન્ન કરે છે. ૩. સ્રીઓ તરફ સન્માન અને લાભ લાવે છે, ૪. [illegible] વૃત્તિ ઉત્પન્ન કરે છે. ૫. લગ્નથી સંપૂર્ણ સુખ અને વિજય લાવે છે, ૬. સારી સ્રીની સાથે લગ્ન કરાવી આપે છે. ૭. સંગીત ને ગાયનનો શોખ જાગૃત કરે છે, ૮. મિલ ઉદ્યોગમા પાવરધો બનાવે છે.

## ચંદ્ર-શુક્રની ખરાબ યુતિ :

ચંદ્ર-શુક્રની બારે વૃશ્ચિક રાશીમા ખરાબ યુતિ ૧. મદહાડ લાવે છે, ૨. પહેરવા ઓઢવામા ઠગારો ન રાખવાની વૃત્તિ ઉત્પન્ન કરે છે, ૩. ખર્ચમા બેદરકાર વૃત્તિ જાગૃત કરે છે, ૪. દારૂ જેવા વ્યસનનો શોખ જગાડે છે ને ૫. ઉચ્ચ સ્રીઓનો અધિકાર જાગૃત કરે છે.

## ચંદ્ર-શનિની શુભ યુતિ :

ચંદ્ર-શનિની સાતમ તુલા રાશીમા શુભ યુતિ ૧. શાંત અને ખંતીલા બનાવે છે. ૨. વિજય અને અઢળક સંપત્તિ અપાવે છે.

ખુવારી કરાવે છે. ૫. સંતાનનો નાશ કરાવે છે, ૬. કાયદાથી હાનિ કરાવે છે, ૭. વારસામાં ઉપાધિ લાવે છે.

### મંગળ-શુક્રની શુભ યુતિ :

મંગળ-શુક્રની બીજે કોઈ પણ રાશીમાં શુભ યુતિ ૧. પ્રતિ જાતિનો શોખ ઉત્પન્ન કરે છે, ૨, તેનાથી માન અને લાભ અપાવે છે, ૩, દરેક જાતની મંડળીઓનો શોખીન બનાવે છે, ૪. ઉદારવૃત્તિ અને પૈસાના ખર્ચમાં બેદરકારવૃત્તિ જાગૃત કરે છે, ૫. વિલથી કે વારસાથી લાભ અપાવે છે, ૬. વહેલું લગ્ન અને સંયોગ સૂચવે છે, ૭. હિંમત જાગ્રત કરે છે અને ૮. ચાલાકી ઉત્પન્ન કરે છે,

### મંગળ-શુક્રની ખરાબ યુતિ :

મંગળ-શુક્રની આઠમે કર્ક રાશીમા ખરાબ યુતિ ૧. મંડળીઓ અને સ્ત્રીઓનો શોખીન બનાવે છે, ૨. સરસ વ્યભિચારી ને વિકારી બનાવે છે, ૩, ઉડાઉ ને પૈસા સંબધી બેદરકાર બનાવે છે, ૪. અપકીર્તિ અપાવે છે.

### મંગળ-શનિની શુભ યુતિ :

મંગળ શનિની લગ્ને વૃશ્ચિક રાશીમાં શુભ યુતિ ૧. હિંમતવાન ને બહાદુર બનાવે છે, ૨. સરસ સૈનિક ને ઉત્તમ પદવી અપાવે છે, ૩. વિશ્વાસુ, દઢ નિશ્ચયી અને ખંતીલો બનાવે છે, ૪. ગમે તે પ્રકારે ધન પ્રાપ્તિ કરવાની ધગશ ઉત્પન્ન કરે છે.

### મંગળ-શનિની ખરાબ યુતિ :

મંગળ-શનિની બારમે મીન રાશીમાં ખરાબ યુતિ ૧. ગરમ સ્વભાવ અને નીચ વિચારનો બનાવે છે, ૨. ઝેરીલો ને ખુની બનાવે છે

છે. ૩. લુચ્ચો અને અપ્રમાણિક બનાવે છે, ૪, બદમાશ અને ડાકુ બનાવે છે.

### બુધ-ગુરુની શુભ યુતિ :

બુધ-ગુરુની દશમે કન્યા રાશીમાં શુભ યુતિ ૧. સારી ન્યાય-બુદ્ધિ ઉત્પન્ન કરે છે, ૨. દઢ અને મક્કમ બનાવે છે, ૩. ભાષામાં વિજય અપાવે છે અને તે દ્વારા ધનલાભ કરાવે છે, ૪. પ્રમાણિક અને ઉદાર બનાવે છે, ૫. સારી રીતભાત પણ સાવચેત બનાવે છે. ૬. ઉપાધિમાથી મુક્ત કરાવે છે ને ભાઈઓમાં સંપ કરાવે છે, ૭. શેઠ તરફથી સુખ ને પ્રીતિ ઉત્પન્ન કરે છે, ૮; લાંબી અને ટૂંકી મુસાફરી કરાવે છે. ૯, પોતાના અંતરાત્માથી જ શાંતિ મેળવી શકે છે, ૧૦. કવિ, લેખક કે પત્રકાર બનાવે છે.

### બુધ-ગુરુની ખરાબ યુતિ :

બુધ-ગુરુની આઠમે મકર રાશીમાં ખરાબ યુતિ ૧. ખરા ખોટાની પારખ વિનાનો ને બેકાર બનાવે છે, ૨. અન્યાયી ને શંકાશીલ બનાવે છે, ૩. નકારી ને દરેક વસ્તુને ઊલટી રીતે જોનાર બનાવે છે, ૪. નાસ્તિક બનાવે છે અને પૈસાની ખુવારી કરાવે છે. ૫. અપકીર્તિ કરાવે છે ને બદનક્ષી કેસ ઊભા કરે છે.

### બુધ-શુક્રની શુભ યુતિ :

બુધ-શુક્રની લગ્ને વૃષભ રાશીમાં શુભ યુતિ ૧. મન આનંદી ને ખુશ રાખે છે, ૨. સંગીત ને કવિતાનો શોખ વ્યક્ત કરે છે, સુંદર હુન્નર ને શાસ્ત્રનો શોખ ઉત્પન્ન કરે છે, ૩. લગ્ન બે વખત કરાવે છે, ૪. સારો વક્તા ને લોકનાયક બનાવે છે.

### બુધ-શુક્રની ખરાબ યુતિ :

બુધ-શુક્રની બારમે મેષ રાશીમાં ખરાબ યુતિ ૧. વિલાસી ને

વિકારી બનાવે છે, ૨. સ્ત્રીઓના સહવાસમાં જ પ્રીતિ રખાવે છે. ૩. સૌન્દર્યના પૂજનમા જ જીવન ગુજારાવે છે.

### બુધ-શનિની શુભ યુતિ :

બુધ-શનિની લગ્ને કુંભ રાશીમાં શુભ યુતિ ૧. પોતાનાં કામ અને જાત માટે ઘણો આવચેત બનાવે છે. ૨. વિદ્યાનો શોખીન બનાવે છે. ૩. ઉદ્યમી અને ખંતીલો બનાવે છે. ૪. વિચારવંત ને ડાહ્યો બનાવે છે.

### બુધ-શનિની ખરાબ યુતિ :

બુધ-શનિની બારમે કર્ક રાશીમાં ખરાબ યુતિ, ૧. ખરાબ સ્વભાવનો અને કડવી બોલી બોલનારો બનાવે છે, ૨. અદેખો ને વેર લેનાર બનાવે છે, ૪, બોલતાં તોતડાય કે અચકાય છે, ૪. લુચ્ચો ને ચોર બનાવે છે, ૫. દગાખોર ને વિશ્વાસ ન રાખવા લાયક બનાવે છે. ૬. દારૂ પીનારો ને વ્યસની બનાવે છે. ૭. ધર્મઢોંગી બનાવે છે. ૮. દગાખોર મિત્ર અને કિન્નાખોર દુશ્મનવાળો બનાવે છે.

### ગુરુ-શુક્રની શુભ યુતિ :

ગુરુ-શુક્રની દશમે ધન રાશીમા શુભ યુતિ ૧. લૂગડાં અને ઘરેણાંનો શોખ ઉત્પન્ન કરે છે. ૨. કામમા તેમજ પ્રીતિમાં ફત્તેહ આપે છે. ૩. ડહાપણ અને પવિત્રતા આપે છે. તેમજ ૪. ઉદાર અને માયાળુ બનાવે છે, ૫. કળાકાર બનાવે છે, ૬. આદર્શ પતિ પત્ની.

## જન્મ કુંડળી એટલે શું ?

જન્મકુંડળી એટલે બાળકના જન્મ સમયે આકાશમાં આવેલાં ગ્રહો, રાશીઓ, નક્ષત્રો આદિનો નકશો.

## જન્મ કુંડળીનું મહત્ત્વ :

જન્મકુંડળીનુ મહત્ત્વ વિશેષ છે. સામાન્ય રીતે કુંડળીમા ૧. મનુષ્યના આખા જીવનનો હેવાલ બતાવે છે, ૨. શરીરને લગતુ આરોગ્ય અને શરીરને લગતા રોગો બતાવે છે, ૩. ભવિષ્યમાં થનારા લાભ કે ગેરલાભ, ધનવૃદ્ધિ કે દરિદ્રાવસ્થા બતાવે છે, ૪. અમુક અમુક મનુષ્ય સાથે રાગ યા ખરાબ સબંધ કે લેણદેણ દર્શાવે છે. ટૂંકમા જન્મકુંડળી એટલે મનુષ્યજીવનનો ભૂત, ભાવિ અને વર્તમાન કાળનો અરીસો.

## કુંડળી જોવાની રીત :

કુંડળી હાથમાં લેતા જ હમેશા લગ્નભવન ઉપર જ પડેલી નજર પડે છે. લગ્નભવન મનુષ્યની શારીરિક સ્થિતિ અને જિંદગી સંબંધી હેવાલ બતાવે છે. પછીથી ડાબા હાથ પરના બીજા ભવન કે ધનભવન ઉપર નજર પડે છે. બીજું ભવન મનુષ્યની ધનપ્રાપ્તિ કે ધનવૃદ્ધિ દર્શાવે છે. એમ ઉત્તરોત્તર ત્રીજું ભવન, ને ચોથા ભવન ઉપર નજર પડે છે. ત્રીજું ભવન મનુષ્યનુ ભાઈ સુખ દર્શાવે છે, ચોથુ ભવન મનુષ્યનુ સુખભવન કહેવાય છે. એ ભવન મનુષ્ય જિંદગીમા કેટલુ સુખ મેળવવાનો છે, તેની માતાની સ્થિતિ કેવી રહેવાની છે, તેને વાહનવ્યવહારનુ કેટલુ સુખ મળવાનુ છે અને મૃત્યુ વખતે તેની શી સ્થિતિ રહેવાની છે વગેરે બાબતો દર્શાવે છે. તે પછીથી આપણી નજર પાંચમા ભવન ઉપર પડે છે. પાચમું ભવન પુત્ર-સુખ, સંતાન-સુખ અને વિદ્યાપ્રાપ્તિ દર્શાવે છે. તે પછી આપણી નજર છઠ્ઠા ભવન ઉપર પડે છે. છઠ્ઠું ભવન મનુષ્યને કયા કયા રોગો કે દર્દો થવાના છે અને તેના શત્રુઓ

કેટલા થવાના છે તે દર્શાવે છે. સાતમું ભવન મનુષ્યનું સાંનુખ્ય કેટલું મળવાનું છે તે દર્શાવે છે. આઠમું ભવન મનુષ્યનું આયુષ્ય બતાવે છે એ મનુષ્યના મરણનું સ્થાન કહેવાય છે. નવમું ભવન મનુષ્યનું ભાગ્ય કેટલું છે તે દર્શાવે છે. દશમું ભવન મનુષ્યના ધંધા, સામાજિક ને રાજકીય મદદ, ને પિતા સંબંધી લહેણું દર્શાવે છે. પછીથી આપણી નજર અગિયારમા ભવન ઉપર પડે છે. અગિયારમું ભવન મનુષ્યને કેટલો લાભ થવાનો છે અને તેને કેટલા મિત્રો તરફથી કેવી મદદ મળવાની છે તે બતાવે છે, અને છેલ્લે આપણી નજર બારમા ભવન ઉપર પડે છે. બારમું ભવન મનુષ્ય કેટલું ખર્ચ કરવાનો છે અને તેના કેટલા દુશ્મનો થવાના છે તે દર્શાવે છે. આ બારે ભવનમાં રહેલા ગ્રહો અને રાશીઓ તથા તેઓની પરસ્પર થતી સારી વા ખરાબ દૃષ્ટિઓ ધ્યાનમાં રાખી મનુષ્યના ભાવિનો ઉકેલ થાય છે.

## જન્મકુંડળીમાં અમુક ભવનોની ખાસ વિશેષતા :

જન્મકુંડળીમાં પહેલું ભવન, ચોથું ભવન, સાતમું ભવન, અને દશમું ભવન ખાસ બળવાન ભવનો કહેવાય છે–એમને કેન્દ્રસ્થાનો કહે છે. એ ચાર ભવનોમાં ય પહેલું ભવન અને દશમું ભવન અતિ બળવાન ગણાય છે. દશમા સ્થાનને તો મેરીડિયન કે મધ્યમ આકાશ કહે છે. ગ્રહ દશમા કક્ષની જેમ નજીક તેમ ઘણો સારો ગણાય છે. પાપગ્રહ જો આ સ્થાનમાં હોય ને કક્ષની નજીક હોય તો તે પણ થોડો વખત સારું ફળ આપે છે. શનિ અને બુધ પહેલા ભવનમાં અતિ બળવાન થાય છે. શુક્ર અને ચંદ્ર ચોથા ભવનમાં અતિ બળવાન થાય છે. શનિ સાતમા ભવનમાં અતિ બળવાન થાય છે. સૂર્ય, ચંદ્ર મંગળ અને ગુરુ દશમા ભવનમાં અતિબળવાન થાય છે. આ ભવનોમાં જો શુભ ગ્રહો જેવા કે ગુરુ, શુક્ર, બુધ કે ચંદ્ર હોય તો તે ઘણું સારું ફળ આપે છે, અને અશુભ ગ્રહો હોય તો ખરાબ ફળ આપે છે.

બીજું, પાંચમું, આઠમું અને અગિયારમું ભવન એ પણફર ...નો કહેવાય છે; કેમ કે તે સ્થાનો કેન્દ્રની પછીના છે અને તે

બીજા પ્રકારનું ફળ આપે છે. ત્રીજું, છઠ્ઠું, નવમું અને બારમું ભવન એ આપોકિલમ સ્થાનો કહેવાય છે, કેમકે તે કેન્દ્રથી છૂટાં પડે છે. અને તે ત્રીજા પ્રકારનુ ફળ આપે છે. બુધ ત્રીજા ભવનમાં બળવાન છે.

## ગ્રહની વિશેષતા :

રાશીનો માલિક ગ્રહ જે કુંડળીમાં પોતાની જ રાશીનો અધિપતિ થઈ બેઠો હોય તો તે સંપૂર્ણ સુખ આપે છે. જે ગ્રહ પોતાની માલિકીની રાશીથી સાતમી રાશીએ આવે તે શત્રુરાશીનો થઈ બળહીન થાય છે અને કાંઈ જ ફળ આપતો નથી. પોતાના સ્વભાવવાળી રાશીમાં આવેલો ગ્રહ સારું ફળ આપે છે. જેમકે શુક્ર કર્કમાં, મંગળ સિંહમા અને ધનમાં, બુધ તુલા કે કુંભમા, ગુરુ કુંભમાં, શનિ કુભમા, સૂર્ય ધનમા અને ચંદ્ર મીનમાં સારું ફળ આપે છે. જન્મકુંડળી જોતાં આ બધી બાબતોનો ખ્યાલ રાખી ભાવિ-કથન કરવુ વધારે સુલભ અને વધારે હિતકર છે.



ધારો કે પંચાગમાં તે દિને દીનમાન ૩૧ ૩૬ ઘડીનો છે. તેનો દિનાર્ધ ૧૫ ૪૮ ઘડી આવ્યો છે.

હવે આવેની દિનાર્ધની ઘડીમાથી મૂળ ઘડી બાદ કરી, એટલે ઈષ્ટ ઘડી આવશે

૧૫ ૪૮
—૪ ૪૫

૧૧-૩ ઈષ્ટ ઘડી.

**બપોરના બાર વાગ્યાથી સૂર્યાસ્ત સુધીના સમયની રીત :**

ધારો કે બાળકનો જન્મ બપોરના ૨ કલાક ૩૦ મિનિટે છે, (લોકલ ટાઈમ) આ લોકલ ટાઈમમાથી મુંબઈનો ટાઈમ લાવવા માટે ૩૯ મિનિટ બાદ કરી

૨-૩૦
—૩૯

૧-૫૧ મુંબઈનો ટાઈમ

આ ૧ કલાક ૫૧ મિનિટને ઘડીમા ફેરવી નાખવા માટે અઢીએ ગુણવા

૧ ૫૧
×૨½

૪-૩૭ ૩૦ ઘડી થઈ,

આવેલી ઘડીમા દીનાર્ધની ઘડી ઉમેરવી

ધારો કે પંચાગમા તે દિવસે દિનમાન ૩૨-૪૯ ઘડીનુ છે એનુ દીનાર્ધ ૧ ૨૪ ૩૦ ઘડી થાય છે. આ દીનાર્ધ ૪-૩૭-૩૦મા ઉમેરતા —

+૧૬-૨૪ ૩૦

૨૧ -૨-૦૦ ઈષ્ટ ઘડી થઈ

સૂર્ય અને શુક્ર સિંહ રાશીના છે. તો તે ત્રીજા ખાનામાં સિંહ રાશીમાં મૂકવા; બુધ કન્યા રાશીનો છે તો તે કન્યા રાશીમાં ચોથા સ્થાનમાં મૂકવો. રાહુ કર્ક રાશીમાં, બીજા ખાનામાં છે તો તેથી સાતમી રાશી ધન રાશીમાં દશમા ખાનામાં કેતુ મૂકવો; ચંદ્ર મેષનો છે તો તે અગિયારમા સ્થાનમાં મેષ રાશીમાં મૂકવો; મંગળ વૃષભનો છે તો તે બારમા સ્થાનમાં વૃષભ રાશીમાં મૂકવો. આ પ્રમાણે આખી કુંડળીમાં ગ્રહો મૂકી દેવા.

## નમૂનાની જન્મ લગ્ન કુંડળી :

### યોગ

જન્મકુંડળીમા ગ્રહોની અમુક પ્રકારની સ્થિતિને યોગ કહે છે. નીચે જણાવેલા યોગો અતિ અગત્યના છે.

(આ સિવાય ઘણા યોગો છે તે પારાશરસંહિતા, બૃહદ્‌જાતક, જાતકાલંકાર, જાતકપારિજાતક વિગેરે ગ્રંથોમાં સ્પષ્ટ રીતે આપ્યા છે.)

### રુચકયોગ :

જ્યારે મંગળ કેન્દ્રી થાય છે એટલે પહેલા, ચોથા, સાતમા કે દશમા ભવને બેઠેલો હોય છે અથવા તો પહેલા, પાંચમાં કે નવમા સ્થાને બેઠેલો હોય છે ત્યારે રુચકયોગ થાય છે. આ યોગથી ૧. સત્યવાદિત્વ, ૨. સુંદર વક્તૃત્વ, ૩. અનેક ધંધાથી કે રીતથી ધનપ્રાપ્તિ, ૪. વિજય અને ૫. નેતાપણું પ્રાપ્ત થાય છે.

### ભદ્રયોગ :

જ્યારે બુધ કેન્દ્રિય થાય છે અથવા તે પહેલા, પાંચમાં કે નવમા સ્થાનની કોણની કક્ષામાં બેઠેલો હોય છે, ત્યારે ભદ્રયોગ થાય છે. આ યોગથી ૧. દિર્ઘાયુષ્ય, ૨. તીવ્ર બુદ્ધિ, ૩. સત્તાની પદવી કે અમલદારી અને વિદ્વાનો પાસેથી સન્માન ને પ્રીતિ પ્રાપ્ત થાય.

હંસયોગ :

જ્યારે ગુરુ કેન્દ્રિય થાય છે. અથવા તો કોણની કક્ષામાં આવે છે. ત્યારે હંસયોગ છે. આ યોગથી ૧. મહાસત્તા પ્રાપ્તિ ૨. પ્રબળ મતાની વ્યવસ્થા, ૩. દુશ્મનો પણ વખાણે એવી કાર્યશક્તિ, ૪. ઉદારવૃત્તિ અને ૫. સૌંદર્ય-પ્રભા પ્રાપ્તિ થાય છે.

## માલારી (માલવ્ય) યોગ :

જ્યારે શુક્ર કેન્દ્રિય થાય છે અથવા તો કોણની કક્ષામા આવે છે ત્યાર માલારી યોગ થાય છે. આ યોગથી ૧. અતિશય ધનપ્રાપ્તિ, ૨. પુષ્કળ સ્થાવરજંગમ મિલકત, ૩. વાહનનું સુખ, ૪. નોકર કે ભૃત્યવર્ગનું સુખ, ૫. વિદ્યાપ્રાપ્તિ ને ૬. દાનાપણું પ્રાપ્ત થાય છે.

પીચયોગ :

જ્યાર શનિ કેન્દ્રિય થાય છે અથવા તો કોણની કક્ષામા આવે છે ત્યારે પીચયોગ થાય છે. ૧. ધનપ્રાપ્તિ ને ૨. સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે, પરંતુ એ મનુષ્ય દુનિયાથી તજી દેવાયેલો સ્વચ્છંદી ને નિરાંગી બને છે.

વલ્લકી યોગ :

જ્યારે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ, એ સાતે ગ્રહો અનુક્રમે એક પછી એક એમ સાતે ભવનમા ગોઠવાય છે, ત્યારે વલ્લકી યોગ થાય છે. આ યોગથી સંગીત, નૃત્ય અને નાનાવિધ કળાઓમા મનુષ્ય પાવરધો બને છે. આ વો યોગ આવતો નથી.

દાતાનો યોગ અથવા ધમની યોગ :

જ્યારે ચંદ્રાદી સાત ગ્રહ અનુક્રમે ૭ ભવનમા ગોઠવાય છે ત્યારે દાતાનો યોગ કે ધમની યોગ થાય તે મનુષ્ય મહાન દાનેશ્વરી બને છે.

### કેમદ્રુમ યોગ : બીજો પ્રકાર

૧. વૃષભ રાશીનું લગ્ન હોય, ૨. તુલા રાશીના સૂર્ય અને બુધ છઠ્ઠા સ્થાનમાં બેઠા હોય, ૩. શુક્ર બારમે હોય અને ૪. મંગળ આઠમે બેઠો હોય તો તે મનુષ્ય પોતાની લાખોની મિલકત અકસ્માતથી ગુમાવી દે છે. મરણપર્યંત ગરીબ રહે છે. આ યોગ અસંભવિત છે.

### કેમદ્રુમ યોગ : ત્રીજો પ્રકાર

૧. ધનભવનનો સ્વામી નીચનો હોય, ૨. બીજે અને આઠમે પાપગ્રહ હોય, ૩. ચાર અને પાંચમા ભવનનો સ્વામી આઠમા સ્થાનમાં હોય તો તે મનુષ્ય પોતાની મિલકત ગુમાવી સદા દેવાદાર રહે છે.

### કેમદ્રુમ યોગ : ચોથો પ્રકાર

૧. બારમે નીચનો ગુરુ હોય, ૨. ધનસ્થાનમાં ક્રૂર ગ્રહ હોય, ૪. લગ્નભવનમાં એક શુભ ગ્રહ રહ્યો ન હોય તો તે મનુષ્યના બધા ધનનો નાશ થાય છે,

### ચામરયોગ :

રવિ, ચંદ્ર કેન્દ્રિય હોય તો ચામરયોગ થાય છે. અથવા ૧. લગ્ન સ્થાનમાં જો રવિ, ચંદ્ર, ગુરુ કે શુક્ર ગ્રહોમાનો એક પણ આવ્યો હોય અને ૨. બીજા કોઈ પાપગ્રહથી તેની કક્ષા બગડતી ન હોય અને ૨. લગ્નનો અધિપતિ સારા સ્થાને જોડાયો હોય અને બીજા કોઈ ગ્રહથી તેની કક્ષા બગડતી ન હોય તો ચામરયોગ થાય છે. આ યોગથી ૧. અઢળક ધનસંપત્તિ, ૨. દીર્ઘાયુષ્ય અને ૩. સામાજિક કીર્તિ મળે છે.

### રાજયોગ-પહેલો પ્રકાર :

નવમા ભવનનો અધિપતિ અને દશમા ભવનનો અધિપતિ બંને

જો ૧ નવમા યા ૧૦ના ભવનમા સમાગમ કરીને યુતિમા એકત્ર થઈ, અગર તો એક બીજાના ભવનમા પરસ્પર વાસ કરે તે રાજયોગ થાય છે આ યોગથી તમામ પ્રકારોમા વિજય મળે છે

## રાજયોગ-ત્રીજો પ્રકાર

બારના સ્થાનનો અધિપતિ જો અગિયારમા સ્થાનમા હોય અને અગિયારમા સ્થાનનો અધિપતિ જો બારમા સ્થાનમા હોય તો ત્રીજા પ્રકારનો રાજયોગ થાય છે આ યોગથી વૃદ્ધાવસ્થામા તમામ પ્રકારોમા વિજય મળે છે

પાંચમા પ્રકારના :

(અ) લગ્નમાં ગુરુ અને શુક્ર હોય, (બ) નવમે સમ રાશીનો બુધ હોય, (ક) અગિયારમે ચંદ્ર હોય, અને કેન્દ્રમાં સર્વ પોતાની રાશીનો અથવા ઉચ્ચનો થઈને બેઠો હોય તો તે માણસ સમૃધ્ધ થાય છે અને દુનિયામાં સારો અધિકાર ભોગવી, યશ મેળવી, સારી લક્ષ્મી એકઠી કરે છે.

## કરોડપતિનો યોગ

(અ) લગ્નનો સ્વામી લગ્નમા, (બ) ધનસ્થાનનો સ્વામી બારમા સ્થાનમાં અને (ક) બારમા સ્થાનનો સ્વામી ધનસ્થાનમાં હોય અને (ડ) ગુરુ કેન્દ્રમાં હોય તો તે મનુષ્ય એક વખત જરૂર કરોડપતિ થાય છે જ.

### ગર્ભશ્રીમંતનો યોગ

(અ) સિંહ લગ્નમાં સૂર્ય, (બ) કન્યાનો ચંદ્ર, (ક) કુંભનો ગુરુ અને (ડ) મકરનો રાહુ છઠ્ઠા સ્થાનમા હોય તો તે મનુષ્ય ગર્ભશ્રીમંત અથવા કરોડપતિને ઘેર જન્મેલો હોય છે.

દાતાનો યોગ :

બીજા સ્થાનનો સ્વામી ઉચ્ચનો થઈ કેન્દ્રમા હોય અને તેને બળવાન ગુરુ જોતો હોય તથા મંગળ અને શનિ અનુકૂળ હોય તો તે મનુષ્ય જરૂર હજારો મનુષ્યોનુ પોષણ કરનાર થાય અને દુનિયામા ધનવાન તથા દાનેશ્વરી તરીકે પૂજાય.

ધનવાનનો યોગ .

ધનેશ અને લાભેશ બળવાન થઈ ૧, ૪, કે ૧૦મા સ્થાનમાં

વૃશ્ચિકનો શુક્ર અને વૃષભનો ગુરુ દશમે હોય તો તે પ્રખ્યાત દીવાન કે પ્રધાન થાય છે.

## મહાન ન્યાયાધિશ થવાનો યોગ : પહેલો પ્રકાર

કન્યા લગ્ન હોય, મકરનો શનિ પાંચમે સ્થાને હોય, મીનનો સૂર્ય, બુધ સાતમે સ્થાને હોય, મેષનો મંગળ, અને વૃષભનો ચંદ્ર હોય તો તે ન્યાયાસને બિરાજે છે અને તેના હાથ નીચે બીજા ઘણા નોકરો કામ કરે છે.

## મહાન ન્યાયાધિશ કે પ્રધાન થવાનો યોગ : બીજા પ્રકારનો

મકર લગ્ન હોય, મંગળ અને ગુરુ બળવાન હોય, અને ગુરુ તથા શુક્રમાંથી એક ગ્રહ કેન્દ્રમા કે બીજા સ્થાનમાં બેઠો હોય તો તે ન્યાયાધિશ કે પ્રધાન થાય છે.

## ડોક્ટર થવાનો યોગ :

કન્યા લગ્ન હોય, બુધ લગ્નમાં અથવા બીજા સ્થાનમાં શુક્ર સાથે બેઠો હોય અને શનિ નવમા સ્થાનમાં હોય અને ગુરુ ધન રાશીમાં હોય તો તે મનુષ્ય અવશ્ય મહાન ડોક્ટર અથવા ચિકિત્સક થઈ સારી કીર્તિ અને પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત કરે છે.

## વકીલ થવાનો યોગ : પહેલો પ્રકાર

તુલા લગ્ન હોય, અને તેમાં મંગળ, શુક્ર પડ્યા હોય, કર્કનો ગુરુ હોય અને રાહુ ધનસ્થાનમા હોય તો તે મનુષ્ય પ્રતિષ્ઠિત વકીલ થઇ, સારી લક્ષ્મી પ્રાપ્ત કરે છે.

## વકીલ થવાનો યોગ : બીજો પ્રકાર

મેષ લગ્ન હોય, દશમે મકરનો મંગળ હોય, ચોથો સૂર્ય અને

શુક્ર હોય અને ધનસ્થાનમાં ગુરુ હોય તો તે મનુષ્ય નમાલિન વકીલ થઈ ઘણાં મકાનો અને જમીન પ્રાપ્ત કરે છે.

## વકીલ થવાનો યોગ : ત્રીજો પ્રકાર

સામાન્ય રીતે મંગળ અને ગુરુ કેન્દ્રમાં હોય અથવા મંગળ, ગુરુ અને શનિ નવમે ભેગા પડ્યા હોય, ધન લગ્ન હોય, સૂર્ય, બુધ, મિથુન રાશીના નવમે હોય તો કેત્તિમ દ વકીલ થાય છે.

## ભાષા-જ્ઞાનનો પ્રોફેસર થવાનો યોગ : પહેલો પ્રકાર

મિથુન રાશીનું લગ્ન હોય તેનો સ્વામી સૂર્ય અને લાભસ્થાનમાં હોય, અને લાભસ્થાનનો સ્વામી ઉચ્ચનો હોય અને ચંદ્ર કેન્દ્રમાં હોય તો તે ભાષાજ્ઞાનનો પ્રોફેસર થાય છે

## ભાષા-જ્ઞાનનો પ્રોફેસર થવાનો યોગ : બીજો પ્રકાર

સિંહ લગ્ન હોય, ધન રાશીમાં ગુરુ અને શનિ પાંચમે હોય, મંગળ રાહુ ત્રીજે બેઠા હોય અને ચંદ્ર નવમે હોય તો તે પણ ભાષાજ્ઞાનનો પ્રોફેસર થાય છે

## ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાનો યોગ-પહેલો પ્રકાર

બારમે, લગ્ન અને બીજે સ્થાને, તેમજ છઠ્ઠા, સાતમા અને આઠમા સ્થાનમાં બધા ગ્રહો ધ્રુવ તથા રાહુ ઉચ્ચના થઈ કેન્દ્રમાં હોય તો તે મનુષ્ય પરદેશ જઈ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી કલેક્ટરના જેવો અમલ તથા અધિક અધિકાર મેળવે છે

## ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાનો યોગ-બીજો પ્રકાર

દશમા સ્થાનથી શરૂ થઈ નવમ સ્થાન સુધીમાં બધા ગ્રહો પડ્યા હોય તો પણ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી મોટા અધિકાર મેળવે છે

## મોટી પેઢીઓ જમાવી ઘણા માણસો ઉપર અધિકાર મેળવવાનો યોગ .

આઠમા સ્થાનથી શરૂ થઈ બવા ગ્રહો બારમા સ્થાન સુધીમા પડ્યા હોય અને ગ્રહો નવમા, દશમા અને અગિયારમા સ્થાન સાથે કારક થતા હોય તો તે માણસ ઘણી જગાએ પેઢીઓ જમાવી લક્ષાધિપતિ થાય છે અને તેના હાથ નીચે સેંકડો માણસ કામ કરે છે.

## દાનવીર થવાનો યોગ :

લગ્ને ગુરુ અને ચોથે શુક્ર ઉચ્ચનો હોય, સાતમે બુધ હોય અને દશમે મગળ હોય તો તે મનુષ્ય દાતાર થાય છે અને દાનવીરોમા પ્રસિદ્ધ થાય છે

## ભિક્ષાયોગ ·

મેષ રાશીમા ચદ્ર અને શનિ હોય, મગળ આઠમ હોય, અને ગુરુ બારમે પડ્યો હોય તો તે મનુષ્ય દરિદ્રાવસ્થા ભોગવી ભિક્ષા માગી ખાનારો થાય છે

## રોગોત્પત્તિ યોગ :

લગ્નનો સ્વામી આઠમે આઠમા સ્થાનનો સ્વામી લગ્નમા હોય અને તેની સાથે બીજો ક્રૂર ગ્રહ પડ્યો હોય તો જરૂર તેને વારવાર ઘણા રોગો થાય છે.

## ક્ષય અને દમ આદિ રોગ થવાનો યોગ :

બારમા સ્થાનમા શનિ સાથે બીજા પાપ-ગ્રહો પડ્યા હોય અને પાપગ્રહોની મધ્યમા ચદ્ર હોય તો તે મનુષ્યને ક્ષય, શુષ્મ અથવા દમનો વ્યાધિ થાય છે અને દવાઓ કરવા છતા આ રોગ મટતો નથી

### વ્યભિચાર યોગ : પહેલો પ્રકાર

બુધ અને શુક્ર ક્રૂર ગ્રહ સાથે સાતમા, દશમા અથવા બારમા સ્થાનમાં હોય તો તે મનુષ્ય વિકારી બની વ્યભિચાર કરે છે.

### વ્યભિચારી યોગ : બીજો પ્રકાર

સાતમે મીન રાશીમાં શુક્ર સાથે ક્રૂર ગ્રહ પડ્યો હોય ને દશમે ચંદ્ર હોય તો તે મનુષ્ય પણ વિકારી બની વ્યભિચાર કરે છે.

### વ્યભિચાર યોગ : ત્રીજો પ્રકાર

બુધ અને શુક્ર સાથે શનિ સાતમે અથવા દશમે હોય તો તે મનુષ્ય વિકારી બની વ્યભિચાર કરે છે.

### ચોરી કરવાનો યોગ : પહેલો પ્રકાર :

સાતમે અથવા ચોથે મંગળ, શનિ અને બુધ બેઠા હોય અને તેના ઉપર ચંદ્રની દ્રષ્ટિ હોય તો તે મનુષ્ય અવશ્ય મોટો ચોર થાય છે.

### ચોરી કરવાનો યોગ : બીજો પ્રકાર :

બીજાનો સ્વામી નીચનો હોય અને તે લગ્નમાં બેઠો હોય તો તે મનુષ્ય પણ ચોર થાય છે.

### કેદમાં પડવાનો યોગ :

ન હોય તથા મંગળ આઠમે હોય તો તે કન્યા બાળ વિધવા થાય છે.

અમુક ગ્રહોની મનુષ્યના જીવનના મહત્ત્વના બનાવો ઉપર અતિશય અને જલદ અસર થાય છે. જન્મકુંડળીના સ્થાનો કે રાશીઓનો ક્રમ એ ગ્રહોની જલદ અને તીક્ષ્ણ અસરને નાબુદ કરી શકતા નથી. ગ્રહોની આ પ્રભુતાભરી જલદ અસરને 'કારક' કહે છે. જે ગ્રહો આ વિશેષ અસર ઉત્પન્ન કરે છે તે ગ્રહોને કારકગ્રહો કહે છે.

કારકના વિશેષ પ્રભાવમાં નીચે જણાવેલા ગ્રહો તેમની સામે નિર્દેશ કરેલી વસ્તુઓ ઉપર પ્રબળ પ્રભુત્વ અજમાવે છે.

સૂર્ય— . પિતા, ૨. આત્મા, ૩. સુવર્ણ, ૪. કીર્તિ, ૫. રાજ્ય.

ચંદ્ર—૧. માતા, ૨. મન, ૩. કીર્તિ, ૪. ચાંદી, ૫. દ્રવ્ય.

મંગળ—૧, નાનો ભાઈ, ૨. અકસ્માત, ૩. હથિયાર, ૪. પરાક્રમ.

બુધ—૧. મામા, ૨. કેળવણી, ૩. હુન્નરઉદ્યોગ, ૪. વકતૃત્વ, ૫. લેખનવૃત્તિ.

ગુરુ—૧. સંતાન અને ૨. સન્માન.

શુક્ર—૧. સ્ત્રી, ૨. વિલાસ, ૩. કળા, ૪. શૃંગાર, અને ૫. અવેગાન.

શનિ—૧. રંકાવસ્થા, ૨. વિપ્રયોગ, ૩. દિર્ઘાયુષ્ય, ૪. ચોરી, ૫. કુડકપટ.

રાહુ—૧ રાગ, ૨. ખચ, ૩ પ્રિ

કેતુ—૧ જ્ઞાન, ૨, મોક્ષ, ૩ લકવા, વગેરે દરેક મનુષ્યના ભાવિમા કેટલી. વખત તો કારકગ્રહો પોતાના પ્રભુત્વની વસ્તુઓનું જ સ્વરૂપ વાગ્યા કરે છે, અને તના જીવનની ચડતી પડતીમા અતિ અગત્યનો ભાગ ભજવે છે.

## દીર્ઘાયુષ્ય યોગ પહેલો પ્રકાર

નવા જન્મનાર સતાનની ચોથી અગત્યની વસ્તુ તેના આયુષ્ય બાબતની છે. જન્મ કુડળીમા જેમ દેહભવન કે લગ્નભવન અતિ અગત્યનો ભાગ ભજવે છે, તેની જ રીતે ચદ, સૂર્ય અને આઠમા સ્થાનનો અધિપતિ ગ્રહ અતિ મહત્વનો ભાગ ભજવે છે જો ચદ, સૂર્ય અને આઠમા સ્થાનનો અધિપતિ ગ્રહ બહુ જ બળવાન હોય તો સતાનનુ આયુષ્ય અતિ દીર્ઘ હોય છે એવા સતાનને માટે **शतं जिव शरद** નો વૈદિક આશીર્વાદ આગોપાગ ફળે છે.

## દીર્ઘાયુષ્ય યોગ બીજો પ્રકાર

૧. લગ્નનો અધિપતિ બળવાન હોય ૨ આઠમા સ્થાનનો અધિપતિ જરા ઓછો બળવાન હોય, ૩ લગ્નના અધિપતિને સ્થાને આવનાર ગ્રહ બળવાન હોય, ૪ ચદ્રમા બળવાન હોય, ૫ ચદ્રમાને સ્થાને આવનાર ગ્રહ બળવાન હોય, ૬ લગ્નનો અધિપતિ, આઠમા સ્થાનનો અધિપતિ, અને સૂર્ય મિત્ર તરીકે રહેલા હોય, ૭ શનિને કોઈ ગ્રહથી પીડા કે અવરોધ થતો ન હોય, ૮ લગ્નના અધિપતિને, આઠમા સ્થાનના અધિપતિને અને દશમા સ્થાનના અધિપતિને કોઈનો અવરોધ થતો ન હોય તો સતાન અવશ્ય દીર્ઘાયુષી થાય છે

## દીર્ઘાયુષ્ય યોગ, ત્રીજો પ્રકાર

૧. કેન્દ્રમા શુભ ગ્રહ હોય અને ૨. ઉપચયમા શુભગ્રહ હોય તો સતાન દીર્ઘાયુષી થાય છે

## દીર્ઘાયુષ્ય કારક : ચોથો પ્રકાર

૧. લગ્નનો અધિપતિ ઉચ્ચનો હોય, ૨. લગ્નના અધિપતિ ઉપર ગુરુની શુભ અગર હોય, અને ૩. આઠમા સ્થાનનો અધિપતિ બળવાન હોય તો નતાન દીર્ઘાયુષી થાય છે.

## દીર્ઘાયુષ્ય કારક : પાંચમો પ્રકાર

૧. સૂર્ય અથવા ચંદ્ર પહેલા, સાતમા, નવમા દશમા કે અગિયારમા ભવને હોય તે બળવાન કે ઉચ્ચના થઈ બેઠા હોય તો નતાન દીર્ઘાયુષી થાય છે.

## અલ્પાયુષી કારક : પહેલો પ્રકાર

૧. લગ્ન ભવન પાસે પાપગ્રહ હોય, ૨ આઠમા સ્થાનના માલિકની તેના ઉપર અશુભ દૃષ્ટિ થતી હોય, ૩. ચંદ્ર ઉપર સૂર્ય, શનિ કે મંગળની અશુભ દૃષ્ટિ થતી હોય તો બાળક અલ્પાયુષી થાય છે

## અલ્પાયુષ્ય કારક . બીજો પ્રકાર

૧ લગ્ન ભવને પાપ ગ્રહ હોય, ૨. ચંદ્ર બ્રહ્મ, આઠમા કે બારમા ભવને નીચનો કે નિર્બળ થઈને બેઠો હોય, ને ૩. કોઈ પાપ ગ્રહની અશુભ દૃષ્ટિ હોય તો બાળક અલ્પાયુષી થાય છે.

## અલ્પાયુષ્ય કારક : ત્રીજો પ્રકાર

૧ લગ્નમા ચંદ્ર હોય અને ૨. આઠમા, ચોથા, સાતમા કે દશમા સ્થાને પાપગ્રહ હોય તો બાળક અલ્પાયુષી થાય છે.

## અલ્પાયુષ્ય કારક : ચોથો પ્રકાર

૧. મંગળ લગ્નભવનમા હોય ને ૨. શનિ છઠ્ઠે કે આઠમે ભવને હોય તે બાળક અલ્પાયુષી થાય છે.

ઉચ્ચનો વક્રી બળી હોય તે ભવનની પ્રકૃતિવાળી કન્યા સાથે પુરુષ પરણે

## કઈ દિશામાં જન્મેલી કન્યા સાથે પુરુષ પરણે?

પુરુષની જન્મકુંડળીમાં સાતમા ભવનનો અધિપતિ, સાતમા ભવનમાં બિરાજનાર ગ્રહ અથવા શુક્ર એ ત્રણમાં જે બળવાન હોય તે ગ્રહે સૂચવેલી દિશામાં કન્યા જન્મેલી હોય છે

## ક્યા સમયે પુરુષ કન્યા સાથે પરણે? પ્રથમ પ્રકાર

જ્યારે શુક્ર અથવા સાતમા ભવનનો અધિપતિ પડેલા ભવનના અધિપતિએ રોકેલા ભવનમાં સંક્રાંતિ કરે ત્યારે પુરુષ કન્યા સાથે લગ્ન કરે ।

## સંતાનયોગ : પહેલો પ્રકાર

જો પાચમા ભવનનો અધિપતિ પુરુષગ્રહ હોય અને રાશીચક્ર કે અંશચક્રમાં એકી રાશીમા આવ્યો હોય તો બધાં સંતાન છોકરાઓ જ થાય છે.

## સંતાનયોગ : બીજો પ્રકાર

૧. પાંચમા ભવનનો અધિપતિ, ૨. ચંદ્ર અને ૩. શુક્ર રાશીચક્ર કે અંશચક્રમાં બેકી રાશીમા આવતો હોય તો સતાનો બધાં છોકરીઓ જ થાય છે.

## સંતાન કેટલાં ?: પહેલો પ્રકાર

૧. રાશીચક્રમા અને ૨. અ શચક્રમા પાચમા ભવનના અધિપતિએ જે ભવન રોક્યા હોય તેટલા ભવનોની આતગ્સ ખ્યા જેટલા સંતાન થાય છે.

## સંતાન કેટલાં ?: બીજો પ્રકાર

અંશચક્રમા પાચમુ ભવન અને પાચમા ભવનના અધિપતિએ રોકેલા ભવન વચ્ચેની આતગ્સ ખ્યા જેટલા સ તાન થાય છે.

## વાંઝિયાપણાનો યોગ :

૧. લગ્નભવનથી પાચમુ ભવન અથવા લગ્નભવનથી અગિયારમુ ભવન અથવા ચદ્ર જે ભવનમા બિરાજમાન હોય તે ભવનથી પાચમુ ભવન કે અગિયારમુ ભવન અથવા ૨. ગુરુ જે ભવનમા બિરાજમાન હોય તે ભવનથી પાચમુ ભવન કે અગિયારમુ ભવન જો પાપગ્રહોથી ઘેરાયેલા હોય તો પુરુષ વાઝિયો રહે છે.

## વિલાસથી ધનની બરબાદીનો યોગ :

જો મ ગળ બીજા ભવનમા હોય અને તેના ઉપર શુક્રની ખરાબ દૃષ્ટિ પડે તો વિલાસથી ધનની બરબાદી થાય છે.

મંગળ બીજા ભવનમાં મેષ રાશીનો સ્વામી છે અને તેના ઉપર ગુરુ અને શનિની પ્રત્યક્ષ દૃષ્ટિ પડે છે તેથી વિવાહથી ધનની પ્રાપ્ત્યાદીનો યોગ થાય છે

## કૃપણતા ને અતિ કંજૂસાઈનો યોગ

જો શનિ બીજા ભવનમાં હોય અને તેના ઉપર શુક્રની શુભ દૃષ્ટિ પડે તો તે મનુષ્ય પુષ્કળ સંગ્રહ કરે, લોભ કરે, અને અતિ કંજૂસ બને.

શનિ બીજા ભવનમાં શુક્રના સ્થાનમાં છે અને શુક્ર દશમા સ્થાનમાં શનિના ભવનમાં પરિવર્તન યોગ થયો છે બન્નેનો શુભકર યોગ થયો છે કૃપણતાને અતિ કંજૂસાઈનો યોગ થયો છે

## સટ્ટા-જુગાર અને લોટરીમાંથી ધન મળવાનો યોગ

### પહેલો પ્રકાર

જાણનાર સાચી વસ્તુઓને માન આપનાર નમ્ર સ્વભાવની તેમજ નીતિવાન હોય છે. તે બીજાના સ્વભાવને જલદી પારખનાર હોય છે,

**કુંભ :**—જે સ્ત્રીઓનો જન્મ કુંભ રાશીમાં થયો હોય તેમનો સ્વભાવ ખૂબ જ પ્રસન્ન હોય છે. આવી સ્ત્રીઓનો ચહેરો પૂર્ણિમાના ચાંદ જેવો હોવા છતાં કંઈક એવું કારણ હોય છે, કે તે ખૂબ જ આકર્ષક હોવા છતાં પણ બીજા તરફનું આકર્ષણ ઓછુ હોય છે, આર્થિક સુખ ભોગવનાર તેમજ માયાળુ સ્વભાવની હોય છે.

**મીન :**—જે સ્ત્રીઓનો જન્મ મીન રાશીમા થયો હોય તે સુશીલ તેમજ માનનીય હોય છે. તેમજ દરેક કળાઓમાં રસ લેનાર હોય છે.



બુદ્ધિ સર્વક્ષેત્રી હોવા છતાં પણ મંદ હોય છે. ગુણગ્રાહી હોવા છતાં આંતરિક જીવન જુદા પ્રકારનું હોય છે.

**વૃશ્ચિક લગ્ન :**–જે સ્ત્રીઓનો જન્મ વૃશ્ચિક લગ્નમાં થયો હોય તે ગુણવાળી, સાચું બોલનારી તેમજ તેનો ચહેરો આકર્ષક અને શરીર સુંદર હોય છે.

**ધન લગ્ન :** જે સ્ત્રીઓનો જન્મ ધન લગ્નમાં થયો હોય તે બુદ્ધિશાળી, હિંમતવાળી હોય છે. આવી સ્ત્રીઓનો આકાર સાધારણ રીતે પુરૂષને મળતો આવે છે. આવી વ્યક્તિઓમાં લાગણી કંઈક અંશે ઓછી હોય છે.

**મકર લગ્ન :**–જે સ્ત્રીઓનો જન્મ મકર લગ્નમાં થયો હોય તે સાચાબોલી, ભાગ્યશાળી વ્યવહારકુશળ, પોતાનું ઘર તેમજ સમાજમાં માન મેળવનાર, ગુણગ્રાહી, તેમજ પુત્રનુ સુખ ભોગવનાર હોય છે.

**કુંભ લગ્ન :** જે સ્ત્રીઓનો જન્મ કુંભ લગ્નમાં થયો હોય તે ચતુર હોય છે. આવી સ્ત્રીઓને જીવનમાં અવરોધો ખુબ જ આવે છે. સ્વભાવે ખરાબ હોય છે. આવી સ્ત્રીઓને કોઈપણ બાબતમાં વિરોધ કરતા વાર લાગતી નથી.

**મીન લગ્ન :**–જે સ્ત્રીઓનો જન્મ મીન લગ્નમાં થયો હોય તે સંતાનસુખ મેળવનાર તેમજ સુંદર ચહેરાવાળી હોય છે. વિનયશીલ હોય છે. વડીલ વર્ગની સેવા કરનારી હોય છે. કુટુંબ અને સમાજનાં માન મેળવનાર હોય છે.

# મંગળનો ગ્રહ

લગ્નજીવનમાં મહત્ત્વનો ભાગ બીજા ગ્રહો કરતાં મંગળનો ગ્રહ ભજવે છે. આપણે સાધારણ રીતે જ્યારે સગાઈ, લગ્નનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે વર-કન્યાના મંગળ વિષેનો નિર્ણય કરતા જોઈએ છીએ કે આ બંનેને "મંગળ" છે કે નહિ, અને જ્યારે કોઈ એક કુંડળીમાં મંગળ પડ્યો હોય ત્યારે એમ સમજવામાં આવે છે કે આ વ્યક્તિ સાથે મંગળવાળી વ્યક્તિ હોય તો જ સારું.

બુદ્ધિ નર્મક્ષની હોવા છતા પણ મ^ હોય છે, ગુણગ્રાહી હોવા છતા આનંદિ જીવન જુ ા પ્ર ગનુ હોય છે

**વૃશ્ચિક લગ્ન :**—જે સ્ત્રીઓનો જ મ વૃ શ્ચિ લગ્નમા થયો હોય તે ગણગણી, નાચ બોલનારી તેમજ તનો ચહેરો આકર્ષક અને ગર્વ નુ ર હાય છે

**ધન લગ્ન** જે સ્ત્રીઓનો જન્મ ધન લગ્નમા થયો હોય તે બુદ્ધિશાળી હિંમતવાળી હોય છે આવી સ્ત્રીઓનો આધાર સાધા ત ગીતે પુરુષને ગમતા આવે છે આવી વ્યક્તિઓમા લાગણી ક ઈક અશ ઓ ી હોય છે

**મકર લગ્ન :**—જે સ્ત્રીઓના જન્મ મકર લગ્નમા થયો હોય તે સાચાબોલી ભાગ્યશાળી વ્યવહારકુશળ, પોત નુ ઘર તેમજ સમાજમા માન મેળવનાર, ગુણગ્રાહી તેમજ પુત્રનુ સુખ ભોગવનાર હોય છે

**કુંભ લગ્ન :** જે સ્ત્રીઓનો જન્મ કુ ભ લગ્નમા થયો હોય તે ચતુર હોય છે આવી સ્ત્રીઓના જીવનમા અવરોધો ખૂબ જ આવે છે સ્વભાવે ખર્ચાળ હોય છે આ વી સ્ત્રીઓને કોઈપણ બાબતમા ચિ તા કરવા ના વારતી નથી

**મીન લગ્ન .** જે સ્ત્રીઓના જન્મ મીન લ ગ્નમા થયા હોય તે સતાનસુખ મેળવના તેમજ તુ ક ચહેરાવાળી હોય છે જિનવલીય હાર છે વડીલ વર્ગની સેવા કરનારી હોય છે કુટુંબ અને સમાજમા માન મેળવનાર હોય છે



ભોગવતો હોય અને બીજા ભવનનો ગ્રહ પાંચમા ભવન ઉપર આધિરાજ્ય ભોગવતો હોય અને કેન્દ્રમા ગુરુ હોય તો મનુષ્યને જુગાર, સટ્ટા અને લોટરીમાથી ધન મળે છે. આવા જુગારીઓ સદા વિજયવંત થાય છે.

(અ) પાંચમા ભવનનો ગ્રહ મંગળ બીજા ભવન ઉપર અધિરાજ્ય ભોગવે છે.

(બ) બીજા ભવનનો ગ્રહ સૂર્ય પાંચમા ભવન ઉપર અધિરાજ્ય ભોગવે છે.

(ક) ગુરુ દશમા સ્થાને કેન્દ્રિત થયા છે. માટે સટ્ટા, જુગાર અને લોટરીમાથી ધન મળવાનો આ યોગ ઘણા સારા છે



**હસ્ત :**—જે સ્ત્રીઓનો હસ્ત નક્ષત્રમાં જન્મ થયો હોય તે સ્ત્રી દેખાવમાં સુંદર, આકર્ષક, તેમ જ આચાર-વિચારને માનનારી હોય છે. આવી સ્ત્રીઓ જન્મના ગ્રહો અનુકૂળ હોય તો આર્થિક સુખ સારું ભોગવે છે. કાર્ય કરવામાં કુશળ હોવાથી બીજી સ્ત્રીઓમાં તેમ જ આખા મંડળમાં પ્રિય થઈ પડે છે. આવી સ્ત્રીઓ પોતાનું કામ કાઢવામાં ખૂબ જ હોશિયાર હોય છે.

**ચિત્રા :**—જે સ્ત્રીઓના જન્મ સમયે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાંથી પસાર થતો હોય, તે સ્ત્રીના સ્વભાવમાં ખૂબ જ વિચિત્રતા આવે છે. આવી સ્ત્રીઓના સ્વભાવને જલદી પારખી શકાતો નથી. ક્યારે, કોના પ્રત્યે કેવું વર્તન દાખવે તે સમજી શકાતું નથી. બીજા શુભ ગ્રહોની અસરથી આવી સ્ત્રીઓ એક પ્રકારનું વ્યક્તિત્વ બનાવી શકે છે. નહિતર ખૂબ જ મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે.

**સ્વાતિ :**—જે સ્ત્રીઓનો જન્મ સ્વાતિ નક્ષત્રમાં થયો હોય તે સ્ત્રી પરોપકારી સ્વભાવની હોય છે. તેણીનું માયાળુ વર્તન બીજાને હિતકર બને છે, આવી સ્ત્રીઓ સારા પુત્રને જન્મ આપી પોતાનું જીવન ધન્ય કરે છે. કામકાજમાં ખૂબ જ ચતુર હોય છે, સાચું બોલવાની ખૂબ જ આગ્રહી હોય છે. આર્થિક સુખ ભોગ કરનારી પણ હોય છે. આવી સ્ત્રીઓને કૌટુંબિક તેમ જ સામાજિક કાર્યમાં ખૂબ જ યશ મળતો હોય છે, આવી સ્ત્રીઓનું મિત્રમંડળ ખૂબ જ મોટું હોય છે, વિરોધીઓ હોવા છતાં ન કરનારી હોય.

**વિશાખા :**—જે સ્ત્રીઓનો જન્મ વિશાખ નક્ષત્રમાં થયો હોય તેણી પ્રભાવશાળી હોય છે, પોતાના વર્ગમાં તેમ જ સમાજ-સંસ્થામાં પોતાના પ્રભાવથી સારું નામ મેળવે છે. તેણીનું શરીર કોમલ હોય છે. ઋતુ સબંધી સાધારણ દર્દોની અસર રહેતી હોય છે. વૈભવશાળી તેમ જ ધર્મ-ધ્યાનમાં માનનારી હોય છે.

**અનુરાધા :**—જે સ્ત્રીનો જન્મ અનુરાધા નક્ષત્રમાં થયો હોય તે સ્ત્રી અભિમાન-રહિત હોય છે, વિરોધી વાતાવરણમાં પણ પોતે

જે સ્ત્રીઓની જન્મકુંડળીમાં સાતમા સ્થાનમાં મંગળ હોય અને તેના ઉપર શનિની દષ્ટિ હોય તો તેને કસુવાવડનો યોગ બને છે.

જે સ્ત્રીની કુંડલીમાં સાતમા સ્થાનમાં સૂર્ય, હોય તેને ઘણી વખત મરી ગયેલો બાળક પ્રસવ થાવ છે.

જે સ્ત્રીઓની જન્મકુંડલીમાં કેન્દ્ર સ્થાનમાં શુભ ગ્રહ હોય, કન્યા, તુલા અથવા ધન અને કુંભ રાશી પંદર અંશ સુધીની હોય અને તે સાતમા સ્થાનમાં હોય તેને પૈસાદાર ધણી મળે છે.

જે સ્ત્રીઓની જન્મકુંડલીમા અગિયારમા ભવનમાં ચંદ્ર, સાતમા ભવનમાં બુધ અને શુક્ર અને તેને ગુરુની શુભ દષ્ટિ હોય તો રાજરાણી જેવું સુખ ભોગવે છે.



## પ્રશ્નજ્યોતિષની મહત્તા

પ્રશ્નજ્યોતિષથી દુઃખી, પીડિત અને અનાથજનોને દિલાસો આપી શકાય છે. પ્રેમીઓની પ્રેમમિમાંસાનો સરળ ઉકેલ પ્રશ્નજ્યોતિષથી થઈ શકે છે. ભાવિના ગર્ભમાં ક્યા છિદ્રશત્રુઓ આપણું નુકસાન કરવા તત્પર છે એનું નિદાન પ્રશ્નજ્યોતિષથી થઈ શકે છે. ગૂંચવાડા ભરેલા તમામ વિયોગોનો, મનને મૂંઝવતી તમામ ચિંતાઓનો, હૃદયને બાળી મૂકતી તમામ વ્યથાઓનો તાત્કાલિક ઉકેલ પ્રશ્નજ્યોતિષથી થઈ શકે છે.

## પ્રશ્નજ્યોતિષની રીત

જિજ્ઞાસુ મનુષ્યના પ્રશ્ન પૂછવાના સમયની બરાબર નોંધ કરી, જન્મકુંડળીની રીતે જ ઘડી, પળ, વિપળ કાઢી; પ્રશ્ન કુંડળી દોરી: લગ્ન, રાશી અને ભગ્નસ્થિતિનું કુંડળીમાં નિર્માણ કરી: લગ્નનાથ કે જન્માક્ષરની માફક જ નિદાન કરવું એ આગામ જાણી રીત છે.

કેટલાક પ્રશ્નોનું નિદાન અત્ર આપવામાં આવ્યું છે.

### (૧) મારું હાથમાં લીધેલું કાર્ય શું સફળ થશે?

(અ) કેન્દ્ર સ્થાનમાં અથવા પહેલા, ચોથા સાતમા, અને દશમા સ્થાનોમાં શુભ ગ્રહ છે.

(બ) ત્રિકોણ સ્થાનમા અથવા પહેલા, પાંચમા અને નવમા સ્થાનોમા શુભ ગ્રહ છે.

તેથી તમારું હાથમાં લીધેલું કાર્ય અવશ્ય સફળ થશે.

## (૨) મારું હાથમા લીધેલુ કાર્ય શું નિષ્ફળ થશે?

(અ) કેન્દ્ર સ્થાનોમા અથવા પહેલા ચોથા સાતમા અને દશમા સ્થાનોમા પાપ ગ્રહો છે

(૧) ત્રિકોણ સ્થાનોમા અથવા પહેલા પાચમા અને નવમા સ્થાનમા પાપ ગ્રહો છે,

તેથી તમારુ હાથમા લીધેલુ કાર્ય અવશ્ય નિષ્ફળ જશે

## (૩) તમારુ હાથમા લીધેલુ કાર્ય ક્યારે સફળ થશે?

(અ) કેન્દ્ર સ્થાનોમા શુભ ગ્રહો છે

(બ) ત્રિકોણ સ્થાનોમા શુભ ગ્રહો છે

( ) બીજા અથવા ત્રીજા ભવનમા ગુરુ શુક્રની યુતિ છે તેથી કાર્ય તાત્કાલિક સફળ થશે

## (૪) મારુ હાથમા લીધેલ કાર્ય શુ તત્કાળ નિષ્ફળ થશે?

(અ) કેન્દ્ર સ્થાનોમા પાપ ગ્રહો છે

(બ) ત્રિકોણ સ્થાનોમા પાપ ગ્રહો છે

(ક) બીજા અથવા ત્રીજા ભવનમા ગુરુ શુક્રની યુતિ નથી તેથી તમારુ હાથમા લીધેલુ કાર્ય તાત્કાલિક નિષ્ફળ થશે

## (૫) મારા હાથમા લીધેલા કાર્યમાથી શુ મને નફો મળશે?

ત્રીજા, પાચમા સાતમા અગિયારમા સ્થાનોમા શુભ ગ્રહો છે તેથી અવશ્ય નફો મળશે

## (૬) શુ મને તાત્કાલિક નોકરી મળશે?

સાતમા સ્થાનમા અને દશમા સ્થાનોમા શુભ ગ્રહો છે તેથી તાત્કાલિક નોકરી મળશે

(૭) મારો પ્રેમી મિત્ર ક્યારે આવશે ?

ચર ગશીનુ લગ્ન છે તેથી તમારો પ્રેમી મિત્ર તમને મળવા ની ગી ચૂક્યો છે

(૮) મારા મંદવાડમાથી હું સાજો થઈશ ?

પહેલા, પાચમા, નાનમા અને આ મા સ્થાનોમા શુભ ગ્રહો તથી તમે તમારા મ દવાડમાથી તાજા થશો

(૯) મારી ચોરાયેલી મિલકત મને મળશે ?

પહેલા અને અગિયારમા સ્થાનોના શુભ ગ્રહો છે તથી તમારી ચોરાયેલી મિલકત તમને પાછી મળશે

પ્રશ્ન કુંડળી •

(૧૦) મારી મિલકત કોણે ચોરી હતી ?

સ્થિર ગશીનુ લગ્ન છે તથી તમારી મિલકત તમારા પોતાના જ માણસે ચોરી હતી

(૧૧) મારુ લગ્ન ક્યારે થશે ?

દેહભવન એકી ગશીનું છે અને શુક્ર એકી ગશીમા છે માટે તમારુ લગ્ન ઘણી ટકી મુદ્દતમા થશે.

(૧૨) શુ મારી પત્ની પુત્રને જન્મ આપશે ?

એકી ગશીનુ લગ્નભવન છે અને ગુરૂ એકી ગશીમા બિરાજમાન છે તેથી તમારી પત્ની પુત્રને જન્મ આપશે.

## (૧૩) શું મારી પત્ની પુત્રીને જન્મ આપશે ?

બેકી રાશીનું લગ્નભવન છે અને ગુરુ બેકી રાશીમાં બિરાજમાન છે તેથી તમારી પત્ની પુત્રીને જન્મ આપશે.

## (૧૪) મારી પત્નીને શું જન્મશે ?

એકી રાશીનુ લગ્ન છે : ગુરુ એક રાશીમાં છે; લગ્ન ભવનનો અધિપતિ પુરુષ ગ્રહ છે ને પાંચમા ભવનનો અધિપતિ પણ પુરુષ ગ્રહ છે તેથી ખાતરીથી કહું છું કે તમારી પત્ની પુત્રને જ જન્મ આપશે.

(અ) એકી રાશી મેષનુ લગ્ન છે; (બ) ગુરુ એકી રાશી મેષમાં ચંદ્ર સાથે યુતિમા છે; (ક) લગ્ન ભવનનો અધિપતિ મંગળ પુરુષ ગ્રહ છે; (ડ) પંચમ ભવનનો અધિપતિ સૂર્ય પુરુષ ગ્રહ છે માટે પત્ની પુત્રને જ જન્મ આપશે.

## (૧૫) મારી પુત્રીને શું જન્મશે ?

બેકી રાશીનું લગ્ન છે; ગુરુ બેકી રાશીમાં છે; લગ્ન ભવનનો અધિપતિ સ્ત્રી ગ્રહ છે ને પાચમા ભવનનો અધિપતિ પણ સ્ત્રી ગ્રહ છે; તેથી ખાતરીથી કહુ છુ કે તારી પુત્રી પુત્રીને જન્મ આપશે.

આ પ્રમાણે તમામ ઉપાધિમય પ્રશ્નોનુ નિદાન થઈ શકે છે.

(અ) બેકી રાશી વૃષભનુ લગ્ન છે; (બ) લગ્ન ભવનનો અધિપતિ શુક્ર સ્ત્રી ગ્રહ છે અને તે બેકી રાશી કર્કમાં બેઠો છે તેથી પુત્રી પુત્રીને જ જન્મ આપશે.

### સંક્રાન્તિ અથવા ગોચર

ભવિષ્યકથન માટે દશા પદ્ધતિ સિવાય અન્ય પદ્ધતિ છે; તેને સંક્રાન્તિ અથવા ગોચર પદ્ધતિ કહે છે. આ પદ્ધતિમાં ગ્રહો જ્યારે

એક ભવનમાંથી બીજા ભવનમાં સંક્રાન્તિ કરે છે અથવા પસાર થાય છે ત્યારે તેઓ ચોક્કસ પ્રકારનું ફળ આપે છે, આ ઈષ્ટાનિષ્ટ ફળ દર્શાવવાની પદ્ધતિને ગોચર કહે છે. આ પદ્ધતિમાં જન્મ સમયે ચંદ્ર જે ભવનમાં હોય તે ભવનને પહેલું ભવન કહેવામાં આવે છે અને અન્ય સર્વ ભવનો તદનુરૂપ મૂકી, ગણત્રી કરી ભવિષ્ય કથન કહેવામાં આવે છે.

## સૂર્ય સંક્રાન્તિ :

**પહેલું ભવન :** ૧. જગાનો ફેરફાર કે સ્થાનાંતર, ૨. મંદવાડ, ૩. સંપત્તિની પડતી.

**૨. બીજું ભવન :** ૧. આવકની અછત. ૨. જાવકની વૃદ્ધિ, ૩. ઠગાઈ જવાનો ભય. ૪. આંખનું તથા માથાનું દર્દ.

**ત્રીજું ભવન :** ૧. આરોગ્ય. ૨. આવકની વૃદ્ધિ.

**ચતુર્થ ભવન :** ૧. નાદુરસ્ત તબિયત, ૨. કામમાં ઢીલ, ૩. કુટુંબક્લેશ.

**પાંચમું ભવન :** ૧. શત્રુનો ભય, ૨. નાદુરસ્ત તબિયત, ૩. ચિંતા અને ઉપાધિ.

**છઠ્ઠું ભવન :** ૧. કાર્યમાં વિજય, ૨. આવકમાં વધારો ૩. સારું આરોગ્ય.

**સાતમું ભવન :** ૧. મંદવાડ, ૨. મુસાફરી, ૩. આર્થિક મુસીબત.

**આઠમું ભવન :** ૧. અકસ્માત, ૨. તકરાર, ૩. શોક, ૪. જઠરનું દર્દ.

**નવમું ભવન :** ૧. કાર્યની નિષ્ફળતા, ૨. ભય, ૩. બેચેની.

**દશમું ભવન :** ૧. વિજય, ૨. મોટાઓની કૃપા.

**અગિયારમું ભવન :** ૧. નફો, ૨. વેપારની વૃદ્ધિ, ૩. માન, ૪. કીર્તિ, ૫. સારું આરોગ્ય.

**બારમું ભવન :** ૧. અતિશય માનસિક ઉપાધિ, ૨. કાર્યમાં નિષ્ફળતા, (૩) હેતુ વિનાનું ભ્રમણ.

**ચંદ્ર સંક્રાંતિ :**

**પહેલું ભવન :** ૧. સારો ખોરાક, ૨. સારી ઊંઘ, ૩. કપડાં અને રત્નાદિનો લાભ.

**બીજું ભવન :** ૧. ઉપાધિ, ૨. અપમાન, ૩. અતિશય ખર્ચ.

**ત્રીજું ભવન :** ૧. વિજય, ૨. લાભ, ૩. સારું આરોગ્ય.

**ચોથું ભવન :** ૧. ઉપાધિ, અને ચિન્તા, ૨. નાદુરસ્ત તબિયત ૩. નિષ્કારણ પરિભ્રમણ, ૪. ખોટ.

**પાંચમું ભવન :** ૧. ચિંતા અને બેચેની, ૨. નિષ્ફળતા, ૩. શોક.

**છઠ્ઠું ભવન :** ૧. કુટુંબ સુખ, ૨. ધનની વૃદ્ધિ, ૩. સારું આરોગ્ય.

**સાતમું ભવન :** ૧. લાભ. ૨. આનંદની વૃદ્ધિ.

**આઠમું ભવન :** ૧. ચિંતા અને બેચેની, ૨. તકરાર, ૩. અનિદ્રા, ૪. ઉપાધિ, ૫. ધનની ખોટ.

**નવમું ભવન :** શત્રુથી ભય.

**દશમું ભવન :** ૧. આર્થિક લાભ, ૨. વિજય

**અગિયારમું ભવન :** મગાન બધીઓનો મેળાપ

**બારમું ભવન :** પુષ્કળ ખર્ચ.

મંગળ મંક્રાંતિ :

**પહેલું ભવન :** ૧. મુસાફરી, ૨. માનસિક ચિંતા અને શારીરિક ઉપાધિ, ૩. શત્રુથી ભય, ૪. નિષ્ફળતા.

**બીજું ભવન :** ૧ ઉપરીની અવકૃપા, ૨. તકરાર, ૩ નિષ્ફળતા.

**ત્રીજું ભવન :** ૧. વિજય, ૨ મહાપુરુષોની કૃપા

**ચોથું ભવન :** ૧ કુનામ, ઘા કે ઈજા

**પાચમું ભવન .** ૧. નાદુરસ્ત તબિયત ૨. સંતાનની પીડા ૩ રોગ, ૪ દુશ્મનો તરફથી ભય

**છઠ્ઠું ભવન :** ૧ વિજય, ૨ સુવર્ણ લાભ.

**સાતમું ભવન :** ૧ કુટુંબ કલેશ. ૨. ધનની ખોટ, ૩. જઠર અથવા આંખની પીડા

**આઠમું ભવન :** ૧ મુસાફરી, ૨. અપમાન, ૩. શારીરિક ઈજા

**નવમું ભવન :** ૧ સર્વમાં નિષ્ફળતા, ૨. નાદુરસ્ત તબિયત, ઉપરી અમલદારોની અવકૃપા

**દસમું ભવન :** ૧. લાભ, ૨. વિજય.

**અગિયારમું ભવન :** ઘણા પ્રકારથી લાભ.

**બારમું ભવન :** ૧. આંખની પીડા, ૨. તકરાર, ૩. ભારે ખર્ચ, ૪, આક્ષેપ.

**ધનુ સંક્રાન્તિ :**

**પહેલું ભવન :** ૧. કેળવણીનો અભાવ, ૨. સગાંઓની અવકૃપા, ૩. કઠોર ભાષણ.

**બીજું ભવન :** ૧. ધનનો લાભ, ૨. સારો ખોરાક, ૩. બોલીથી લાભ.

**ત્રીજું ભવન :** ૧. શત્રુઓથી ઉપાધિ, ૨. ઉપરીઓની અવકૃપા.

**ચોથું ભવન :** ૧. નફો, ૨. કુટુંબ સુખ.

**પાંચમું ભવન :** ૧. ઘરમાં ક્લેશ, ૨. માનસિક ચિંતા.

**છઠ્ઠું ભવન :** ૧. વિજય, ૨. ધનલાભ, ૩. બોલીમાંથી લાભ.

**સાતમું ભવન :** ૧. પરિભ્રમણ અને થાક, ૨, વહાલાંઓનો વિયોગ.

**આઠમું ભવન :** ૧. વિજય અને સુખ.

**નવમું ભવન :** ૧. સગાંઓ સાથે અણબનાવ, ૨. નાદુરસ્ત તબિયત.

**દશમું ભવન :** ૧. સારું આરોગ્ય. ૨. ઉત્સાહ.

બીજું ભવન : ૧. નાદુરસ્ત તબિયત, ૨. ભ્રમણ ૩. ધનની ખોટ.

ત્રીજું ભવન : ૧. વિજય, ૨. લાભ, ૩. સુખી પ્રસંગો. ૪. ગુપ્તની કદર.

ચોથું ભવન : ૧. નાદુરસ્ત તબિયત. ૨. સગાનું દુઃખ ૩. માબાપનું દુઃખ.

પાંચમું ભવન : ૧. ધનની ખોટ, ૨. અગુપ્તના આક્ષેપ ૩. રોગ, ૪. તકરાર.

છઠ્ઠું ભવન : ૧. શત્રુ ઉપર શાંતિ, ૨. કાર્યવિજય, ૩. લાભ.

સાતમું ભવન : ૧. મુસાફરી ૨. વહાલાનો વિયોગ, ૩. ખર્ચ.

## ગ્રહોની અસર ક્યારે ?

સૂર્ય અને મંગળ ભવનોમાં દાખલ થવાની સાથે જ પોતાનો પ્રભાવ દર્શાવે છે ગુરુ અને શુક્ર ભવનના મધ્ય ભાગે પોતાનો પ્રભાવ દર્શાવે છે. ચંદ્ર શનિ ભવનનો ત્યાગ કરતી વખતે પોતાનો પ્રભાવ દર્શાવે છે, જ્યારે બુધ તેમની તમામ સંક્રાન્તિમાં પોતાનો પ્રભાવ દર્શાવે છે.

**સૂચના :** ભાવિ-કથન કરતી વખતે દશાપદ્ધતિની મનમા તુલના કરી તે પછી નિર્ણય પર આવવું યોગ્ય છે. બંને પદ્ધતિઓનું સામાન્ય સત્ય જ વધારે આવકારદાયી છે.



૫. કર્કનો ગુરુ શત્રુભવનમાં બેઠો હોય તો ઉત્તમ રીતે ભાગ્યશાળી થવાય અને અનેક વેપારમાં ભાગીદાર થવાય. વળી તે મંગળ અને શુક્ર કેન્દ્રીય ગ્રહો સાથે પંચમ પાયે શુભ દ્દષ્ટિમાં હોય તો ધનવૃદ્ધિ કરવામા મદદ કર તેવી જ રીતે મંગળ, શુક્ર, ગુરુ સાથે નવમે પાયે શુભ દ્દષ્ટિમાં હોય તો કલ્યાણ થતું જ જાય.

૬. વૃશ્ચિકનો કેન્દ્રીય બનેલો મંગળ, શુક્રની સાથે યુતિમા બેસીને બુધની ઉપર શુભ દ્દષ્ટિ કરતો હોય તો જિંદગીમાં ફત્તેહ મળે. ચંદ્ર-શનિના વિયોગ સિવાયનુ જીવન સર્વ રીતે સારું જાય. **વૃદ્ધાવસ્થા મુખ્યત્વે કરીને પંચાવન વર્ષથી તે બોત્તેર વર્ષ સુધીની અવસ્થા, સર્વ રીતે અતિ ઉત્તમ રીતે પસાર થાય.**

## એક જ કુંડલીમાં અનેક યોગો-એક ધનપતિની કુંડલી

### ચામરયોગ બીજે પ્રકાર :—

લગ્નમા ચંદ્ર આવ્યો છે અને કેન્દ્રી બન્યો છે તેથી ચામરયોગ થાય છે. આ યોગથી (અ) અઢળક ધનસંપત્તિ, (બ) દીર્ઘાયુષી અને (ક) સામાજિક કીર્તિ મળે છે.

### માલારીયોગ મધ્યમ પ્રકાર :—

શુક્ર પાચમા સ્થાને રાહુની કક્ષામા આવ્યો છે, તેથી મધ્યમ પ્રકારનો માલારીયોગ થાય છે, આ યોગથી ૧. અતિશય ધનપ્રાપ્તિ, ૨. પુષ્કળ સ્થાવર જંગમ મિલકત, ૩, વાહનનુ સુખ ૪. નોકર કે ભૃત્યવર્ગનુ સુખ પ્રાપ્ત થાય.

**(૧) રૂચકયોગ :** મંગળ દશમા સ્થાનમાં વૃશ્ચિક રાશીમાં સ્વગ્રહી બની કેન્દ્રી હોય તો રૂચકયોગ થાય છે, આ યોગથી ૧. સત્યવાદિત્વ, ૨. સુંદર વક્તૃત્વ, ૩. અનેક ધંધાથી કે દાનથી ધનપ્રાપ્તિ, ૪. વિજય અને ૫. નેતાપણું પ્રાપ્ત થાય છે.

**(૨) માલવ્ય યોગ :** શુક્ર દશમા સ્થાનમાં કેન્દ્રીય થવાથી માલવ્યયોગ થાય છે. આ યોગથી ૧. પુષ્કળ ધનપ્રાપ્તિ. ૨, વિશાળ પ્રમાણમાં સ્થાવર-જંગમ મિલકત, ૩. વાહનનું સુખ, ૪. નોકર કે અન્ય વર્ગનું સુખ, ૫, વિદ્યાપ્રાપ્તિ, અને ૬. દાતારપણું પ્રાપ્ત થાય છે.

આમન્દાન જગા, ૫. મોટા ઈજ્જાગ, ૬. મોટી પેઢીઓ સાથે સંબંધ અને ૭. અણધાર્યો લાભ મળે છે.

**(૪) સૂર્ય-બુધની શુભ યુતિ :** ૧. લોભી ને પાકા વેપારી બનાવે છે. ૨. નહેલાઇથી શીખનારને અભ્યાસી બનાવે છે, ૩. ધંધામા પ્રવિણ અને દિમાગમા એક્કો બનાવે છે.

(૫) ગુરુ શુક્રની લાભસ્થાનમા શુભ યુતિ ૧. લૂગડા ને ઘરેણાંનો શોખ ઉત્પન્ન કરે છે, ૨. કામમા તેમજ ગીતમા રસ આપે છે. ૩. ડહાપણ અને પવિત્રતા આપે છે. ૪. ઉદાર અને માયાળુ બનાવે છે. ૫. આદર્શ દાંપત્ય ભાગે છે.

**મહાન આફતકારક ચંદ્ર શનિનો બારમે સ્થાને વિપયોગ :**

આ યોગ ૧. મિલકતની ખુવારી કરે છે, ૨. દેવાળિયાની સ્થિતિ લાવી મૂકે છે. ૩. ભિખારી કરે છે. ૪. મિત્રો અને સગાં માણસો મારફતે જ વધુ ખુવારી થાય છે. આસમાની સુલતાની ભોગવનાર આ મહાન લક્ષ્મીપતિના જીવનમા મહાન આફતકારક સમય ૪૩ વર્ષની ઉંમરથી તે પચાસ વર્ષની ઉંમર સુધી પહોંચે છે. ક્રમે ક્રમે સુધરતા સુધરતા છાસઠમુ વર્ષ થતા થતામા તો તે પહેલાના કરતા પણ ઘણી ઉત્તમ અને સુખી અવસ્થાએ પહોંચે છે. જ્યારથી ઘણી જ ઉત્તમ અને સુખી પસાર થાય છે.

## એક મહાન લક્ષ્મીનંદન બાળકની જન્મકુંડળી

### જન્મ તારીખ ૧૩-૨-૧૯૩૨

શુભદાયક યોગો :

**(૧) ચામરયોગ** ૧. લગ્નસ્થાનમા ચંદ્ર છે અને લગ્નના અધિપતિ લાભભવનમાં ગાગ સ્થાને ગોઠવાયો છે તેથી **ચામરયોગ**

થાય છે. આ યોગથી ૧. અઢળક ધનનપત્તિ, ૨. દીર્ઘાયુષી અને ૩. સામાજિક કીર્તિ મળે છે.

**(૨) ત્રિકોણયોગ :** શુક્રના સ્થાનમા લગ્નભવને ચંદ્ર, ચંદ્રના સ્થાનમાં કર્કનો ગુરુ અને ગુરુના સ્થાનમા લાભભવનમાં શુક્ર ત્રિકોણ યોગ બને છે; તથા અનેક દિશાએથી ધનનપત્તિ ને સામાજિક કીર્તિ મળે. મહાન લક્ષ્મીપતિ થઈ વાડીવાડી ઘોડા ગાડીનું સુખ મળે.

**(૩) ભદ્રયોગ : બીજો પ્રકાર :** બુધ નવમા સ્થાનની કોણની કક્ષામાં બેઠેલો છે તેથી મધ્યમ પ્રકારનો ભદ્રયોગ થાય છે. આ યોગથી ૧. દીર્ઘાયુષ્ય, ૨. તીવ્ર બુદ્ધિ, ૩. સત્તાની પદવી, ૪. વિદ્વાનો પાસેથી સન્માન ને પ્રીતિ પ્રાપ્ત થાય છે.

**(૪) પીચયોગ : બીજો પ્રકાર** શનિ નવમા સ્થાનની કોણની કક્ષામા બેઠેલો છે તેથી મધ્યમ પ્રકારનો પીચયોગ થાય છે. આ યોગથી ધનપ્રાપ્તિ ને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે; પરંતુ એકલવાયા ને અટૂલા જીવનમાં ઘણીવાર મઝાવ પરે છે.

## એક એડવોકેટનું ગ્રહબળ

### જન્મતારીખ : ૯-૯-૧૯૦૪ ગુરુવાર

શુભકારક યોગો :—

**(૧) બેવડો ચામર યોગ :** લગ્નસ્થાનમાં રવિ અને ચંદ્ર આવ્યા છે અને કેન્દ્રી બન્યા છે તેમ જ લગ્નનો અધિપતિ સૂર્ય સિંહ રાશીનો સ્વગ્રહી થઈ પોતાના જ સ્થાનમાં કેન્દ્રી થયા છે તેથી બેવડો ચામરયોગ થાય છે આ યોગથી ૧. અઢળક ધનસંપત્તિ, ૨. દીર્ઘાયુષ્ય અને ૩. સામાજિક કીર્તિ મળે છે.

**(૨) ભદ્રયોગ :** ૧. બુધ કેન્દ્રી થઈ પહેલા સ્થાનમાં આવ્યો છે તેથી ભદ્રયોગ થાય છે. આ યોગથી-૧, દીર્ઘાયુષ્ય, ૨. તીવ્ર બુદ્ધિ, ૩. સત્તાની પદવી કે અમલદારી અને વિદ્વાનો પાસેથી સન્માન ને પ્રીતિ પ્રાપ્ત થાય છે.

**(૩) હંસ યોગ :** ગુરુ નવમા સ્થાને કોણની કક્ષામાં બિરાજમાન છે તેથી હંસયોગ થાય છે. આ યોગથી-૧. મહાસત્તા પ્રાપ્તિ ૨. પ્રબળ સત્તાની વ્યવસ્થા, ૩. દુશ્મનો પણ વખાણે એવી કાર્યશકિત. ૪. ઉદારવૃત્તિ અને ૫. સૌન્દર્યપ્રભા પ્રાપ્ત છે.

**(૪) ચંદ્ર રવિની શુભ યુતિ છે તેથી–** ૧. જિન્દગીમાં વિજય, ૨. આબાદી, ૩. સત્તા, ૪. માન, મરતબો, ને હોદ્દો તેમજ ૫. મોટાઓની કૃપા આપે છે.

(૫) સૂર્ય બુધની યુતિ છે તેથી ૧. લોભી ને પાકા વેપારી, ૨. સહેલાઈથી શીખનાર, ૩. બધી વાતો એકદમ સમજી મનમાં રાખનાર, ૪. ધંધામાં પ્રવિણ અને ૫. હિસાબમા એક્કો બનાવે છે.

## — ઇંગ્લેન્ડના રાજવીઓની કુંડળી :—

પંચમ જ્યોર્જ




છઠ્ઠા જ્યોર્જ




## - ભારતના રાજપુરુષોની કુંડળી :-

જવાહરલાલ નહેરુ



## -: ભારતની નામાંકીત વ્યક્તિઓ :-

### શ્રી ઢેબરભાઈ




### શ્રી મહાદેવભાઈ દેસાઈ



## -: જગતના મહાન પુરુષોની કુંડળી :-

### રશીયાના છેલ્લા ઝાર



